# અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો

મીસીસ ફૉસેટના અંગ્રેજી ગ્રંથને આધારે

રચનાર

ચીમનલાલ હરીલાલ સેતાલવાડ. બી. એ., એલ. એલ. બી.

વકીલ, હાઈ કોર્ટ, મુંબઈ.

મુંબઈ

એજ્યુકેશન સોસાઈટીના છાપખાનામાં છાપી પ્રસિદ્ધ કર્યું.

સંવત ૧૯૪૫ - સને ૧૮૮૮.

કિંમત રૂ. ૧-૪-૦.

# પ્રસ્તાવના

---

અત્યાર સુધીમાં ગુજરાતી ભાષામાં અર્થશાસ્ત્ર પર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી ઈનામ આપીને રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ પાસે રચાવેલો એક ગ્રંથ થયેલો છે. તે ગ્રંથ પ્રખ્યાત અર્થશાસ્ત્રી મીલના પ્રૌઢ ઉત્તમ તથા શાસ્ત્રીય પુસ્તકને આધારે લખાયેલો છે. અર્થશાસ્ત્રનો વિષય લોકોને વધારે સુગમ કરવાના હેતુથી એજ સોસાઈટિયે મીસીસ ફૉસેટના લોકપ્રિય પુસ્તકને આધારે એક નાનો ગ્રંથ લખવાને સર જમસેદજી જીજીભાઈનું ઈનામ આપીને મને સોંપ્યું તે ઉપરથી મેં આ પુસ્તક તૈયાર કીધું છે. મેં ઉપર કહેલા ગ્રંથપર મૂળ આધાર રાખ્યો છે પણ તે ગ્રંથનું અક્ષરે અક્ષર ભાષાંતર કીધું નથી. પણ દેશકાળને અનુસરીને ફેરફાર કીધા છે તેમજ અર્થશાસ્ત્રપર અંગ્રેજીમાં લખાયલા બીજા ગ્રંથોમાંની જાણવાલાયક વાતોનો સમાવેશ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ વિષયના જ્ઞાનનો પ્રસાર જેમ બને તેમ વધે એ ઈચ્છાથી ભાષા તથા વિષયનું વ્યાખ્યાન સર્વને પસંદ પડે તેવા રાખવાનો યત્ન કર્યો છે.

શબ્દપરિભાષામાં તેમજ બીજી ઘણી રીતે રાવબાહાદુર અંબાલાલના પુસ્તકથી મને મદદ મળી છે તે વિષે આ ઠેકાણે તે વિદ્વાન ગૃહસ્થનો હું આભાર માનું છું.

મુંબઈ,<br>
જાન્યુઆરી ૧૮૮૮.

# અનુક્રમણિકા.

## પ્રવેશક.

## પ્રકરણ ૩. ચીજોનાં મૂલ્ય.



## પ્રકરણ ૪. નાણાંના મૂલ્યવિષે.



# ભાગ ૩. દ્રવ્યના વિભાગ.



## પ્રકરણ ૧ જમીનભાડું.

## પ્રકરણ ૨. મહેનતનો મુસારો.



## પ્રકરણ ૩ મુડીઉપરનો નફો.



## પ્રકરણ ૪. ધંધાના મહાજનો, હડતાળ અને મુડી અને મહેનતનું એકીકરણ.



# ભાગ ૪. પરદેશ સાથેનો વેપાર, સાખ, ધીરધાર અને કર નાંખવાવિષે.

## ૬૦૫.

- ઉત્પાદન
  - જમીન
    - ખાતરો
    - યંત્રો
    - ડ્રેનેજ
  - મેહેનત
    - ઉત્પાદક
      - પદાર્થગત મદદ
        - કર્મકારની નિપુણતા
        - વેહેંચણી
          - ચપળાઈ વધે છે.
          - વખત બચે છે.
          - સોંઘો થાય છે.
          - દરેક કર્મકાર જે કામ સૌથી સરસ કરતો હોય તેના ઉપર કામે લાગેછે.
        - સહોદ્યોગ
          - કેવળ
          - મિશ્ર
        - ઓજારો વાપરવા.
          - મહેનતને બદલે આવે છે.
          - મહેનતને પાછી કામે લગાડેછે.
      - માનસિક મદદ.
        - બુદ્ધિ
        - સદાચાર
        - વિશ્વાસ્યતા
    - અનુત્પાદક
  - મુડી.
    - સ્થાયી
    - જંગમ.
- વિનિમય.
  - મૂલ્ય.
    - બાહ્યકારણો
    - નૈસર્ગિક કારણો.
  - કિંમત.
    - ઉપયોગિતા
    - શ્રમલભ્યતા
    - સમર્થખપ.
      - વધારી લેવાની શક્તિ
      - લેવાની ઇચ્છા
  - નાણાં
    - કાગળ.
      - વટાવી શકાય એવી.
        - કરન્સી નોટો.
      - ન વટાવી શકાય એવી.
        - ચેકો હુંડીયો
        - બિલ્સ ઓફ એક્સચેંજ
        - નામા.
    - ધાતુ.
      - સોનું
      - રૂપું
      - ત્રાંબું.
    - ચામડાઓ, ચાહ, મીઠું વિગેરે.
  - ચીજો.
    - જેમની છત વધારી શકાય નહિ.
    - છત વધવાથી જેમનું ઉત્પાદનખરચ વધે.
    - છત વધારવાથી જેમનું ઉત્પાદનખરચ વધતું નથી.
- વિભાગ
  - ભાડું
    - રીવાજ
      - ભાગવટી વિગેરે
    - સ્પર્ધા
      - ખેડાણની સીમા.
      - વધારાનું મૂલ્ય.
  - મુસારાનું ભંડોળ અથવા મજુરી ખરચ.
    - મહેનતની ઉત્પાદક શક્તિ
    - મુસારો અથવા ખરો બદલો.
      - ધંધાની રૂચિરતા.
      - શિખવાની સહેલાઈ તથા સોંઘાઈ.
      - કામ મળવાની સ્થિરતા.
      - કર્મકારમાં જોઈતી વિશ્વાસ્યતા
      - ધંધામાં ફતેહમંદ થવાનો સંભવ.
    - ઉત્પાદન ખરચ.
      - મહેનત.
      - અનુપભોગ.
      - જોખમ.
  - નફા
    - મુડીઉપરનું વ્યાજ.
    - જોખમનો બદલો.
    - દેખરેખ રાખવાનો મુસારો.
  - કરો
    - પ્રત્યક્ષ.
    - પરોક્ષ.
    - સમાનતાનો નિયમ (આવકના પ્રમાણમાં કર).
    - નિયમિતપણાનો નિયમ (કર અનિયમિત નહિ પણ નક્કી).
    - સગવડતાનો નિયમ (સૌથી સગવડ ભરેલે વખતે તથા સૌથી સગવડ ભરેલી રીતે આપવાનો કર).
    - ઓછા ખરચનો નિયમ. (કરથી સરકારને જેટલું મળે તેથી જેમ બને તેમ થોડું વધારે લોકો પાસેથી નિકળવું જોઇયે).

3313

# પ્રવેશક પ્રકરણ.

---

દ્રવ્યના સ્વરૂપનો, તથા તેનું ઉત્પાદન, વિનિમય,* તથા વિભાગ† જે નિયમોને અનુસરેછે તેનો નિર્ણય કરનારૂં શાસ્ત્ર તે અર્થશાસ્ત્ર.

આ પ્રમાણે જ્યારે અર્થશાસ્ત્રનો, વિષય દ્રવ્ય છે ત્યારે પ્રથમતો દ્રવ્ય એટલે શું તે બરોબર સમજવું અગત્યનું છે.

**જે પદાર્થનું વિનિમયમાં મૂલ્ય ઉપજે તે દ્રવ્ય.**—આપણે જરાક વિચાર કરીશું તો ખબર પડશે કે કેટલીક ચીજો જોકે ઘણીજ ઉપયોગી ને અગત્યની હોયછે તોપણ તેને દ્રવ્ય કહેવાય નહિ. હવા ઘણીજ ઉપયોગી ને જરૂરની છે; તે ન હોય તો માણસ મરી જાય. પણ બિલકુલ મેહેનત કર્યા શિવાય હવા જેટલી જોઇયે એટલી દરેક માણસને મળીશકેછે તેથી ગમે એટલી હવા આપણે કોઇને આપીશું તો પણ તે તેને બદલે કંઇપણ ચીજ આપવાને તૈયાર થશેનહિ; તેમજ સૂર્યના તેજનું પણ કંઇ મૂલ્ય ઉપજી શકતું નથી; વળી ઘણે ઠેકાણે પાણીનું પણ કંઈ મૂલ્ય હોતું નથી પણ જે જગ્યાઓએ કુદરતે બક્ષેલું પાણી બધા માણસોને પુરૂં પડી શકે એટલું નથી હોતું ત્યાં તેનું મૂલ્ય ઉપજે છે. મુંબાઈ વિગરે મોટા શેહેરોમાં જ્યાં પાણી આઘેથી નેહેરો ખોદીને અથવા નળો મુકીને આણવું પડેછે ત્યાં તેનું મૂલ્ય ઉપજેછે; માટે તેવી જગ્યાઓએ આપણી ઉપર કહેલી વ્યાખ્યા પ્રમાણે પાણી દ્રવ્યમાં ગણાય. પેહેલાં ઘણા લોકો એમ સમજતા હતા કે પૈસો એજ દ્રવ્ય ને તે શિવાય બીજું

---

* એક જાતનું દ્રવ્ય બિજા જાતના દ્રવ્યને બદલે અપાયલેવાય તે વિનિમય.

† દ્રવ્ય જે જુદા જુદા સાધનોથી ઉત્પન્ન કરવામાં આવેછે તે સાધનોના માલીકો વચે ઉત્પન્ન થયેલું દ્રવ્ય અમૂક પ્રમાણમાં વેહેંચાયછે તે દ્રવ્યવિભાગ.

કંઇ દ્રવ્ય ગણાય નહિ; આ સમજને લીધે કોઇપણ દેશમાં જેટલું સોનું રૂપું હોય તેટલો તે દેશ દ્રવ્યવાન એમ લોકો માનતા. જેમ બને તેમ દેશમાંથી આવી કીંમતી ધાતુઓ થોડી બહાર જાય તેમ ઠીક એમ ધારી વેપારપર ઘણા કૃત્રિમ પ્રતિબંધો નાંખવામાં આવતા. આવી ભૂલ થવાનું કારણ એ છે જે દ્રવ્ય નાણાથી મપાયછે. કોઈ દ્રવ્યવાન માણસની ઉપજ વિષે આપણે વાત કરિયે છિયે ત્યારે એમ કહિયે છિયે કે તેની ઉપજ આટલા હજાર રૂપિયાની છે. કોઈ દેશની વાર્ષિક ઉપજ અથવા ખરચની વાત કરતાં તે ઉપજ અથવા ખરચ આટલા કરોડ રૂપિયાનું છે એમ આપણે કહિયે છિયે. એટલે ખરૂં જોતાં નાણું તે દ્રવ્યની સંજ્ઞા છે. તેને દ્રવ્યની સંજ્ઞા સમજવાને બદલે તેજ દ્રવ્ય છે એમ લોકોએ ભૂલ કરી, અર્થાત્ સંજ્ઞા અને સંજ્ઞિત વચેનો તફાવત તેઓ સમજ્યા નહિ.

આ અને આવીજ તરેહના બીજા કારણોને લીધે નાણાનું ખરૂં સ્વરૂપ શું તે લોકો સમજી શક્યા નહિ. આ બાબત વિષે યથાર્થ બોધ થવાને માટે જે પ્રજાઓએ સોના તથા રૂપાના નાણાંઓનો ઉપયોગ કર્યો નથી તેમણે પોતાનો વ્યવહાર કેમ ચલાવ્યો તે ઇતિહાસમાંથી જોવું જોઇયે. એક વખતે ચીનની પ્રજા ચાહની દાબેલી પડિકિયોને નાણાં દાખલ વાપરતી. હજુ હાલ પણ કેટલાક ઇંડિયનો એક જાતની છીપને નાણાંની જગ્યોએ વાપરેછે. વળી કેટલાક આરબો ઢોરને પણ નાણાં તરીકે વાપરતા. તે લોકોએ પણ જે લોકો નાણાં તેજ દ્રવ્ય એમ સમજે છે તેવીજ ભૂલ કરી. તેઓની એવી સમજ હતી કે જે દેશમાં ઢોરોના મોટા ટોળાંને ટોળાં ન હોય તે દ્રવ્યવાન નહિ. કોઈ પણ દેશ કેટલો દ્રવ્યવાન છે તે તેમને જાણવું હોય ત્યારે તેઓ એમ પૂછતા કે તે દેશમાં કેટલાં ઢોર છે. દરેક દેશના ઈતિહાસમાં એવો વખત હંમેશાં આવેલો હોયછેજ કે જે વખતે ગમે તેવા જંગલી પ્રકારના પણ નાણાં ઉપયોગમાં આવ્યાં નથી હોતાં. આવે વખતે દરેક વિનિમય સાટેથીજ કરવામાં આવેછે.

**નાણાનું ખરૂં સ્વરૂપ.**—ત્યારે નાણું તે શું છે? તે મૂલ્યનું એક માપ છે ને વિનિમય કરવાનું એક સાધન છે. નાણાંને આપણે

મૂલ્યનું માપ કહ્યું તેનો અર્થ એજ કે સર્વની સંમતિથી જે કોઈ પણ વસ્તુ બીજી બધી વસ્તુઓનું મૂલ્ય નિર્ણય કરવાને પ્રમાણ તરીકે પસંદ કરવામાં આવે તે વસ્તુ તે નાણું. આપણે ઉપર કહી ગયા કે આવી રીતે પસંદ કરેલી વસ્તુ રૂપું અથવા સોનું હોવું જોઇયે એ અવશ્યનું નથી. ખરૂં જોતાં ગમે તે વસ્તુને મૂલ્યના માપ તરીકે પસંદ કરવામાં આવે.

નાણું તે વિનિમય કરવાનું સાધન છે એમ કહેવાનો અર્થ એ કે એક વસ્તુનો બીજી વસ્તુ સાથે વિનિમય ઘણું કરીને નાણાંની દ્વારા થાયછે. કોઈ ખેડુતને પોતાના ઘઉં વેચવાના હોય ને ખાતર વેચાતી લેવાનું હોય તો તે ઘણું કરીને આ બે વસ્તુઓનો લાગલોજ વિનિમય કરતો નથી; તે પેહેલો તો પોતાના ઘઉં વેચી તેના નાણાં કરેછે ને પછી તે નાણાંવતી ખાતર વેચાતું લેછે.

દ્રવ્ય ને નાણું એકજ છે એમ ગણવાની ભૂલ જે આપણે ઉપર બતાવી ગયા તે ભૂલભરેલી સમજને લીધે લોકોએ એવી રાજનીતિ ચલાવવા માંડી કે ગમે તે રીતે દેશમાં સોના રૂપાનો સંચય થાય એમ કરવું. આમ કરવાના હેતુથી રાજકારભારિયોએ દેશમાંથી બહાર જતા માલ ઉપર વેપારિયોને બક્ષિસ આપીને દેશની નિકાશને ઉત્તેજન આપવા માડ્યું તથા દેશમાં આવતા માલ ઉપર ભારે જકાત નાંખીને જેમ બને તેમ પરદેશથી પોતાના દેશમાં આવતો માલ બંધ કરવાનો પ્રયત્ન કર્યો. તેઓના મનમાં આમ કરવાનું કારણ એમ હતું કે જો પરદેશનો માલ આપણા દેશમાં આવે તો તેને બદલે પરદેશના વેપારિયો આપણા લોક પાસેથી નાણાં લઈ જાય. તેમની સમજની ભૂલ એજ હતી કે તેઓ નાણાં એજ દ્રવ્ય એમ માનતા ને તેથી પરદેશનો માલ પોતાના દેશમાં ખપશે તો પોતાના દેશનું દ્રવ્ય ઓછું થશે એમ ધારી તેઓ તે અટકાવવા ગયા. ઇંગ્લાંડના લોકોમાંથી આ ભૂલ ભરેલી સમજ કાહાડનાર પેહેલવહેલો એડમ્ સ્મિથ્ હતો. તેણેજ ત્યાંના લોકોને નાણાંનું યથાર્થ સ્વરૂપ સમજાવ્યું તથા બતાવ્યું કે વેપાર ઉપરના સઘળા પ્રતિબંધ જો દૂર કરવામાં આવે તો દેશની નિકાશ તથા આમદાની માલ હમેશાં સરખાં થવા માંડશે.

**અબાધિત વ્યાપાર.**—આ બાબત વિષે આગળ ઉપર આપણે વધારે વિવેચન કરિશું. અહિં એટલુંજ કેહેવું બસ છે કે માલની આવક ઉપરના પ્રતિબંધો કાહાડી નાંખીને વેપારને સ્વાભાવિક રીતે ચાલવા દેવાની રીત તે અબાધિતવ્યાપારનીતિ.

આપણા વિષયના જે ત્રણ મોટા વિભાગ આપણે પેહેલાં કહિ ગયા તેમાંના પેહેલા વિષે એટલે દ્રવ્ય-ઉત્પાદન વિષે આપણે હવે કહિશું.

## પ્રવેશક પ્રકરણ ઉપર સવાલો.

૧. અર્થશાસ્ત્ર એટલે શું?
૨. દ્રવ્ય કોને કેહેવું?
૩. નાણું એટલે શું?
૪. વખતે વખત લોકોએ નાણાં તરીકે વાપરેલી ચીજોના દાખલા આપો.
૫. સાટું એટલે શું?
૬. વેપાર ઉપર અડચણો નાંખવાની રાજનીતિનો હેતુ શો હતો ને તેમાં શી ભૂલ હતી?
૭. હાલ એ રાજનીતિને બદલે કઈ રાજનીતિ ચાલવા માંડીછે.

---

૧. કોઈ માણસ પાસે બિલકુલ નાણાં ન હોય તે દ્રવ્યવાન કહેવાય?
૨. સ્પાર્ટાના લોકો સોનું બિલકુલ વાપરતા નહિ, માટે તે ઓછા દ્રવ્યવાન કેહેવાય કે કેમ?

---

# ભાગ ૧.

## દ્રવ્યનું ઉત્પાદન.

આપણે પ્રવેશક પ્રકરણમાં કહ્યું કે દ્રવ્યનું ઉત્પાદન, વિનિમય અને વિભાગ જે નિયમોને અનુસરીને થાયછે તેનો નિર્ણય અર્થશાસ્ત્ર કરેછે.

**ઉત્પાદનનાં ત્રણ આવશ્યકો.**—આ ભાગમાં ફકત દ્રવ્યના ઉત્પાદન વિષેજ વિવેચન કરવામાં આવશે. જમીન, મેહનત અને મુડી એ

ઉત્પાદનનાં ત્રણ આવશ્યકો છે, જે ત્રણે એકજ વખતે કામે લાગવાથી દ્રવ્ય ઉત્પન્ન થાયછે. આ ત્રણ આવશ્યકોના વિવિધ વ્યાપારો સ્પષ્ટ રીતે સમજાવી શકાય અને દ્રવ્યના ઉત્પાદનમાં તેમાંનો પ્રત્યેક જે વિશેષ કામ બજાવેછે તેનો યથાર્થ નિશ્ચય કરી શકાય તે માટે આ ભાગના જમીન વિષે, મેહેનત વિષે અને મુંડી વિષે એમ કરી ત્રણ પ્રકરણ કરવામાં આવશે.

## પ્રકરણ ૧.—જમીન વિષે.

**જમીન દ્રવ્યઉત્પાદનનું એક સાધન.**—સહજ વિચાર કરીશું તો તરત એમ લાગશેજ કે દ્રવ્યનું ઉત્પાદન જમીન વગર થાયજ નહિ. વેપારનો કોઈ પણ પદાર્થ એવો નથી કે જે પ્રત્યક્ષ રીતે અથવા પરોક્ષ રીતે જમીનમાંથી ઉત્પન્ન થયો નહિ હોય. આપણા ઘરની વસ્તુઓ તથા આપણા પેહેરેલાં કપડાં જોઈશું તો તેમાં પણ એકે વસ્તુ એવી માલમ નહિ પડે કે જેની ઉત્પત્તિ જમીનમાંથી થઇ નહિ હોય. આપણે સુતરના કપડાં પેહેરિયે છિયે તે જમીનમાંથી થયેલાં એ વાત તો પ્રત્યક્ષ છે; સુતર રૂનું બનેલું છે અને રૂ જમીનની પેદાશ છે. વળી ઉનના કપડાં પણ જમીનમાંથીજ થયેલાંછે એમ સહજ વિચારથી માલમ પડશે; ઉન મેઢાંનાં શરીર પરથી લેવામાં આવેછે પરંતુ તે મેઢાંઓ ઘાસ વિગરે જે પદાર્થો ખાઇને જીવેછે તે બધા જમીનમાંથીજ પેદા થાયછે. સઘળા સિદ્ધ પદાર્થો પ્રાણિજ, ઉદ્ભિજ્જ અથવા ખનિજ ઉત્પન્નોનાં બનેલા હોયછે, અને તે સઘળાં જમીનમાંથીજ થાયછે.

દ્રવ્ય ઉત્પાદનમાં જમીન એટલું અગત્યનું સાધન છે કે પેહેલાં કેટલાક અર્થશાસ્ત્રી એમ કહી ગયાછે કે દ્રવ્ય ઉત્પાદનનું સાધન એકજ છે અને તે સાધન જમીન છે. પણ આપણે આગળ બતાવીશું કે દ્રવ્યઉત્પાદન માટે મેહેનત અને મુડીની પણ જરૂર છે.

**જમીનની ઉત્પાદકશક્તિ શાથી વધે.**—એવી ઘણી વાતો છે કે જેને લીધે જમીનની ઉત્પાદક શક્તિ વધી શકેછે. ઇંગ્લાંડમાં રસાયણશાસ્ત્રની મદદથી ઘણાં નવી નવી તરેહનાં ખાતરો બનાવ-

વામાં આવેલાંછે કે જે વાપરવાથી જમીનમાંથી પેહેલાં કરતાં ઘણી વધારે પેદાશ કરી શકાયછે. વળી ત્યાં ખેતીવાડીનાં ઘણાં ખરાં કામો યંત્રોની મદદથી કરવામાં આવેછે ને તેથી પણ જમીનની ઉત્પાદકશક્તિ વધેલી છે. દુર્ભાગ્યે આપણા દેશમાં એવા સુધારાઓ હજુ દાખલ થયા નથી. પરંતુ આપણા દેશનો ઘણો આધાર હાલ ખેતી ઉપર છે તે ઉપર વિચાર કરતાં એવા સુધારાઓ જલદીથી દાખલ કરવાની ઘણી જરૂર છે.

**મોટા અને નાના પાયા પર ખેતી.**—આ બેમાંથી શામાં ગેરફાયદા કરતાં ફાયદા વિશેષ છે એ વિષે ઘણા મતભેદ છે. મોટા પાયાપર ખેતી કરવામાં મુખ્ય ફાયદો એ છે, કે તેમ કરનારો ખેડુત સુધરેલા યંત્રસાધનો વધારે સેહેલાઈથી વાપરી શકેછે. કારણ કે સ્વભાવિક રીતે ૮ વીઘાં જમીન ખેડનારા ખેડુત કરતાં ૮૦૦ વીઘાં ખેડનાર ખેડુતને વરાળથી ચાલતો હળ તથા કણસલાં ઝૂડી કહાડવાનું યંત્ર વાપરવું વધારે પરવડશે, તથા ફાયદાકારક થશે; અને તે ખેતીવાડીના હથિયારોમાં થયેલા નવા નવા સુધારાઓનો વધારે ફાયદો લઈ શકશે. ૫૦૦ મેઢાં સાચવવાને જેટલા ભરવાડ જોઈએ તેથી બમણા કંઈ ૧૦૦૦ મેઢાં સાચવા સારૂ જોઈએ નહિ. ૧૦૦ ઢોર પાળવાને સારૂ જેટલું દર ઢોરે ખરચ પડે તેટલું કંઈ ૫૦૦ ઢોર પાળવામાં પડે નહિ.

બીજી તરફથી જે નાનાપાયા પર ખેતી કરેછે તે પોતે જાતે ઘણુંખરૂં કરી શકેછે અને કામે લગાડેલા માણસ ઉપર જાતે સારી દેખરેખ રાખી શકેછે તેને લીધે કંઈ કામ ગફલતથી બગડવાનો સંભવ રેહેતો નથી. કારણ કે હમેશાં આપણને જાતે આપણું કામ કરવાની જેટલી ચાનક હોયછે તેટલી બીજાને હોતી નથી.

**પોતાની માલકીની જમીન ખેડનારા અને ભાડું આપી બીજાની જમીન ખેડનારા ખેડુતો.**—આપણે કહી ગયા કે નાના પાયા પરની ખેતીમાં ખેડુતની જાત મેહેનતને લીધે કામ ઘણું સારૂં થાયછે પણ તે વાત ઘણુંકરીને પોતાની માલકીની જમીન ખેડનારા ખેડુતનેજ વધારે સારી રીતે લાગુ પડેછે. કારણ કે જ્યારે ખેડુતના

મનમાં એમ હોયછે કે જેમ હું વધારે મેહેનત કરીશ તેમ મારે આપવાનું જમીનભાડું નક્કી વધતું જશે ત્યારે તે ઘણોજ નાઉમેદ થઈ જાયછે; પોતાની માલકીની જમીન ખેડનાર ખેડુતને તો એમ હોયછે કે જો હું વધારે મેહેનત કરીશ તો તેનો સઘળો ફાયદો મનેજ મળશે; પણ ભાડું આપી બીજાની જમીન ખેડનાર ખેડુતના મનમાં તો એમ ખાતરી હોયછે કે જે હું વધારે મેહેનત કરીશ તેનો ફાયદો મને નહિ મળે પણ જમીનનો માલીક લઈ જશે. મુંબઈમાં ત્રીસવરસના પટે જમીન આપેલીછે, તેથી ખેડુત સુધારો કરતાં તથા મેહેનત અને ખરચ કરતાં આચકો ખાયછે.

પણ કેટલીક ચીજો એવી છેકે જે સારી રીતે ઉત્પન્નકરવાને નાના પાયાપર ખેતી કરવાની જરૂર છે. મેવા વીગરે એવી પેદાશ છે કે જે પેદા કરવાનેસારૂ ઘણીજ સારી દેખરેખ તથા સંભાળ જોઇયે. અને એવી સારી દેખરેખ અને સંભાળ માણસ પોતે જાતેજ રાખી શકેછે. પગાર આપી રાખેલા માણસો બરોબર કામ કરતા નથી. કારણ કે તેઓને તો ગમે તેવી વેઠ ઊતારી પોતાનો પગાર સહી કરવા તરફ નજર હોયછે. અને જાતે દેખરેખ તથા સંભાળ રાખી શકવાને માટે નાના પાયા ઉપર ખેતી કરવી જોઇયે.

આપણે આગળ બતાવીશું કે કામ કરનારને જે જમીન તેઓ ખેડતા હોય તેની ઉપજમાં પ્રત્યક્ષ ભાગ આપવાથી મોટા તથા નાના પાયાપરની ખેતીના ફાયદાઓનો સામટો લાભ લઇ શકાય.

## પ્રકરણ ૧ ઉપર પ્રશ્નો. જમીન.

૧. દ્રવ્યઉત્પાદનના ત્રણ આવશ્યકો ક્યા ?

૨. દ્રવ્યઉત્પાદનમાં જમીન વગર ચાલે એમ નથી એ બતાવો.

૩. જમીનની ઉત્પાદકશક્તિ વધારવાના સ્પષ્ટ દેખાઇ આવતાં સાધનો કયાં છે તે કહેો.

૪. મોટા તથા નાના પાયાપર ખેતીના ફાયદા ગેર ફાયદા ગણાવો.

૫. પોતાની માલકીની જમીન ખેડનારો ખેડુત તથા ગણોતી ખેડુત વચ્ચે શામાટે ભેદ ગણવો જોઇયે ?

૧. કોઇ ગ્રંથકારે પોતાનો ગ્રંથસ્વામિત્વનો હક રૂ. ૧૫૦) સારૂ વેચ્યો. એ પ્રમાણે એ ગ્રંથનું વિનિમય મૂલ્ય ઉપજ્યું માટે એ દ્રવ્ય. એ દ્રવ્યના ઉત્પાદનમાં જમીન અને મુડીએ કંઈ ભાગ લીધો છે અને લીધો છે તો કેવી રીતે ?

---

## પ્રકરણ ૨. મેહેનત વિષે.

**મેહેનત એ દ્રવ્યઉત્પાદનનું એક આવશ્યક છે.**—પ્રવેશક પ્રકરણમાં દ્રવ્યનું સ્વરૂપ સમજાવ્યું તે વખતે આપણે એક દાખલો આપી બતાવ્યું હતું કે એક ચીજ કોઈ અમૂક પ્રસંગે દ્રવ્ય ન ગણાય તેની તેજ કોઈ બિજા પ્રસંગોમાં દ્રવ્યમાં ગણાય. આપણે તે વખતે બતાવ્યું હતું કે જે ઠેકાણે પાણી કુદરતની મેહેરબાનીથી જોઇયે તેટલું સહજ મળેછે ત્યાં તેનું કંઈ વિનિમયમૂલ્ય હોતું નથી કારણ કે જે ચીજ મફત અને મેહેનત વગર મળે તેને કોઈ વેચાતી લેવા જાયજ નહિ. પણ જે જગ્યાએ જોઇતું પાણી મેળવવાને મેહેનત પડેછે ત્યાં પાણી તરત દ્રવ્યમાં ગણાયછે. તેજ પ્રમાણે જે બધી ચિજોને વિનિમયમૂલ્ય હોયછે તે વાપરવા સારૂ તૈયાર કરવામાં ઘણી જુદી જુદી જાતની મેહેનત કામે લાગેલી હોયછે. એક રોટલી જેવી સાધારણ ચિજ બનાવવાને પણ જે બધી જુદી જુદી જાતની મેહેનતો કામે લાગેછે તે ગણાવતાં પણ પાર આવે નહિ. કોઈ એમ કેહેશે કે એમાં શું ? રોટલી બનાવવાને રાંધનારની મેહેનત કામે લાગેલીછે. એ વાત ખરી પણ રોટલી તૈયાર કરવામાં જે બિજી બધી મેહેનતો કામે લાગેલી છે તેના પ્રમાણમાં રાંધનારની મેહેનત તો છેક નહિ જેવી ગણાય. ખરૂં જોતાં તો ઘઉં દળનારો, ઘઉં વાવનારો તથા લણનારો, જમીન ખેડનારો ખેડુત, ખેતીના હથિયાર બનાવનારો કારિગર કે જેણે હળ બનાવ્યો, જે ધાતુનો હળ બન્યો હોય તે ધાતુ ખાણમાંથી કાહાડનારા ખનકો, વળી ગાડાવાળાઓ, વાહાણવાળાઓ, ખલાશિયો વીગરે સઘળા જે ઘઉંને જોઇતા હોય ત્યાં લઈ જવાને કામે લાગ્યા હશે તેઓ, વાહાણ બાંધનારા-

ઓ અને એ પ્રમાણે વિચાર કરતાં બિજા અસંખ્ય માણસો, એ બધાઓએ રોટલી બનાવવામાં ભાગ લીધો છે એમ કેહેવાય.

**ઉત્પાદનમાં મેહેનત કેવી રીતે કામે લાગેછે.** દ્રવ્યના ઉત્પાદનમાં મેહેનત જે કામ કરેછે તે "વસ્તુઓને જોઇતી જગ્યાએ મુકવાનું" અથવા "એક વસ્તુને બીજાની પાસે લઇ જવાનું અથવા તેની પાસેથી ખસેડવાનું" છે એમ અર્થશાસ્ત્રી મીલ કેહેછે. આ વ્યાખ્યાની વ્યાપ્તિ એટલી મોટી છે કે તેમાં ઉદ્યોગના સઘળા વિવિધ વ્યાપારોનો સમાવેશ થઈ જાયછે. "ત્યારે સૃષ્ટીમાં મેહેનત તો વસ્તુઓને ગતીમાં મુકવામાંજ હમેશા કામે લાગેલી હોયછે; બાકીનું બધું પદાર્થના ગુણોથી તથા કુદરતના નિયમોથી થાયછે."

આપણે જુઓ કે એક ઘર બાંધવું હોય તેમાં શી શી તરેહની મેહેનત કામે લાગેછે. પેહેલું તો ઇંટો કેમ બનાવવામાં આવેછે! માટીને ખોદી લાવી ઇંટવાડે લાવવામાં આવેછે; પછી તેમાં પાણી નાંખીને ખુંદી દાબીને તેના અમુક ઘાટના ચોસલાં બનાવવામાં આવેછે ને તે ચોસલાંઓને દેવતામાં મુકવામાં આવેછે. આટલું મેહેનત કરેછે પણ મૂળ માટીનું પેદા થવું અને દેવતાના સંયોગમાં આવવાથી તેનું પાકું થવું એ તો કુદરતના નિયમોથી થાયછે. તેમજ પાટિયાં શી રીતે બનેછે. ઝાડ ઉપર કુહાડાનો ઘા કરવો પડેછે ને પછી તે પાડેલા ઝાડના થડિયા ઉપર કરવત મુકવાથી પાટિયાં પડેછે. આ ઉપરથી સેહેજ જણાશે કે "પદાર્થને ગતિ આપવા શિવાય બીજી કોઈ રીતે માણસ તેનાપર કંઈ અસર કરી શકતો નથી."

**કોઈ પણ ચીજ ઉપર કુશલ મેહેનત કામે લાગવાથી તેનું મૂલ્ય કેટલે દરજ્જે વધી શકેછે** તેના ઘણા દાખલા ઘડિયાળો બનાવવાના વિવિધ વ્યાપારોમાંથી આપણને સેહેજ મળી આવશે. નાની ઘડિયાળોમાં સૂક્ષ્મદર્શકયંત્રથી જોઈ શકાય એવા ઝીણા જે સ્ક્રુ વાપરવામાં આવેછે તેવા એક શેર સ્ક્રુની કિંમત ઉંચા ૭ શેર સોનાની કિંમત જેટલી થશે. વળી દરેક નાની ઘડિયાળમાં જે વાળ જેવી કમાન વાપરવામાં આવેછે તે એવી બારીક હોયછે કે તેનું વજન એક શેરના $\frac{૧}{૧૫૦૦૦}$ ભાગનું થાયછે પણ તેનાપર બહુ ઝીણી કારીગરી વાપરવી

પડી હોયછે તેથી તેનું મૂલ્ય એટલું તો વધી જાયછે કે એક શેર પોલાદના શળિયાની જે કિંમત થાય તેના કરતાં ૪૦૦૦ ઘણી કિંમત એક શેર વજનમાં ચઢે તેટલી એ કમાનો લઇયે તો તેની થાય.

જો કે મેહેનત વગર દ્રવ્યનું ઉત્પાદન થતું નથી તોપણ એવી કેટલીક મેહેનત છે કે જે ઘણી ઉપયોગી છે તોપણ દ્રવ્યના ઉત્પાદનમાં કંઇ મદદ કરતી નથી. આવી મેહેનતને અનુત્પાદક મેહેનત કેહેછે. જુદા જુદા અર્થશાસ્ત્રિયોએ આપેલી અનુત્પાદક મેહેનતની વ્યાખ્યાઓમાં એક બીજા વચ્ચે ઘણો તફાવત છે. આમ થવાનું એક કારણ એ છે કે કેટલાક અર્થશાસ્ત્રીયો "અનુત્પાદક" એ વિશેષણની સાથે કંઇ દૂષણ રહેલું હોય એમ સમજે છે. પણ આ શબ્દથી કંઈ દૂષણનો અર્થ આવેછે એમ સમજવાનું કંઇ કારણ નથી. એમ સમજીએ ત્યારે તો એમ ઠર્યું કે જીવતરનો યોગ્ય ઉદ્દેશ તે ફક્ત દ્રવ્યનું ઉત્પાદનજ છે. મીલ ઉત્પાદક મેહેનતની આ વ્યાખ્યા આપેછે, "પદાર્થોમાં રહેલી અને સમાયેલી ઉપયોગિતા ઉત્પન્ન કરે તે મેહેનત ઉત્પાદક મેહેનત."

**પરોક્ષ રીતે ઉત્પાદક મેહેનત.**—ત્યારે એવો સવાલ ઉઠેછે કે શું શિક્ષકની મેહેનત અનુત્પાદક છે? નિશાળના શિક્ષકો કંઈ જાતે પદાર્થોમાં રહેલી અને સમાયેલી ઉપયોગિતા ઉત્પન્ન કરતા નથી પણ તેમની મેહેનતને લીધે ઉત્પાદક ઉદ્યોગ કરનારાઓની સંખ્યા ઘણી વધેછે. આપણે ધારો એક મેહેતાજી કોઈ ગામના આળસ અને દુર્ગુણમાં વખત ગાળતા પચાસ છોકરાઓને શિખવી ઠેકાણે આણેછે. જો હવે આમ થવાથી તે છોકરાઓ કંઈ સારે ધંધે ચડે તો તેમાંના ઘણા ઉત્પાદક કર્મકારો થાય. તેમજ કોઈ માણસ એક યંત્ર શોધી કાહાડે અને તેથી બીજા માણસોની મેહેનતની ઉત્પાદકશક્તિ સોઘણી વધે તો તે શોધી કહાડનારની મેહેનત શું અનુત્પાદક ગણવી? નહિજ. માટે એમ સમજવું જોઇએ કે મેહેનત બે રીતે ઉત્પાદક થઈ શકેછે. એક પરોક્ષ રીતે ને બીજી પ્રત્યક્ષ રીતે. પેહેલા વર્ગમાં નિશાળોના મહેતાજી, નવા શોધ કરનારાઓ, પોલીસના માણસો વિગરેની મેહેનત આવી જાયછે. બિજા વર્ગમાં વાહાણ બાંધનારાઓ

મોચિયો અને બિજા સઘળા કે જેની મેહેનતથી પદાર્થોમાં રહેલી અને સમાયેલી ઉપયોગિતા ઉત્પન્ન થાયછે તે બધાની મેહેનત આવશે.

**અનુત્પાદક મેહેનત.** જે મેહેનત પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે લોકસમસ્તનું વાસ્તવિક દ્રવ્ય વધારવામાં મદદ કરતી નથી તે અનુત્પાદક મેહેનત. નાટક કરનારાઓ, ગવૈયા તથા કથા કેહેનારા વ્યાસ વિગરેની મેહેનત અનુત્પાદક છે. વ્યાસ બે ત્રણ મહિના સુધી કથા કેહે તે મેહેનતથી દ્રવ્ય ઉત્પાદન થતું નથી એટલુંજ નહિ પણ ઉલટું ઘટેછે કારણકે તેટલી મુદત સુધી વ્યાસ જેટલા દ્રવ્યનો ઉપભોગ કરે તેટલું ફોકટ જાયછે. વળી સાંભળવા બેસનારાઓનો તેટલો વખત જો દ્રવ્યઉત્પાદનમાં વપરાતો હોય તો જે ફાયદો થાય તે પણ અટકેછે. ખેડુત પણ તેની મેહેનત ચાલે ત્યાં લગી ખાયછે ખરો પણ તેની મેહેનત પુરી થઇ કે તેણે જેટલા દ્રવ્યનો ઉપભોગ કર્યો હશે તેના કરતાં પચાસ ઘણું વધારે નવું દ્રવ્ય ઉત્પન્ન થાયછે. પણ વ્યાસ તો કથા કહી રહ્યા એટલે તેમાંથી કઇ નવું દ્રવ્ય ઉત્પન્ન થયું નહિ પણ ઉલટું તે મુદતમાં તેમણે જે ખાધું તે છુટી પડ્યું. પણ કોઇ કેહેશે કે એમ કેમ, કથા પુરી થાયછે એટલે વ્યાસ મહારાજને સાંભળનારા તરફથી રૂપિયા મળેછે તેટલું તે કમાય છે ને એ તેની મેહેનતનું ફળ થયું. પણ એ તો રૂપિયા સાંભળનારાના ગજવામાંથી નિકળી વ્યાસ મહારાજના ગજવામાં પડ્યા કંઇ નવું દ્રવ્ય પેદા થયું નહિ.

કેટલીક વખતે ઉત્પાદક કર્મકારોની મેહેનત અનુત્પાદક નિવડે છે. ધારો કે એક મોટું કારખાનું બાંધવા માંડ્યું એવામાં કંઇ કારણસર તે કામ અધવચ બંધ રાખવું પડ્યું ને નકામું થઇ પડ્યું તો તે કામ કરવામાં વાપરેલી મેહેનત દ્રવ્યઉત્પાદનમાં કંઇ કામ લાગી નહિ, એટલે અનુત્પાદક નિવડી એમ કહેવાય. તેથી કેટલીક વખતે એક અમુક વર્ગનાં કર્મકારો ઉત્પાદક કે અનુત્પાદક નિવડશે તે એકદમ તેમના કરેલા કામનું પરિણામ જોયા શિવાય કહી શકાતું નથી.

**કામની વેહેંચણી.** મેહેનતની ઉત્પાદકશક્તિ ઘણાં કારણોને લીધે વધી શકેછે. તેમાં મુખ્ય કામની વેહેંચણી છે. કેટલાક ધંધાઓમાં ઘણા કારીગરો કામે લાગેલા હોયછે ને તેમાંનો દરેક જુદું જુદું કામ

કરેછે. એક ટાંકણી તૈયાર કરવામાં આશરે ૧૮ જાતની જુદી જુદી ક્રિયા કરવામાં આવેછે. પેહેલાં તો તાર બનાવવા, તેના અમૂક લંબાઈના કકડા કરવા, અણી કાઢવી, માથું બનાવવું ને તે કકડા પર બેસાડવું, ટાંકણીને ચળકાટ આપવો વિગરે. હવે ગમે તેવો હુશિયાર કારિગર જો પોતે જાતેજ આ બધું કામ કરે તો ભાગ્યે દાહાડાની ૨૦ ટાંકણિયો થાય. પણ જ્યારે ઉપર બતાવેલું દરેક કામ જુદા જુદા માણસ કરેછે ત્યારે એવી રીતે કામે લાગેલા દસ કારિગરો એક દિવસમાં ૫૦,૦૦૦ ટાંકણિયો બનાવી શકેછે; એટલે સરાસરી કહાડતાં દરેક માણસ દાહાડાની ૫૦૦૦ ટાંકણી બનાવી શક્યો એમ કહેવાય. આ ઉપરથી જણાશે કે પેહેલાં જે માણસ દાહાડાની ૨૦ ટાંકણી બનાવી શકતો નહોતો તે કામની વેહેંચણીથી દિવસની ૫૦૦૦ બનાવી શકેછે. કામની વેહેંચણીના ચાર ફાયદા છે. ૧. કારિગરની ચપળતા વધે છે. ૨. કારિગરને એક કામ ઉપરથી બીજું કામ હાથમાં લેવાનું નહિ હોવાને લિધે વખત બચેછે. ૩. કારિગરનું એક ખાસ ક્રિયા ઉપરજ ચિત્ત ચોટેલું રેહેવાથી યોગ્ય યંત્ર શોધી કહાડવાનો સંભવ વધેછે. ૪. દરેક કારિગર જે કામ સઉથી સરસ કરી શકતો હોય તે કામ ઉપરજ તેને લગાડાય છે.

**પેહેલા ફાયદાનું ઉદાહરણ.** કારિગરની ચપળતા વધેછે એ કામની વેહેંચણીનો મોટામાં મોટો ફાયદો છે. એક માણસને ફકત એકજ કામ કરવાનું હોય તેથી તે કામમાં તો તે એવો કસાયલો ને ચપળ થઈ જાયછે કે બીજાને આશ્ચર્ય લાગે. વિલાયતમાં બર્મિંગહામ ગામમાં પેન બનાવવાનું મોટું કારખાનું છે, તેમાં કેટલાક મજુરોને ફકત તૈયાર થયેલી પેનો સંચામાંથી બાહાર કાહાડવાનુંજ કામ હોયછે. આ તેઓ એટલી તો આશ્ચર્ય કારક ઝડપથી કરેછે કે તેઓના હાથની ગતિ, જોનાર આંખવતી ધારીને ભાગ્યેજ જોઈ શકે. આવી ચપળતા કારિગરને જો ફકત એકજ કામમાં ચિત પરોવવાનું હોય તોજ આવી શકે. આપણે અહિંયાપણ જોઈશું તો માલમ પડશે કે શેહેરના સોનિયો ગામડાના સોની કરતાં ઘણી ઝડપથી કામ કરી શકેછે. તેનું કારણ એટલુંજ છે કે શેહેરમાં કામની વેહેંચણી

હોયછે. ચિતરવાનું કામ હોયછે તે ચિતરનાર કરેછે; તાર ખેંચવાનું કામ તાર ખેંચનાર કરેછે; ગુંથવાનું કામ બૈરાં કરેછે. એ પ્રમાણે કામની વેહેંચણી થવાથી કામ જલદી થાયછે. ગામડાના સોનિયો બધું કામ પોતે કરેછે તેથી વાર લાગેછે એટલુંજ નહિ પણ ઘાટ સારો શોભીતો થતો નથી.

**બીજા ફાયદાનું ઉદાહરણ.** કામ કરનારને એક તરેહનું કામ મુકી બીજી તરેહનું કામ પકડવાનું ન હોવાને લીધે થતો ફાયદો રોજ રેલવે સ્ટેશન ઉપર જે થાયછે તે જોતાં સેહેજ માલુમ પડશે. ગાડિયોમાંથી દિવા કાહાડી લેતીવખતે એક માણસ ગાડી ઉપર ચડેછે ને ત્યાંથી દિવો લઈ નીચે ઉભેલા બીજા માણસને આપેછે જે તેને દિવા મુકવાની ગાડીમાં મુકેછે. આ પ્રમાણે થોડી મિનિટમાં ત્રીસ, ચાળીસ દિવા ઉતારેછે. જો હવે એકજ માણસ આ બધુંએ કામ કરે તો ઉપરથી બેત્રણ દિવા કહાડી નીચે મુકવા ઉતરવું પડે ને બીજા લેવા પાછા ઉપર ચડવું પડે. એમ હોય તો બે મળીને જે કામ પાંચ મિનિટમાં કરી શકેછે તે એક માણસને કરતાં અડધા કલાકથી પણ વધારે વખત થાય.

**ત્રિજા ફાયદાનું ઉદાહરણ.** વળી કામની વેહેંચણીને લીધે નવા યંત્રો શોધી કહાડવામાં આવેછે કે જેણે કરીને મેહેનત સેહેલી થાયછે ને ઓછી વાપરવી પડેછે, અને એક માણસ ઘણા માણસનું કામ કરી શકેછે. જ્યારે વરાળ યંત્ર પેહેલવેહેલાં થયાં ત્યારે તેમાં એક ઢાંકણું વખતસર ઉઘાડવા વાસવાને એક છોકરો રાખવામાં આવ્યોહતો. તેને ફકત તેજ કામ હતું અને તેણે એમ વિચાર કર્યો કે જો એ ઢાંકણું જોઈયે તે વખતે એની મેળે ઉઘડે વસાય તો મને બવો વખત રમવા મળે. તેથી તેણે તે ઢાંકણાને તે યંત્રના એક બીજા ભાગ સાથે એવી રીતે દોરીથી જોડ્યું કે તે ઢાંકણું પોતાની મેળે જોઈયે તે વખતે ઊઘડવા વસાવા માંડ્યું. આવી રીતે જ્યારે એક માણસને ફક્ત એકજ કામ ઊપર હમેશાં ચિત આપવાનું હોય છે ત્યારે મેહેનત બચાવવા વિગેરેના લોભથી નવા યંત્રો શોધી કહાડવાનો સંભવ વધેછે.

**ચોથો ફાયદો** એ છે કે કામની વેહેંચણી કરવાથી દરેક કારિગ-

રને જે કામ તે સઉથી સારૂ કરી શકતો હોય તે સોંપાયછે. પાંચ રૂપિયાના રોજની કિંમતનું કામ કરનાર માણસને અડધા રૂપિયાના રોજની કિંમતનું કામ કરવા રાખવામાં ઘણુંજ નુકશાન થાયછે. આપણે સુથાર બેસાડિયે ને તેને લાકડાં ખસેડવા વિગેરે પરચુરણ કામ કરવાને મજુર આપિયે નહિ પણ બધું કામ તેને પોતેજ કરી લેવાનું કહિયે તો શું થશે? ત્રણ આના રોજનો મજુર જે કામ કરત તે કરવામાં દસ આના રોજનો સુથાર રોકાશે. આમ કરવાથી અજ્ઞાન લોકો ધારે કે મજુરનો રોજ બચ્યો પણ એમ સમજતા નથી કે સુથારનો જેટલો વખત મજુરનું કામ કરવામાં ગયો તે વખતે પણ એની તો મજુરી દશ આનાના રોજ લેખે ચડી ને મજુર હોત તો તેની ત્રણ આનાના રોજ લેખે ચડત.

કામની વેહેંચણીને લીધે થતા એક બે ગેરફાયદા પણ અહિંજ કહી નાંખવા જોઇયે. ધારો એક ખરાદી છે કે જે ફક્ત ખુરશિયોના આગલા પાયાજ તૈયાર કરેછે. હવે એ તો ફક્ત નમુના પ્રમાણે દરેક અઠવાડિયે પાયાની અમૂક સંખ્યા બનાવ્યો જાયછે. આખી ખુરશી મજબુત, દેખાવડી, અને બેસવા લાયક થશે કે નહી તે બાબતનો એને માથે કંઈ જુમ્મો રેહેતો નથી. કામની વેહેંચણીને લીધે દરેક માણસ પોતાનાજ કામપર ધ્યાન આપેછે અને તેથી જુદા જુદા માણસોએ તૈયાર કરેલા બધા ભાગ એકઠા થઇને આખી ચીજ કેવી થશે તેનો જુમ્મો કોઇને માથે રેહેતો નથી અને તે કારણથી કારિગરની અક્કલની તથા નજરની ખુબી વધતી નથી. વળી કામની વેહેંચણી ઘણીજ થવાને લીધે મજુર એક નિર્જિવ યંત્ર જેવો થઇજાયછે. એક અમૂક જાતની ક્રિયા તે ઘણીજ ચપળતાથી કરેછે ખરો પણ જો તેના કામમાં જરા પણ ફેરફાર કરવામાં આવે તો તેની ચતુરાઈ નકામી થાયછે ને તે કંઈ ઉપયોગનો રેહેતો નથી. કુદરતી રીતે તેની બુદ્ધિ સારી હોય તોપણ કામની વેહેંચણી અત્યંત થવાને લીધે તેના રોજના કામથી તે જરા પણ ખિલતી નથી. કારીગરને કેળવણી આપ્યાથી આ ગેરફાયદો કેટલેક દરજ્જે કમી થાયછે.

**અબાધિત વેપાર એ કામની વેહેંચણી છે.**—જુદી જુદી પ્ર-

જાઓ વચ્ચેના વેપાર ઉપર જે કૃત્રિમ અડચણો નાંખેલી હોય તે કાહાડી નાંખવાથી દરેક દેશને પોતાને જોયતી દરેક ચીજ જાતે તૈયાર કરવાને બદલે જે ચીજો પોતે ઘણી સારી રીતે બનાવી શકતા હોય તેના ઉપરજ મેહેનત કામે લગાડવાનો પ્રસંગ મળેછે.

**સહોદ્યોગ.** મેહેનતની વેહેંચણી કરતાં પણ સહોદ્યોગથી મેહેનતની ઉત્પાદકશક્તિ વધારે વધી શકેછે. સહોદ્યોગ એટલે "ઘણાનું ભેગુ કામે લાગવું". કોઇ કામ કરવા બે સાથે મંડે તો તે બે મળી એકેક જુદા કરે તેનાથી બમણુંજ કામ કરી શકેછે એમ નહિ પણ ઘણી વખત ત્રણ ચાર ઘણું કે એથી વધારે પણ કરી શકેછે. એક મોટા વાહાણનું લંગર ઉંચું ચડાવવામાં ઘણા માણસોની મેહેનતની જરૂર પડેછે ને તેમ કરવાથી મુકાબલે ઘણા થોડા વખતમાં તે કામ થાયછે. જો એકજ માણસ પોતાની મેળે લંગર ઉંચું ચડાવવા મંડે તો તેની મેહેનત ફોકટ જાય.

**સહોદ્યોગ બે જાતનો છે.** (૧) **કેવલ સહોદ્યોગ** એટલે જ્યારે બે ચાર અથવા વધારે માણસો એકઠા મળી એકજ કામ કરેછે તે; જેમ કે ઉપર આપેલા દાખલામાં ઘણા માણસો એક વજન ઉંચકવામાં કામે લાગેલા હોયછે.

(૨) **મિશ્ર સહોદ્યોગ.** એટલે જુદા જુદા માણસો જુદા જુદા ધંધાઓમાં એક બીજાને સહાય કરેછે તે. આપણે જોઇયે છિયે કે એક લુગડાનો કકડો તૈયાર કરવામાં કેટલી તરેહની મેહેનત કામે લાગેલી હોયછે. આ દાખલામાં જુદી જુદી રીતે અને જુદી જુદી જગ્યામાં કામ કરતી જુદી જુદી પ્રકારની મેહેનત એક બીજાને સહાય કરેછે. જે લોકો રૂ વાવે છે ને તૈયાર થયેલી ગાંસડિયો બાંધી મુંબઈ ચડાવેછે, ત્યાં પહોંચ્યા પછી જે કારિગરો એ રૂનું કપડું બનાવવાને વિવિધ પ્રકારની મેહેનત કરેછે, આ બધા એ કકડો તૈયાર કરવામાં એક બીજાને પોતાની મેહેનતથી સહાય કરેછે. તેવીજ રીતે ગામડાના ખેતી કરનારાઓ ને શેહેરના વણકરો અને બીજી ચીજો બનાવનારાઓ એક બીજાને જોઇતી ચીજો તૈયાર કરી આપીને મિશ્રસહોદ્યોગ કરેછે. ખેતી કરનારા માણસો પોતાના ખપ કરતાં વધારે ખો-

શાક તૈયાર કરી શેહેરના લોકોને પુરો પાડેછે ને તેના બદલામાં શેહેરના લોકો લુગડાં વગેરે બીજી ચિજો પોતાના ખપ કરતાં વધારે ઉત્પન્ન કરી ખેતી કરનારા માણસોને પુરી પાડેછે.

**ઓજાર અને સાંચાઓ** મેહેનતની ઉત્પાદકશક્તિ ઘણીજ વધારે છે. એવો કંઈપણ ઉદ્યમ નથી કે જેમાં ઓજાર વગર ચાલે. ગમે તેવી અનાડી ખેતી માટે પણ કોદાળો જોઈશે ને ગમે તેવું સાધારણ શીવવાનું કામ પણ સોય વગર ચાલશે નહિ. જેમ દેશમાં વિદ્યા ને જ્ઞાનનો ફેલાવો થતો જશે તેમ દરેક જાતના ઉદ્યોગમાં સાંચાઓ વધારે વાપરવામાં આવશે. સાંચાઓ મેહેનતની ઉત્પાદકશક્તિ બે રીતિ વધારી શકેછે. એક તો સાંચાઓ દાખલ થતાં પેહેલાં જે કામ માણસોની મેહેનતથી કરવું પડતું તે તેમની સહાયથી થાયછે, જેમ કે શિવવાના સાંચા. બીજું એકે માણસો પોતાની મેળે કરવાને કોઈ દિવસ શક્તિમાન થાય નહિ એવું કામ સાંચાથી થાયછે; જેમકે આગગાડીને કલાકમાં પચાસ સાઠ ગાઉ તાણીજવી. પેહેલી રીતમાં જે કામ કરવાને પ્રથમ ઘણા માણસો જોયતાં તે હવે સાંચાની મદદથી થોડા માણસો કરી શકેછે. આમ થવાથી તેવા કામમાં જે વધારે માણસો કામે લાગેલાં હતાં તે બીજાં કંઈ કામો કરવાને સારૂ નવરાં થાયછે. બીજી રીતમાં નવાજ ઉદ્યોગો નીકળે તો આ પ્રમાણે નવરા પડેલા લોક તેમાં કામે લાગી શકે.

**મેહેનતની ઉત્પાદકશકિત કર્મકારની નિપુણતા, બુદ્ધિ, સદાચાર અને વિશ્વાસ્યતાથી વધેછે.**—કારિગરની નિપુણતાથી મેહેનતની ઉત્પાદકશક્તિ વધેછે એ વાત એવી તો સ્પષ્ટ છે કે તેનો દાખલો આપવાની પણ જરૂર નથી. કેટલાક ધંધાઓમાં જોઈતી નિપુણતા મેળવવાને કેટલાક વર્ષ લગી ધ્યાનથી શિખવું પડેછે.

**કર્મકારની બુદ્ધિ.**—અજ્ઞાન અને બુદ્ધિવગરનો કારિગર પોતાનું કામ ફક્ત રોજને દિઠે રસ્તે કર્યો જાયછે. તે જેટલું શિખ્યો હોય તેથી વધારે જરાપણ કરી શકતો નથી, ને પોતાના કામમાં જરાપણ સુધારો કરવાનું તેને સુઝતું નથી. તે જે ધંધામાં કામે લાગ્યો હોયછે તે જો કોઈ વખતે મંદ પડ્યો ને તેથી તેનો રોજગાર બંધ

થયો તો તે વખતે તે કંઈ બીજું કરી શકતો નથી ને પોતે તથા પોતાના કુટુંબને ભીખ માંગવા નીકળવાનો વખત આવેછે.

**કર્મકારનો સદાચાર.** દરેક જાતના અમિત આચારથી અંગબળ ઓછું થાયછે. હંમેશ દારૂ પીનારો માણસ ભાનમાં હોય તોપણ ઘણું ખરૂં કઈ સખ્ત મેહેનત કરી શકતો નથી ને અમિતાચારની ટેવોથી અકાળક્ષિણતા અને મૃત્યુ થાયછે. કર્મકારની બુદ્ધિ ને સદાચાર વચ્ચે નિકટ સંબંધ છે. બુદ્ધિહીન માણસ માનસિક આનંદ ભોગવી શકતો નથી અને નિરૂપદ્રવ ગમતોની તુલના ભાગ્યેજ કરી શકેછે. કેળવણીનો ફેલાવો અર્થશાસ્ત્ર પ્રમાણે તેમજ બીજી રીતે જોતાં પણ ઘણો અગત્યનો છે. કેળવણીથી બુદ્ધિ ખુલેછે ને તેથી કર્મકાર વધારે સમર્થ થાયછે; વળી તે વધારે મિતાચારી થાયછે કારણ કે કેળવણીથી તેને આરોગ્ય તથા નિરૂપદ્રવ ગમતો તથા વિનોદ જડેછે. દરેક દેશમાં નીચ વર્ગના લોકોમાં જેમ કેળવણી પ્રસરતી જાયછે તેમ દારૂ પીવા વિગરે દુર્ગુણો ઓછા થતા માલુમ પડેછે.

**કર્મકારની વિશ્વાસ્યતાથી** દ્રવ્ય ઉત્પાદનમાં ઘણો ફેર પડેછે. કર્મકાર ઉપર વિશ્વાસ ન હોવાને લીધે તે બરોબર કામ કરેછે કે નહિ તેની દેખરેખ રાખવાને માણસો રાખવાં પડેછે. હવે જો કર્મકારો વિશ્વાસ રાખી શકાય એવા હોય તો દેખરેખ રાખનારા માણસો રાખવા ન પડે ને તે માણસોની મેહેનત બીજા કંઈ કામમાં કામે લગાડી શકાય. વળી એમ પણ નક્કી સમજવું કે જે કર્મકાર ઉપર દેખરેખ રાખવાની જરૂર પડેછે તે ગમે તેટલી સખ્ત દેખરેખ હોય તો પણ ગમે તેમ કરી લાગ જોઈ રસળવાનોજ. ખેતીમાં આવું હમેશાં બનેછે કેમકે તેમાં એટલી બધી જુદી જુદી ક્રિયાઓ કરવાની હોયછે ને એટલી લાંબી જગ્યા ઉપર કર્મકારોને છુટા છુટા કામ કરવાનું હોયછે કે બધે ઠેકાણે સખ્ત દેખરેખ રાખી શકાતી નથી.

આ વિષય પુરો કરતાં પેહેલાં મેહેનતની ઉત્પાદકશક્તિ વધારનારા કારણો ફરી ગણાવી જવા એ ઠીક છે. આ કારણો બે પ્રકારનાં છે.

| પદાર્થગત | અને | માનસિક. |
|---|---|---|
| કામની વેહેંચણી<br>સહોદ્યોગ.<br>સાંચાઓ અને<br>ઓજાર. | કર્મકારની | નિપુણતા.<br>બુદ્ધિ.<br>સદાચાર.<br>વિશ્વાસ્યતા. |

આપણે ઉત્પાદક અને અનુત્પાદક મેહેનત વિષે કહી રહ્યા. હવે ઉત્પાદક અને અનુત્પાદક વ્યય શું તે સમજવાની જરૂર છે.

**ઉત્પાદક અને અનુત્પાદક વ્યય.**—ઉત્પાદક અને અનુત્પાદક મેહેનત વચ્ચેનો તફાવત બરોબર ધ્યાનમાં રાખવાથી એમ લાગશે કે ઉત્પાદક કર્મકાર તે ઉત્પાદક વ્યય કરનાર ને અનુત્પાદક કર્મકાર તે અનુત્પાદક વ્યય કરનાર છે. ઉત્પાદક કર્મકારનો સઘળો વ્યય કંઈ ઉત્પાદક નથી પણ જે વખતે તે ઉત્પાદનમાં કામે લાગલો હોયછે તે વખતે તેનું પોષણ કરવામાં જેટલું વપરાયછે તેટલાનોજ ઉત્પાદક વ્યય થયો એમ કેહેવાય. સઘળા વૈભવના પદાર્થોનો વ્યય અનુત્પાદક રીતે થાયછે, કારણ કે તેમના ઉપયોગથી કંઈ નવું દ્રવ્ય ઉત્પાદન થતું નથી. સઘળો બગાડ અનુત્પાદક વ્યય છે ને કેટલાક લોકો ધારેછે કે તેથી પ્રજાને ફાયદો છે તેમ નથી પણ ઉલટું નૂકશાન છે. ફક્ત ચીજોના વ્યયથીજ જો પ્રજાને ફાયદો થતો હોય, પછી તે વ્યય ઉપયોગી હોય કે નિરૂપયોગી, તોપછી કોઈપણ પ્રજાને દ્રવ્યવાન થવાનો રસ્તો ઘણોજ સેહેલો થઈ ગયો. ફક્ત ઘરબાર પાડી નાંખવા, માલમિલકત બાળી નાંખવી એટલે દ્રવ્યજ દ્રવ્ય. એમાં કંઈ શક નથી કે એમ કરવાથી સુથાર કડિયા વગેરેના ધંધામાં એકદમ તેજી આવશે. પણ તેમને જે ફાયદો થશે તે સર્વ લોકોને નુકશાન થઈનેજ. પણ આવી ભૂલ હરરોજ ઘણા માણસો કરેછે. તેનો એક દાખલો થોડા દિવસ ઉપર અમારા જોવામાં આવ્યો હતો તે અહિં દાખલ કરિયે છિયે. એક ગૃહસ્થને ઘેર બે બેહેનો બેઠી બેઠી વાતો કરતી હતી એટલામાં તેમાંની એકનો છોકરો ત્યાં લાકડીવતી રમતો હતો તેણે તે લાકડી મારી પાસે પાણીનો ગોળો હતો તે ભાગ્યો. એટલે તેની માએ તેને મારવા માંડ્યો. ત્યારે બીજી બેહેને કહ્યું કે "હવે જવાદે દુનિયામાં એમજ ચાલેછે, એકને નુકશાન તો તેથી બીજાને ફાયદો; એમ ગોળા ભાગતા ન હોય તો કુંભારની રોજી કેમ ચાલે." હવે આ કેહેવામાં કેટલી ભૂલ રહેલી છે તે આપણે તપાસિયે. ધારો કે નવો ગોળો લાવવાના બે આના પડેછે. ત્યારે પેલી બેહેનના કેહેવા પ્રમાણે કુંભારને બે આના મળશે ને તેથી તેમના ધંધાને તેટલું ઉત્તજન મળશે. એ તો બરોબર છે, એમાં કાંઈ ખોડ કહાડવા જેવું નથી. પણ જો એમ સમજવામાં

આવતું હોય કે ગોળા ભાગવા એ સારી વાત છે, ને તેથી સામાન્ય રીતે ધંધારોજગારને ઉત્તેજન મળેછે, તો આપણે કેહેવું જોઇએ કે એમ સમજવામાં ફક્ત ઉપરથી દેખાતી વાતનોજ વિચાર કરેલોછે ને જે વાત એકદમ દેખાઈ આવતી નથી તેનાપર ધ્યાન આપવામાં આવ્યું નથી.

એ કોઈ જોતું નથી કે જો ગોળો લાવવાને બે આના કાહાડવા ન પડ્યા હોય તો એ બે આનાની ટોપી અથવા એવું કંઇ અણાત.

હવે આમ થવાથી સામન્ય રીતે ધંધારોજગાર પર શી અશર થઇ તેનો આપણે વિચાર કરિયે. ગોળો ભાગવાથી કુંભારના ધંધાને બે આનાનું ઉત્તેજન મળ્યું; આ વાત તો તરત નજરે ચહેછે.

જો ગોળો ન ભાગ્યો હોત તો ટોપી બનાવનારાઓના અથવા એવા બીજા કોઈ ધંધાને બે આના જેટલું ઉત્તેજન મળત. આ વાત ઉપર ઉપરથી જોતાં નજરે ચહ્રતી નથી. ત્યારે જે વાત તરત દેખાઈ આવેછે ને જે એકદમ સુઝી આવતી નથી તે બંનેનો વિચાર કરતાં એમ તરત લાગશે કે ગોળા ભાગે કે ન ભાગે તેથી સામાન્ય ધંધા-રોજગાર ઉપર અથવા દેશમાં કામે લાગેલી કુલ મેહેનત ઉપર કાંઈ પણ અસર થતી નથી. પણ જેનો ગોળો ભાગ્યો તેના ઉપર શી અસર થઈ તેનો વિચાર કરિયે. ગોળો ભાગ્યો ત્યારે તેના ઘરમાંથી બે આના ગયા ને અસલ ગોળો હતો તેવો ગોળો આવ્યો. ઘરમાં કંઈ નવી ચીજ આવી નહિ.

જો ગોળો ભાગ્યો ન હોત તો બે આના ટોપી લાવવામાં જાત પણ ગોળો ને ટોપી બે વાપરવા મળત.

હવે જેનો ગોળો ભાગ્યો તે લોકસમાજમાંનું એક માણસ છે તેથી સમગ્રે વિચાર કરતાં ને આખા લોકસમાજને કામ લાગતી ચીજો અને તેની મેહેનતની ગણના કરતાં લોકસમાજને ભાગેલા ગોળાના મૂલ્ય જેટલું નુકસાન થયુંછે એમ માલુમ પડશે.

આ ઉપરથી બગાડ અને એશઆરામમાં થતા ઉડાઉ ખરચને સારૂ હમેશાં કેહેવામાં આવેછે કે તેથી વેપારના હકમાં ઠીક છે તે કેહેવું કેટલું બેવકુફી ભરેલું છે તે સહજ માલુમ પડશે. ઉડાઉ માણસના વગર વિચારી ખરચથી લોકસમસ્તને કંઇ પણ ફાયદો થતો નથી

એ બતાવવાને અર્થશાસ્ત્રનું સેહેજસાજ જ્ઞાન પણ બસ થશે. પણ આ બાબતનું વધારે વિવેચન મુડીના વ્યાપાર સમજાવ્યા વગર થશે નહી. આમ કરવામાં અર્થશાસ્ત્રની એક બીજી શાખાનો આરંભ થાયછે. તેથી તેવિશે આવતા પ્રકરણમાં કહીશું.

## પ્રકરણ ૨ ઉપર સવાલો. મેહેનતવિષે.

૧. દ્રવ્યઉત્પાદનમાં મેહેનત વગર ચાલે એમ નથી એ બતાવો.

૨. રોટલી જેવી ચીજ પેદા કરવામાં જે જુદી જુદી પ્રકારની મેહેનતની જરૂર પડેછે, તેમાંની કેટલીક ગણાવો.

૩. ઉત્પાદનમાં મેહેનત યથાર્થ રીતે શો ભાગ લેછે તે બતાવો.

૪. ઉત્પાદક મેહેનત કોને કેહેવી ?

૫. બતાવો કે કેટલીક અનુત્પાદક મેહેનત પરોક્ષ રીતે ઉત્પાદક હોયછે.

૬. મેહેનતની વેહેંચણીથી શી રીતે તેની ઉત્પાદકશક્તિ વધેછે ?

૭. મેહેનતની વેહેંચણીના ફાયદા બતાવો.

૮. તેથી થતા કંઈ ગેર ફાયદા છે ને હોય તો શા ?

૯. બતાવો કે અબાધિત વેપાર ફકત કામની વેહેંચણી છે.

૧૦. સહોદ્યોગ એટલે શું ? કેવળ અને મિશ્ર સહોદ્યોગની વ્યાખ્યા આપો.

૧૧. સાંચાથી મેહેનતની ઉત્પાદકશક્તિ કેવી કેવી રીતે વધેછે ?

૧૨ મેહેનતની ઉત્પાદકશક્તિ વધારવાના કયાં માનસિક કારણો છે ?

૧૩. ઉત્પાદક અને અનુત્પાદક વ્યય એટલે શું ?

૧૪. એક દાખલો આપી બતાવો કે અનુત્પાદક વ્યયથી લોક સમસ્તની આબાદાની વધતી નથી.

---

૧. એક નિશાળિયાને માસ્તરે શિક્ષા દાખલ નરસિંહ મેહેતાનું મામેરૂં લખવાનું કહ્યું. એ લખવાની મેહેનત ઉત્પાદક કે અનુત્પાદક ?

૨. ક્રિકેટની રમતમાં કેવી પ્રકારનો સહોદ્યોગ છે ? તથા માણસના શરિરના અવયવોમાં કેવી તરેહની મેહેનતની વેહેંચણી છે ?

૩. રમતોમાં મેહેનતની વેહેંચણી અને સહોદ્યોગથી શા ફાયદા થાયછે ?

૪. ક્રિકેટની રમતમાં, રમનારાઓ શિવાય બીજા કોઇના સહોયોગની જરૂર છે?

૫. બલુનમાંની હવા દ્રવ્ય કેહેવાય? જવાબના કારણ આપો.

૬. સોકટાં બાજીની રમતમાં રમનારાઓ શિવાય બીજા કોઇના સહોયોગની જરૂર છે?

૭. હુકો પિવો એ દ્રવ્યનો ઉત્પાદક કે અનુત્પાદક વ્યય છે?

૮. ધારોકે એક મોટો ધરતીકંપ થવાઇ મુંબાઇ શેહેરના બધાં ઘર પડી જાય તો એથી કંઇ વેપારને ફાયદો થશે?

૯. ધારોકે સુરંગથી મુંબાઇનું નવું બોરીબંદર સ્ટેશન ઉડાવી દિધું હોય તો તેથી વેહેપારને ફાયદો કે નુકસાન?

૧૦. ધારો કે તમારાથી એક દુધનું તામડું ઢોલાઇ ગયું; આની દ્રવ્ય ઉપર શી અસર થશે?

૧૧. ધારો કે દુનિયામાં માણસો બિલકુલ મરતાં બંધ થયા તો છાજ વેચનારાની શી વલે થશે?

---

## પ્રકરણ ૩ મુડીવિષે.

**મુડી અને નાણાં તે એકજ એમ સમજવું એ મોટી ભુલ** છે. નાણાં એજ મુડી એમ હોય તો આપણે જે કહીગયા કે મુડી દ્રવ્યઉત્પાદનનું એક આવશ્યક છે તે વાત ખોટી પડશે. દ્રવ્ય ઉત્પાદનમાં નાણાં જાતે કંઇ કામ લાગતાં નથી. આપણે પેહેલાં નાણાંના ઉપયોગ અને વ્યાપાર સમજાવી ગયા તે ધ્યાનમાં રાખવાથી એ વાત સ્પષ્ટ થશે કે નાણાં અને દ્રવ્ય કે મુડી એ કંઇ એકરૂપ નથી. એ વાત ભુલી જવી ન જોઇયે કે નાણાં તે મૂલ્યનું એક માપ છે અને વિનિમય કરવાનું એક સાધન છે એટલે તે બીજી સઘળી વસ્તુઓના મૂલ્યની ગણના કરવાને માપ તરીકે સાર્વજનિક સંમતીથી પસંદ કરેલી વસ્તુ છે ને તેથી તેનો સઘળી વસ્તુઓ સાથે વિનિમય કરી શકાય.

**મુડીની વ્યાખ્યા.**—દ્રવ્યનો જે ભાગ ભવિષ્યમાં દ્રવ્ય ઉત્પાદનમાં કામે લગાડવા સારૂ બચાવવામાં આવેછે તે મુડી.

**ઉત્પાદનમાં મુડી જે કામ કરેછે તેનો એક દાખલો.** પેહેલથી

એકઠા કરેલા દ્રવ્યમાંથી જો કર્મકારોને મદદ ન મળતી હોય તો ખેતી-વાડીની ક્રિયાયો થઇ શકે નહિ. બી વાવ્યા પછી તેનાં દાણા થઈ તેના રોટલા થઈ ખાવાના કામમાં આવતાં તો કેટલા મહીના નિકળી જાય. આ ઉપરથી જણાશે કે કર્મકારો જે ચીજ ઉત્પન્ન કરવામાં કામે લાગ્યા હોય તે ઉપર તેઓ રહી શકે નહિ. પણ તે ચીજ ઉત્પન્ન થતાં લગી પોતાની અગર બીજાની મેહેનતથી પેહેલાં ઉત્પન્ન થયેલાં દ્રવ્યમાંથી તેમને ખાવા મળવું જોઇએ. આ દ્રવ્ય તે મુડી. પેહેલાં ઉત્પન્ન થયેલું દ્રવ્ય હવે પછીના દ્રવ્યઉત્પાદનમાં કેટલું કામ બજાવેછે તે આપણા ગામડાંઓમાં ચાલતી રીત ઉપરથી સેહેજ માલુમ પડશે. ખેડુત અસલ તો ઘણું ખરૂં પોતાના કર્મકારોને તે-મની મેહનત સારૂ પૈસા આપવાને બદલે ગયા વર્ષના પાકમાંથી ભરી રાખેલા દાણા આપતા. હજુ પણ કેટલેક ઠેકાણે આ પ્રમાણે ચાલેછે. પણ હવે ઘણે ખરે ઠેકાણે ખેડુતો પેહેલા વર્ષની પેદાશના દાણા આવી રીતે બીજા વર્ષની પેદાશમાં કામે લગાડેલા કર્મકારોને મેહેનતાણા તરીકે આપવાને બદલે કર્મકારોને મેહેનત બદલ નાણાં આપતા શિખ્યાછે. ત્યારે પ્રથમ એકઠા કરેલા દ્રવ્યની હવે આ નાણાં સંજ્ઞા છે. દ્રવ્યઉત્પાદનમાં પ્રથમ પેલા દાણા જે મદદ કરતા હતા તેજ હવે આ નાણાં કરેછે. ત્યારે એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે જે દ્રવ્ય ઉત્પાદક કર્મકારોને મેહેનતાણા તરીકે આપવામાં આવેછે તે મુડી; અને તે હવે પછી થવાના ઉત્પાદનમાં કામે લા-ગેલા કર્મકારોનું પુરૂ કરવામાં વપરાવાથી ઘણું અગત્યનું કામ કરે-છે. પણ એ વાત યાદ રાખવી જોઇયે કે મેહેનતાણા તરીકે અપાતા નાણાં કંઈ મુડી નથી પણ તે નાણાંવતી જે અનાજ, લુગડાં વગેરે વેચાતી આણવામાં આવેછે તે મુડી. સોનું રૂપું જાતે કંઈ મેહેનત કર-નારાઓના ભરણ પોષણમાં ખપ આવતાં નથી. જો તે આપવાથી તેને બદલે અન્ન પાણી વિગરે જે ચીજો પર જીંદગીનો આધાર છે તે ન મળતી હોય તો તે કેવળ નકામાં છે. એક સમયે એક લ-શ્કરે પરમુલુકમાં જઈ એક શેહેરને ઘેરો ઘાલ્યો હતો ત્યાંથી તેમને એકદમ નાસવું પડ્યું. તે એવી સંકડામણમાં આવી ગયા હતા કે નાસતાં સાથે લઇ જવાનો સામાન જેમ બને તેમ ઓછો કરવા

સારૂ નાણાંની પેટી પણ નાંખી દીધી. તેમાનાં કેટલાક શિપાઇયોએ એકદમ પૈસાદાર થવાના વિચારથી તેમાંથી પોતાના ખીસાં વીગરે ભરાય તેટલા સોનાવતી ભરી લીધાં પણ આખરે તે લોકોને તે નાણાં નાખી દેવા પડચાં કારણ કે તે રાખવાથી તેમનું દુઃખ જરા પણ ઓછું થાય તેમ ન હોતું, કેમકે દુશ્મનનાં મુલકમાં તેમને કોઈ કંઈ આપે નહિ. ઉલટો એટલો મફત ભાર ઉચકીને નાસવાથી હેરાન થયા એજ ફાયદો. આ દાખલા ઉપરથી સ્પષ્ટ જણાશે કે જો નાણા આપી તેને બદલે માણસને આવશ્યક ને સુખ આપનારી ચીજો ન મળે તો નાણાં નકામાં છે.

કેટલાક એમ તકરાર ઉઠાવેછે કે મુસારો મુડીમાંથી અપાયછે એમ કેહેવું એ ભૂલ ભરેલું છે. તેમનું કેહેવું એવું છે કે મેહેનત જે ઉત્પન્ન કરેછે તેના મૂલ્યમાંથી મુસારો અપાયછે એટલે મેહેનત પોતે પોતાને મળવાનો મુસારો ઉત્પન્ન કરેછે બેશક એ તો ખરૂંજ છે કે છેલે સરવાળે જોતાં મુસારો તેમજ નફો મેહેનત અને મુડી એકઠા મળી જે પેદા કરેછે તેના મૂલ્યમાંથી મળેછે. પણ જ્યાંલગી મુડીવાળો આખા કામનું જોખમ પોતાને માથે રાખેછે અને કામે લગાડેલા માણસોને તેમનાથી ઉત્પન્ન થયેલી ચીજ બજારમાં મુકાય તે પેહેલાં ઘણા મહિના ને કોઈ વખતે વર્ષો પેહેલાં અમુક દરપ્રમાણે મુસારો આપેછે ને તે આ મુસારો તે ચીજ આખરે નહિ વેચી શકાય એવી નિવડે તો પણ આપેછે, ત્યાંલગી તો એ વાત સ્પષ્ટ છે કે મુસારો મુડીમાંથી એટલે હવે પછી કરવાના ઉત્પાદનમાં મદદ લાગવાના હેતુથી બચાવેલા દ્રવ્યમાંથી અપાયછે. ધારો કે આપણું એક ખેતર છે તેમાં ડાંગર વાવવા ને સંભાળ રાખવા આપણે માણસો પગાર આપી રાખીયે છિયે. આપણે એમ એવી આશાથી કરીયે છિયે કે ડાંગરનો જે પાક થશે તેની કિંમતમાંથી આપણે આપેલો મુસારો વળી રહેશે એટલુંજ નહિ પણ તે ઉપરાંત આપણને ફાયદો રેહેશે. પણ કેટલીક વખતે એમ બને કે આ આપણી ધારણા પુરી પડે નહિ. ડાંગરને પુરતો વરસાદ કોઈ વર્ષ થાય નહિ ને તેથી વાવેતર તમામ નકામું જાય. હવે જો મેહેનતને તે જે ચીજ પેદા કરેછે તેના મૂલ્યમાંથી પ્રત્યક્ષ રીતે મુસારો મળતો હોય તો આવે પ્રસંગે

આપણી ડાંગર વાવનારા તથા ઉછેરનારા કર્મકારોને પઈ પણ મળે નહિ. પણ આપણે તો આપણી પાસેના પેહેલેથી એકઠા કરેલા દ્રવ્યમાંથી તેમને પગાર આપિયે છિયે. પછી પાક સારો નિવડે કે ન નિવડે તે આપણું નશિબ.

**મુસારાનું ભંડોળ.** મુસારા આપવામાં વપરાતા દ્રવ્યને કેટલાક અર્થશાસ્ત્રિયો મુસારાનું ભંડોળ નામ આપેછે. આ ઉપરથી એમ સમજવું નહિ કે દરેક મુડીવાળા માણસ પાસે એક ખાસ ભંડોળ હોયછે કે જે તેણે કોઇ બીજા કામમાં નહિ વાપરતાં મુસારો આપવામાંજ વાપરવું જોઇએ. પણ એ ઉપરથી એટલુંજ સમજવાનું કે હમેશાં દરેક ધંધામાં ભારે ઉથલપાથલ ન થઈ હોય તો મુસારામાં વપરાતું ભંડોળ, તેજ ધંધામાં બીજા કામ સારૂ જેવાં કે મકાનોમાં, સાંચાઓમાં તથા કાચા માલમાં રોકાયલી મુડીના એક અમુક પ્રમાણમાંજ હોયછે. તેથી જો કોઇ અમુક ધંધામાં મુસારા શિવાય બીજા કામમાં રોકાયેલી મુડીમાં વધારો થાય અને જો તે ધંધાની સ્થિતિમાં બીજી બધી રીતે કઈ ફેરફાર થયો ન હોય તો તે ધંધાના મુસારાના ભંડોળમાં પણ તેજ પ્રમાણમાં વધારો થવોજ જોઇયે.

એ ધ્યાનમાં રાખવાનું છે કે મુસારામાં વપરાતું દ્રવ્ય બધું ઉત્પાદક કર્મકારોનું પુરૂં કરવામાં કામે લાગેછે એમ નથી. તેમાંનો ઘણો ભાગ તો જે લોકોની મેહેનત કેવળ અનુત્પાદક છે તેઓમાં વેહેંચાયછે. મુસારાના ભંડોળનો જે ભાગ ઉત્પાદક મેહેનતનું પોષણ કરેછે તેટલોજ મુડી માટે મુસારાના ભંડોળના બે મુખ્ય ભાગ થાયછેઃ—(૧) જે ઉત્પાદક મેહેનતનું પોષણ કરેછે ને તેથી દેશની સામાન્ય મુડીમાં આવી જાયછે તે (૨) જે દ્રવ્ય ઉત્પાદન નથી કરતી એવી મેહેનતના પોષણમાં એટલે અનુત્પાદક ખરચમાં વપરાયછે તે.

**ઉત્પાદનમાં મુડી જે બીજી રીતની મદદ કરેછે તેનો દાખલો.** મુડી દ્રવ્ય ઉત્પાદનમાં જે મદદ કરેછે તે ફકત કર્મકારોનું પોષણ કરવાનીજ નથી. જે બધું દ્રવ્ય ભવિષ્યમાં ઉત્પાદન કરવામાં કામે લગાડવા સારૂ રાખવામાં આવ્યું હોય તે મુડી. મકાનો, સાંચાઓ, હથિયારો વિગેરે જે દ્રવ્યઉત્પાદનમાં મદદ લાગેછે તે પણ મુડીમાં ગ-

ણાય. કેટલાક ધંધાઓ ચલાવવામાં મોટા મકાનો અને કિમતી સાંચાકામ ઉભાં કર્યા વગર ફાયદો પડેજ નહિ. આપણે અહિંયા જે કાપડ વણવાનું કામ ચાલેછે તેનોજ દાખલો લો. તે ધંધો ચલાવનારને કર્મકારોને રોજ આપવામાં મુડી વાપરવી પડેછે તે શિવાય વળી મકાનોમાં, હથિયારોમાં અને સાંચાઓમાં મુડી રોકવી પડેછે. ધંધો ચલાવનારનું જેટલું દ્રવ્ય હોય તેટલું બધું મુડી છે એમ ધારવું નહિ. તેનાં દ્રવ્યનો કેટલોક ભાગ તો નાના પ્રકારના વૈભવના પદાર્થો લેવામાં વપરાયછે. તેના દ્રવ્યના "જેટલા ભાગની તે નવા ઉત્પાદનમાં કામે લગાડવાની યોજના કરેછે" તેટલી મુડી. મીલના કેહેવા પ્રમાણે "ઉત્પાદનમાં મુડીની મદદ તે કામને જરૂરિયાત આશ્રય, રક્ષણ, ઓજાર અને સાહિત્ય આપવાની અને કામ ચાલે ત્યાં લગી કર્મકારોને ખાવા વિગરે આપી પોષણ કરવાની છે. આ મદદ હાલ ચાલતી મેહેનતને થઇ ગયેલી મેહેનત અને તેના ઉત્પન્નમાંથી લેવી જરૂરની છે. આ ઉપયોગને માટે એટલે ઉત્પાદક મેહેનતને જે આવશ્યકો પેહેલથી જોઇયે છિયે તે પુરા પાડવા માટે જે જે વસ્તુઓની યોજના કરેલી હોય તે મુડી."

**માલના ખપ ઉપર મેહેનતના ખપનો આધાર નથી.** આપણે કહીગયા કે કોઇ વેપારીનું જેટલું દ્રવ્ય તે વૈભવના પદાર્થો લેવામાં વાપરેછે તે મુડીમાં ગણાય નહિ પણ જેટલું નવા ઉત્પાદનમાં કામે લગાડે તેજ મુડી કેહેવાય. પણ કોઇ એમ કેહેશે કે જે દ્રવ્યથી તે વૈભવના પદાર્થો લેછે તેથી પણ મેહેનતનું પોષણ થાયછે; ધારો કે તે બાર મહીને રૂ. ૫૦૦ ની પ્રીત લે તો તેટલા રૂપિયા પ્રીત બનાવનારા કર્મકારોના પોષણમાં વપરાશે અને તેથી તેટલા રૂપિયા તેણે પોતાના ધંધામાં વાપર્યા હોત તો તેને આપણે મુડી કહેત તેમ પ્રીત લેવામાં વાપરેલા રૂપિયા પણ મુડીમાં ગણવા જોઇયે.

આથી આપણે મુડી વિષેના એક ધોરી સિધ્ધાંત ઉપર આવ્યા અને તે બહુ સારી રીતે મનમાં ઠસાવવાની જરૂર છે. તે સિધ્ધાંત એ કે માલના ખપથી મેહેનતનો પણ ખપ થાયછે એમ નથી.

મેહેનતના ખપનો આધાર તો મેહેનતને મુસારો આપવામાં પ્રત્યક્ષ

રીતે જેટલી મુડી રોકાયેલી હોય તે ઉપર છે. માલના ખપથી તો ફક્ત કઇ તરફ મેહેનત કામે લાગશે તેટલુંજ નક્કી થાયછે.

**એક દાખલો.** ઉપર કહેલી વાત ખરી છે એ એક દાખલો આપવાથી બહુ સારી રીતે જણાઇ આવશે. ધારો કે એક લુગડાં વણવાના કારખાનાનો માલીક રૂ. ૫૦૦ ની દરવર્ષે ફીત કીનારી લેછે. હવે કેટલાક એમ કેહેશે કે તે આવી રીતે ફીત કીનારી લેવામાં રૂ. ૫૦૦ વાપરે કે ફીત કીનારી લેવાને બદલે તેટલા રૂપિયા તે પોતાના ધંધામાં વધારે કારિગરો રાખવામાં વાપરે તેમાં શું ફેર પડવાનો હતો? તે પોતાનો ધંધો વધારવામાં રૂ. ૫૦૦ વાપરત તો લુગડાં બનાવનારા કર્મકારોનું પોષણ કરવામાં તે રકમ વપરાત તેજ પ્રમાણે જ્યારે તે ફીત કીનારી લેછે ત્યારે શું ફીત કીનારી બનાવનારા કર્મકારોના પોષણ કરવામાં તે રકમ કંઈ નથી કામ આવતી? જો તે ફીત કીનારી લેવી બંધ કરી લુગડાં બનાવનારા વધારે રાખશે તો ફકત ફીત કીનારી બનાવનારાઓને ૫૦૦ રૂપિયા મળવાને બદલે તેટલી રકમ લુગડાં બનાવનારાઓને મળશે એથી વધારે શો ફેર પડવાનો છે? આવા સવાલોનો ખરો જવાબ શોધી કહાડવા માટે, પેલો માણસ ફીત કીનારી લેવી બંધ કરી ૫૦૦ રૂપિયા બીજા વધારે લુગડાં બનાવનારાઓને મુસારો આપવામાં વાપરશે ત્યારે શું થશે તેનો બરોબર વિચાર કરવો જોઇયે. ફીત કીનારી બનાવનારો વેપારી ફીત કીનારીનો ખપ ઓછો થવાને લીધે જેટલો ખપ ઓછો થયો હશે તે પ્રમાણમાં પોતાના ધંધામાં પેહેલાં કરતાં ઓછી મુડી રોકશે. હવે પોતાની ધરાકી આવી રીતે ઓછી થશે ત્યારે ફીત કીનારી બનાવનારો વેપારી વધારે ઉડાઉ થશે અથવા પોતાના માલનો ખપ ઓછો થવાને લીધે ઉપર કહ્યા પ્રમાણે નવરી પડેલી મુડીમાંથી કંઇ આવક મેળવવાની તેની ઇચ્છા નહિ થાય એમ માનવાનું કંઈ કારણ નથી; માટે આપણે એમ ધારિયે છિયે કે તે પેલી નવરી પડેલી મુડી કોઇ બીજા ધંધામાં રોકશે. હવે આ મુડી કંઈ તેનો પેહેલો ધરાક (પેલો લુગડાં બનાવવાના સાંચાઓનો માલીક) જે વતી હવે પોતાના વધારે રાખેલા કર્મકારોને મુસારો આપેછે તેજ નથી.

આતો બીજી મુડી છે. એટલે આખરસરવાળે એમ થયું કે પેહેલાં મેહેનતના પોષણમાં જે ૫૦૦ રૂપિયા વપરાતા હતા તેને બદલે હવે રૂ.૧૦૦૦ વપરાવા માંડ્યા. પ્રીત ફીનારી બનાવનારા કર્મકારોને જે રકમ મળતી હતી તેજ રકમ હવે લુગડાં બનાવનારાઓને મળવા માંડી એમ નથી પણ લુગડાં બનાવનારાઓને તો નવી રોજી જાગી અને પ્રીત ફીનારી બનાવનારોઓને અપાતી મુડી હવે કોઈ બીજા પ્રકારના કર્મકારોને અપાવા લાગી.

ઘણા લોકોના મનમાં એમ હોયછે કે વૈભવના પદાર્થો લેવામાં થતા ખર્ચથી વેપારના હકમાં ફાયદો છે આ ધારવું કેટલું ભૂલ ભરેલું છે તે ઉપરના દાખલાથી તરત દેખાઈ આવશે. વૈભવના પદાર્થો વપરાવાથી મજુરિયાત લોકોને કંઈ ફાયદો થતો નથી; અને જો એવા પદાર્થો વેચાતી લેનારને તે વેચાતી લેવાના પૈસા ખેતીવાડી જેવા કોઈ ધંધામાંથી આવતા હોય તો કર્મકારોને બમણું નુકશાન થાયછે. પ્રથમ તો ઉપર આપેલા દાખલામાં બતાવ્યા પ્રમાણે જેટલી રકમના વૈભવના પદાર્થો લેવામાં આવે તેટલી રકમ મુસારાના ભંડોળમાંથી ઓછી થાયછે; અને બીજું એ કે દ્રવ્યનું ઉત્પાદન અને તેથી કરીને મુડીનું તૈયાર થવું પણ અટકેછે.

**બીજો દાખલો.** આ છેલો કહેલો મુદ્દો એક દાખલો આપવાથી ઘણી સારી રીતે સમજાશે અને વળી તેથી માલનો ખપ તે મેહેનતનો ખપ નથી એ સિદ્ધાંતની યથાર્થતા વધારે જણાશે. ખેડુત પોતાના ઘઉં પોતાને જોઈતી બીજી ચીજો લેવા સારૂ વેચેછે. હવે જો આ ચીજોનો અનુત્પાદક વ્યય થતો હોય તો બરોબર તેમના મૂલ્યજેટલી રકમ દેશાની મુડીમાંથી ઓછી થશે; જો તેમનો ઉત્પાદક વ્યય થાય તો દેશાની મુડી વધેછે. એટલે પોતાના ઘઉં બદલ આવેલા નાણાની જો ખેડુત મુખમલ લાવે તો તેથી કોઈ પણ રીતે ઉત્પાદનમાં મદદ થતી નથી, ફક્ત તેથી તેના પોતાના જીવને આનંદ તથા સંતોષ થાય તેટલુંજ. પણ તે મુખમલ વપરાઈને નકામી થઈ કે એ ફળ થવાનું કે એટલું દ્રવ્ય વપરાયું પણ તેમાંથી કંઈ નવું ઉત્પાદન નિપજ્યું નહિ. પણ જો ઘઉં વેચવાથી આવેલાં નાણાં ખેડુત પોતાના કર્મકારોને મુસારો આપવામાં

વાપરે તો કર્મકારો તે નાણાં જીંદગીની આવશ્યક ચીજો લાવવામાં વાપરશે અને તેમનો ઉત્પાદક વ્યય થશે કારણ કે તેનાથી ભવિષ્ય માં દ્રવ્યઉત્પાદનમાં મદદ કરતા કર્મકારનું પોષણ થાયછે.

મુખમલ વેચાતી લેવાથી વેચાતી લેનારના જીવને આનંદ થાયછે તે શિવાય બીજું કંઇ ફળ થતું નથી; પણ જે આપણે બીજો ઉપયોગ બતાવ્યો તેમાં તો કર્મકારો બાજરી લાવી રોટલા કરી ખાયછે તેનું ફળ એ થાયછે કે દ્રવ્યનું પુનરૂત્પાદન થાયછે. દ્રવ્યનો જે ભાગ વૈભવની ચીજોનો છે તેનો ઉત્પાદક વ્યય થઈ શકે નહિ. તેથી વૈભવની ચીજોના વ્યયથી દેશાની મુડી ઘટેછે કારણ કે દ્રવ્યનો જે ભાગ ભવિષ્યમાં ઉત્પાદનમાં મદદ કરવા સારૂ રાખવામાં આવ્યો હોય તેજ મુડી. પણ કોઈ એમ કેહેશે કે વૈભવના પદાર્થો વેચાતી લેનારાઓનો વાંક નથી પણ તેવા પદાર્થો બનાવનારાઓ દેશાની મુડી ઓછી કરેછે. પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે વૈભવના પદાર્થોનો લેનાર કોઈ ન હોત તો તેને કોઈ બનાવત નહિ. માલના ખપથી મુડી અને મેહેનતમાં વધારો થતો નથી પણ તેઓ કયે કામે લાગશે તેટલુંજ ફકત નક્કી થાયછે.

**ત્રીજો દાખલો.** ધારોકે કોઈની પાસે એક મૂલ્યવાન ચિત્ર છે તે વેચીને હીરા મોતી લેવાનું તે ધારેછે. જો તે તેમ કરે તો તેથી અથવા કોઈ અકસ્માતને લીધે તે ચિત્ર નાશ પામે ને તેથી હીરા મોતી લેવાનું અટકે તો તેથી પણ મુસારાના ભંડોળ અને કર્મકારની સ્થિતિ ઉપર કંઈ પણ અસર થશે નહિ. જો ચિત્રનો નાશ થશે તો તેના મૂલ્ય જેટલો હીરા મોતીનો ખપ ઓછો થશે. હિરા મોતીના દાગીના બનાવનારો માણસ પોતાના ધંધામાંથી તે પ્રમાણમાં મુડી ખસેડી લેશે; પણ તે સોવશા તેને બીજે ઠેકાણે મુડી તરીકે વાપરશે અને તેથી સમગ્રે દેશાની મુડીમાં જરા પણ વધઘટ થશે નહિ.

**વિષયનું બીજું સ્વરૂપ.** આપણે એમ બતાવી ગયા કે વૈભવના પદાર્થો લેવાથી મુસારાનું ભંડોળ અને કર્મકારની સ્થિતિ ઉપર કંઈ ફાયદાકારક અસર થતી નથી. પણ હજુ એક વાત વિચારવાની છે. ધારો કે ખેડુત પોતાની જમીન સુધારવા માટે કર્મકારો રાખવામાં ૨૦૦૦ રૂપિયા ખરચવાને બદલે પોતાના ઘરને રંગી તથા બીજી રીતે

શોભીતું કરવા માટે કર્મકારો રાખવામાં વાપરેછે. આમાંની દરેક વાતમાં રૂ. ૨૦૦૦ પ્રત્યક્ષરીતે કર્મકારોને મળેછે અને તેથી કોઇ એમ ધારે કે પૈસા વાપરવાની એ બે રીતમાંથી દરેક કર્મકારોના હકમાં સરખી ફાયદાકારક છે. તરતનું ફળ સરખુંજ છે પણ આખર પરિણામમાં ઘણો ફેર પડેછે. પેહેલી વાતમાં કર્મકારોને મળેલા મુસારાનો ઉત્પાદક વ્યય થાયછે; તેમાંથી દ્રવ્ય ઉત્પન્ન થાયછે, જેમાંથી મુડી બચાવવામાં આવેછે, અને તેથી મુસારાનું ભંડોળ વધેછે અને તેનો ફાયદો ફરીને કર્મકારોને મળેછે. બીજી વાતમાં તો કર્મકારોને મુસારો મળ્યો તે વખતે જે ફાયદો થયો તેટલોજ; તેમાંથી ફરીને કંઈ ફાયદો થવાનો સંભવ નથી. કારણકે તેમની મેહેનતથી દ્રવ્યનું પુનરૂત્પાદન થતું નથી અને તેથી દેશની મુડી કંઇ વધતી નથી.

**મુડી તે ઉગારાનું ફળ છે.** મુડી તે ખરચનું નહિ પણ ઉગારાનું ફળ છે એ બતાવવા વિષે આપણે જોઇયે તેટલું કહ્યુંછે. ઉડાઉ માણસ એશઆરામ ભોગવવામાં પોતાની દોલત બગાડીને દેશની મુડી ઓછી કરેછે. માટે ઉડાઉપણાને સારૂ લોકોમાં જે વિચાર હોયછે કે તેથી વેપારનાં હકમાં ફાયદો છે તે કેવળ ભૂલ ભરેલું છે ને આવી ભૂલ થવાનું કારણ એજ છે કે મુડી વિષે તેઓના ઘણા ભૂલભરેલા વિચારો હોયછે. એક મોટા ગામની ચોરાશી જમાડિયે તો સહેજે ૧૦૦૦ મણ તો લાકડાં બળે. ત્યારે એટલાં લાકડાં જેટલું દ્રવ્ય વ્યર્થ ગયું ને તેમાંથી કંઈપણ ફળ કહેવાય તો તે એટલુંજ કે કેટલાક બ્રાહ્મણભાઇયો મિષ્ટાન્ન ઝપાટીને ઘડી ખુશ થયા. જો એટલા લાકડાં કોઈ સાંચામાં અથવા બીજા કોઇ ધંધામાં વપરાયાં હોત તો તેમાંથી ઘણું ઉત્પાદક ફળ થાત. સઘળા અનુત્પાદક વ્યયથી દેશની મુડી ઘટે છે અથવા તે વધતી અટકેછે. ભીખ આપવાથી કર્મકારોને કંઈ ફાયદો થતો નથી; પણ દ્રવ્યના ઉત્પાદક વ્યયથી દેશની મુડી અને તેથી મુસારાનું ભંડોળ વધેછે અને કર્મકારને ફાયદો થાયછે.

**મુડીનો તેનું કામ બજાવવાને માટે વ્યય થવો જોઇયે.** મુડી ઉગારાનું ફળ છે તેથી એમ ધારવું નહિ કે એકઠું કરી મુકી છાંડેલા દ્રવ્યથી દેશની મુડી વધેછે. મુડી તેનું કામ બજાવવાને માટે વપ-

રાવી જોઇયે. દ્રવ્યનો જે ભાગ ઉત્પાદનમાં મદદ લાગવા રાખેલો હોય તે મુડી, અને તેવી મદદ, કર્મકારોને ખાવા વિગરે પોષણ પુરૂં પાડીને, અને કામને જરૂરિયાત આશ્રય, રક્ષણ, ઓજારો અને સાહિત્ય પુરાં પાડીને તે કરી શકેછે. જો આ વાત મનમાં બરોબર રાખી હોય તો એ ખુલ્લું માલુમ પડશે કે દરેક જાતની મુડી તેનું કામ બજાવવામાં બધી અથવા થોડી પણ વપરાઈ જવી જોઇયે. કર્મકારોનું પોષણ કરવામાં વપરાતો ખોરાક એકદમ વપરાઈ જાયછે; કામને જરૂરના મકાનો, સાંચાઓ અને ઓજારો ધીમે ધીમે વપરાતા અથવા ઘસાતા જાયછે. પણ એ એકદમ જણાઈ આવશે કે મકાનો, સાંચાઓ અને ઓજારો જે રીતે કામ બજાવેછે તેજ રીતે કર્મકારોનું પોષણ કરનારો ખોરાક કંઈ પોતાનું કામ બજાવતો નથી. આ ઉપરથી એક અગત્યનો ભેદ નિકળેછે.

**જંગમ મુડી.** કોઈ ધંધામાં રોકાયલી મુડીનો જે ભાગ કર્મકારોને ખોરાક પુરો પાડવામાં અને ભઠીમાં બળતા લાકડાં લાવવામાં વપરાયછે, તે પોતાનું કામ ફક્ત એકજ વખત બજાવી શકેછે. આવી રીતે જે મુડી ફક્ત એકજ વખત કામ બજાવેછે તે જંગમ મુડી. મીલ જંગમ મુડીની વ્યાખ્યા નીચે પ્રમાણે આપેછે. "જે મુડીનું ઉત્પાદનમાં તેને કરવાનું કામ એકજ વાપરમાં પુરૂં થાય છે, તે જંગમ મુડી."

**સ્થાયી મુંડી.** ઘણા ધંધાઓમાં કર્મકારોને ખોરાક આપવામાં અથવા સાહિત્યો અને સરપણ પુરાં પાડવામાં જે મુડી વપરાઈ જાયછે તે શિવાય બીજી ઘણી વધારે મુડી, મકાનો, સાંચાઓ વિગેરે જાથુ નિભે એવી ચીજોમાં રોકાયલી હોયછે. હળ છેક ઘસાઇને નકામો થઈ જતા પહેલાં ઘણીવાર જમીનને ખેડીને યોગ્ય કરવાનું પોતાનું કામ કર્યાં જશે. કર્મકારોના તથા તેમના સાહિત્યોના રક્ષણાર્થે ઉભા કરેલા મકાનો વળી એથી પણ વધારે નભે એવા હોયછે. આવી તરેહની મુડી કે જે નભી શકે એવા રૂપમાં હોયછે ને જેનો એક વાપરથી નાશ થઈ જતો નથી તે સ્થાયી મુડી.

**જંગમ મુડીનો તમામ બદલો એકદમ મળેછે; સ્થાયી મુડીનો બદલો તે મુડી જેટલા વખત સુધી વપરાટમાં રહેછે તેટલા**

**વખતમાં ધીમે ધીમે મળતો જાયછે.** જંગમ મુડીનું તમામ મૂલ્ય પાછું વળે તથા તેઉપર રીત પ્રમાણે નફો પડે તેટલા મૂલ્યની તેમાંથી તાત્કાલિક પેદાશ થવી જોઇયે. પણ સ્થાયી મુડીમાં તો તાત્કાલિક ઉપજમાંથી ફક્ત મુસારાનો બદલો વળે અને બધી મુડી ઉપર રીત પ્રમાણે નફો પડે તેટલુંજ મળે તો બસ છે. જમીનદાર પોતાના ખેતરોમાં થયેલો પાક વેચીને કર્મકારોને મુસારો આપવામાં તથા બી વિગરે લાવવામાં વાપરેલી બધી મુડી પુરેપુરી તરત વાળી લેવાનું ધારેછે. પણ ધારો કે તે વરાળથી ચાલતો હળ લાવ્યો હોય તો તે કાંઈ એક વપરાટમાં નકામો થઈ જશે નહિ પણ તે ઘણા વર્ષો લગી વપરાશે અને તેથી તે વેચાતી લેવા માં વાપરેલી મુડી એક વર્ષના પાકમાંથી વળી રહેશે નહિ પણ થોડે થોડે તે જેટલા વર્ષ ટકશે તેટલા વર્ષોમાં વળી રહેશે.

જંગમ મુડીની સ્થાયી મુડી કરવામાં આવે તો તેથી કર્મકારોને થોડી મુદત લગી નુકશાન થાયછે તેનું કારણ ઉપર કેહેલી વાત ઉપરથી સમજાશે. આપણે આગળ કહી ગયા કે કર્મકારોને અપાતો મુસારો જેને મુસારાનું ભંડોળ નામ આપવામાં આવ્યુંછે તે જંગમ મુડી છે; તેથી જો કોઈ પણ કારણથી જંગમ મુડી ઓછી થાય તો તેજ પ્રમાણમાં મુસારામાં પણ ઘટાડો થવો જોઇયે. ધારો કે એક વેપારી પોતાની જંગમ મુડીમાંથી રૂ. ૧૦૦૦૦ ખસેડીને તેટલી રકમના કંઇ સાંચા લાવેછે. આમ થવાથી હવે જે કામ સાંચા કરશે તે કામ કરનારા ઘણા કર્મકારોની રોજી બંધ થશે. આવા કર્મકારો બીજા ધંધાઓમાં રોજી મેળવવા જશે. પણ તે ધંધાઓમાં કંઇ કર્મકરોનો ખપ અથવા મુસારાનું ભંડોળ વધ્યું નથી. એટલે ખપ હતો તેટલો રહ્યો અને કર્મકારો વધ્યા તેથી સામાન્ય રીતે મુસારામાં ઘટાડો થવાનોજ.

પણ આવી રીતે જંગમ મુડીની સ્થાયી મુડી કરવાથી કર્મકારોને થતું નુકશાન ઘણું ખરૂં થોડો વખત પહોંચેછે. સાંચાઓ વાપરવાથી મેહેનતની ઉત્પાદકશક્તિ ઘણી વધેછે. અને તેથી મુડી ઘણી ઝડપથી વધેછે. તેમ થવાથી આખરે મુસારાનું ભંડોળ વધેછે અને કર્મકારોને નુકશાન થયું હોય તેથી કેટલીક વખત ઘણો વધારે ફાયદો થાયછે.

**બચાવવાની ઈચ્છા થવાના બે હેતુ છે.** આપણે કહ્યું કે મુડી

ઉગારાનું ફળ છે તેથી જો મુડી વધી તો ઉગારો પણ વધેલોજ હોવો જોઇયે. બચાવવાની ઇચ્છામાં જુદા જુદા કાળમાં અને જુદા જુદા દેશોમાં ઘણો ફેર પડેછે, તે ઇચ્છા બે હેતુથી થાય છે; (૧) ભવિષ્યને સારૂ ડાહાપણ ભરેલી અગમચેતી (૨) કોઇ વેહેપારમાં પૈસા નાંખીને દ્રવ્ય મેળવવાની ઉમેદ. છેક અજ્ઞાન લોકોમાં બચાવવાની ઇચ્છા બિલકુલ હોતી નથી. તેનું કારણ એ કે તેમને ભવિષ્યનો અગમચેતીથી વિચાર કરવાની અક્કલ હોતી નથી. તેમને મનતો આજે જે ઉડાવ્યું તે ખરૂં કાલની વાત કાલ છે એમ હોયછે. આવું સાંચાઓમાં કામ કરતા મજુરો વિગરે હલકા લોકોમાં ઘણું જોવામાં આવેછે. તેઓ તો પોતાના રોજમાંથી ખરચ જતાં જે બચે તેનો દારૂ પિયેછે અને કંઇ પણ બચાવતા નથી. એથી જો એક દીવસ માંદા થવાને લીધે અથવા બીજા કોઇ પણ કારણથી મજુરીયે જવાય નહિ તો તે દીવસે ખાવાના પણ સાંસા પડેછે. જો વળી સરકાર તરફથી માલ મિલકતનું બરોબર રક્ષણ થતું ન હોય તો માણસોને બચાવવાની બહુ હોંશ થતી નથી કારણ કે તે બચાવેલું તે આપણનેજ કામ લાગશે ને કોઇ બીજો લુંટી નહિ જાય એવી તેમને ખાતરી હોતી નથી.

**જોઈન્ટ સ્ટોક (સહિયારા ભંડોળની) કંપનિયો.** વિલાયત જેવાં દેશમાં આવી કંપનિયો ઘણી હોવાને લીધે તેમાં પોતાનું જે થોડું પણ બચેલું હોય તે નાંખવાથી આવક થશે એવી હોંશાને લીધે બચાવવાની ઇચ્છા ઘણી વધેછે. આપણે અહીંતો કોઇએ જો ગમે તેમ કરી પાંચસે હજાર રૂપિયા બચાવ્યા હોય તો તે તેમાંથી આવક આવે એવી રીતે રોકવાનું કંઈ નહિ માલુમ પડવાથી નકામાં પડી રહેછે. આવા સહિયારા ભંડોળની કંપનિયો મુંબઈ, પુના, અમદાવાદ જેવા મોટા શેહેરોમાં થોડી થોડી છે. પણ બીજા ગમે તે કોઈ ગામમાં જોઇશું તો કોઈનાં ઘરમાં પાંચસે તો બીજાને ત્યાં હજાર એવી રીતે છુટક છુટક બચાવેલા રૂપિયા પડી રહેલા હશે. હવે એ દરેક માણસથી એટલી થોડી મુડીમાં કંઇ ધંધો શકે નહિ પણ જો બધા પોતાની મુડી એકઠી કરી કંઈ ધંધો ચલાવે તો તેમને આવક થાય, ગરિબ માણસોની રોજી જાગે ને દેશને ફાયદો થાય. પણ આવી કંપનિયો ચલાવવામાં કંઈ લુ-

રચાઈ થવી ન જોઇયે. કારણ કે એક બે આવી કંપનિયોના સ્થાપનારાઓ લોકોના રૂપિયા લુટચાઇ કરી ડુબાવે તો પછી બીજી એવી તરેહની ગમે તેવી સારી કંપની હોય તોપણ તેમાં લોકો પોતાનાં પૈસા નાંખતા ડરેછે. કારણ કે હમેશાં મિલકતના બીનજોખમપણા ઉપર મુડી વધવાનો ઘણો આધાર રેહેછે.

**મુડીનો ઉદ્રેક.** કેટલાક લોકો એમ ધારેછે કે મુડીનો વધારો થવામાં પ્રતિબન્ધ કરવાથી કંઈ નુકશાન થતું નથી કારણ કે જો તેમ ન થતું હોય ને પૈસાવાળા માણસો એશઆરામમાં ઉડાઉ ખરચ ન કરતા હોય તો કામે લગાડી શકાય તેથી વધારે મુડી એકઠી થઇ જાય ને નકામી પડી રહે. જો મુડીનું ખરૂં સ્વરૂપ ધ્યાનમાં રાખ્યું હોય તો મુડીના વધારાથી આવું કંઇ પણ ખોટું પરિણામ થશે એ કેવું ભૂલ ભરેલું છે તે તરત માલુમ પડશે. આપણે ઘણી વખત કહી ગયા કે કામને જરૂરી આશ્રય, રક્ષણ, ઓજારો, અને સાહિત્ય પુરા પાડીને તથા કામ ચાલે ત્યાં લગી કર્મકારોનું પોષણ કરીને ભવિષ્યમાં દ્રવ્યઉત્પાદન કરવા સારૂ દ્રવ્યનો જે ભાગ, જુદો રાખવામાં આવ્યો હોય તે મુડી. હવે જો મુડીની છત વધે તો તે કોઈ બીજા કામમાં વાપરવામાં આવશે અથવા તો ચાલતાજ ધંધાઓમાં કામે લાગી જશે. આ બેમાંથી ગમે તે થાય પણ તેથી જંગમ મુડીની ને તે કારણથી આખર સરવાળે મુસારાના ભંડોળની છત વધવાની ; આવી રીતે મુસારાનું ભંડોળ વધશે તેજ વખતે જો મુસારો લેનારની સંખ્યા નહિ વધી હોય તો મુસારો વધશે અને મજુરિયાત માણસોની સ્થિતિ શુધરશે.

આ ઉપરથી સ્પષ્ટ માલુમ પડશે કે જે પ્રસંગોથી મુડીની છત વધે તેજ પ્રસંગો ગરિબની હાલત સુધારવાના ઘણાજ સમર્થ સાધન થઇ પડેછે. વળી એમ પણ સાફ જણાયછે કે પોતાને તેમજ આખી પ્રજાને ખરેખરો ફાયદો કરનાર ઉડાઉ નથી પણ મુડીવાલો છે.

જમીન, મેહેનત, અને મુડી વિષેના ત્રણ પ્રકરણોમાં દ્રવ્યઉત્પાદનને લગતા મુખ્ય સિદ્ધાંતો આપણે બતાવી ગયા. મુડીના વ્યાપાર બરોબર સમજવા જોઇયે કારણ કે તે પક્કિ રીતે સમજ્યા શિવાય દ્રવ્યવિભાગના વિષયમાં જે ગુંચવણિયા સવાલોનું વિવેચન કરવામાં આવશે તે બરોબર ધ્યાનમાં ઉતરશે નહિ.

## પ્રકરણ ૩ ઉપર સવાલો. મુડીવિષે.

૧. મુડી કોને કેહેવી ?

૨. દાખલા આપી બતાવો કે મુડીદ્રવ્ય ઉત્પાદનનું એક આવસ્યક છે.

૩. મુસારાનું ભંડોળ એટલે શું ?

૪. મુડી જે વિવિધ પ્રકારે ઉત્પાદનમાં મદદ કરે છે તે બતાવો.

૫. બતાવો કે એશઆરામની ચીજોમાં વપરાયલું દ્રવ્ય મુડી નથી, અને તેથી તે ઉત્પાદનમાં મદદ કરતું નથી.

૬. દાખલા આપી બતાવો કે ચીજોનો ખપ તે મેહેનતનો ખપ નથી.

૭. એશઆરામનો ખરચ વેપારને ફાયદો કરેછે એમ ધારવું શા માટે ભૂલ ભરેલું છે ? દાખલા આપો.

૮. એકઠું કરી મુકેલું દ્રવ્ય દેશની મુડીમાં ગણાય ?

૯. જંગમ અને સ્થાયી મુડી વચે શો તફાવત છે ?

૧૦. જંગમ મુડીમાં કઈ ચીજોનો મુખ્યત્વે કરીને સમાવેશ થાયછે ?

૧૧. જંગમ મુડીની સ્થાયી મુડી થવાથી કેવી રીતે કર્મકારોને કેટલીક વખતે થોડી મુદત સારૂ નુકશાન થાયછે તે બતાવો.

૧૨. કયા પ્રસંગોથી બચાવવાની ઈચ્છા પેદા થાયછે અને વધેછે ?

૧૩. વેપારની સત્યતા મુડી એકઠી થવા ઉપર શી અસર કરેછે ?

૧૪. મુડીનો ઉદ્રેક એટલે શું ?

૧૫. મુડીનો ઉદ્રેક થઇ જવાનો ભય ખોટો છે એ બતાવો.

૧૬. આ પ્રકરણના સિદ્ધાંતો ઉપરથી બતાવો કે મજુરિયાત વર્ગને ખરો ફાયદો ઉડાઉ અથવા ભીખ આપનારથી નથી પણ મુડીદારથી છે.

---

૧. તમારી પાસે શાળી હોય તે મુડીમાં ગણાય? તમારી પાસે ૧૦૦૦૦ મણ શાળી હોય તો તે મુડીનો ઉદ્રેક કહેવાય ?

૨. ગાડીનો ઘોડો મુડી છે? અને જો હોય તો સ્થાયી કે જંગમ?

૩. લડવાના હથિયારો મુડીમાં ગણાય ?

૪. ધારો કે એક છોકરો દરરોજ અડધા રૂપિયાની રેવડી ખાય તો તેથી મેહેનતનો ખપ વધશે ?

૫. એક માણસ લાખ રૂપિયા દાટી મુકેછે તો તે મુડીમાં ગણાય?

૬. તે રૂપિયા તે એક રેલવે કમ્પનિમાં નાંખેછે તો તે મુડી ગણાય?

૭. તે રૂપિયાને કોઈ પ્રજાને લડાઈ ચલાવવામાં ધીરેછે તો તે મુડીમાં ગણાય ?

૮. જો એક વર્ગના માણસો બીજા વર્ગના માણસોને સુખેથી લુટી લે એવો કાયદો હોય તો તેની દ્રવ્યના સંચય ઉપર શી અસર થશે ?

૯. રસોઈયાની મેહેનત ઉત્પાદક કે અનુત્પાદક ?

## ભાગ ૨.

## દ્રવ્યના વિનિમયવિષે.—પ્રવેશક.

માલમિલકત હોયા વગર વિનિમય થઈ શકે નહિ. પરંતુ વિનિમયને સારૂ માલમિલકત હોવી જોઇયે એટલુંજ બસ નથી; વળી તે માલમિલકતના માલીક જનસમૂહ નહિ પણ ભિન્નભિન્ન માણસો અને વર્ગો હોવા જોઇયે. કારણ કે જો બધી ચીજોના જનસમૂહ માલીક હોય તો દરેક ચીજનો દરેક માણસ સરખો માલીક થાય એટલે પછી કોઇપણ ચીજનો વિનિમય કરવાનો રહેજ નહિ.

**સામાન્યસ્વામિત્વ.** આપણે હાલ ચાલતી દુનિયાની સ્થિતિમાં જોઇયે છિયે કે કોઇની પાસે કરોડો રૂપિયા ને કોઇ ભિખારી, કોઇને જોઈયે તે કરતાં વધારે ને કોઇને ખાવાનાપણ સાંસા. આ દુઃખ નિવારણ કરવાના હેતુથી યુરોપ તથા અમેરિકામાં કેટલાક વિદ્વાનોએ એક યોજના કરેલીછે; તે યોજનાને સામાન્ય સ્વામિત્વ કેહેછે. તે યોજનાનો મુખ્ય વિચાર એ છે કે કોઈ માણસની પોતાની માલકીની માલમિલકત હોવી ન જોઇયેઃ દરેકે પોતાની શક્તિ પ્રમાણે મેહેનત કરવી અને તે મેહેનતનું જે ફળ થાય તેમાંથી દરેકને તેના કરેલા કામના પ્રમાણમાં નહિ પણ તેના ખપ જેટલું આપવું. આવી યોજનાઓ સામાં ઘણા વાંધા ઉઠાવી શકાય એમ છે. પ્રથમ તો એ કે દુનિયામાં બીજાને સારૂ મેહેનત કરે એવા પરમાર્થિ માણસો ઘણાંજ થોડાં હોયછે. હમેશાં લોકો સ્વાર્થની ખાતરજ મેહેનત કરેછે. અને તેથી જો સામાન્ય સ્વામિત્વની યોજના પ્રમાણે દરેક માણસની મેહેનતનું ફળ પોતાને એકલાનેજ મળવાને બદલે આખા લોકસમૂહમાં વેહેંચવાનું ઠરે તો માણસો તન દઈ સારી મેહેનત કરશેજ નહિ. કારણ કે તેના મનમાં એમ આવશે કે હું બહુ તન દઇને આખો દ-

હાડા મેહેનત કરૂં કે ન કરૂં તોપણ મને મારી જરૂર જેટલું મળવાનું છે ને તેથી વધારે મળવાનું નથી. વળી લોકોને ભવિષ્યની ફીકર જરા પણ રહેશે નહિ ને તેઓ અમિતાચારી થઇજશે. હાલ તો ગરીબ માણસને પોતાનું તથા બાયડી છોકરાંનું પુરૂં કરવા સખ્ત મેહેનત લેવી પડેછે ને તેને એમ લાગેછે કે જો તેને એક છોકરૂં વધારે થયું તો તેને અંગે ખરચ વધશે ને તે મેળવતાં મહા મુશ્કેળ થશે. આવા વિચારથી તેને મેહેનત કરવાની તથા મિતાચારથી ચાલવાની ચેવટ રેહે છે. પણ સામાન્ય સ્વામિત્વની યોજના અમલમાં આવે તો તેના મનમાં કુટુંબ વધવાથી દુઃખ પડવાની કંઈ ફીકર રેહેતી નથી તેમજ પોતે મરીજાય તો પછી પાછળ બૈયરી છોકરાંને હરકત ન પડે તેટલા માટે હાલ જે બચાવવાની ફીકર હોયછે તે પણ રહેશે નહિ. કારણ કે સામાન્ય સ્વામિત્વની યોજના પ્રમાણે બૈયરી છોકરાંઓ જો એકઠું કર્યું ના હોય તો હાલ જેમ ભુખે મરે તેમ ભુખે મરવાનાં નહિ; તેમને તેમની જરૂર જેટલું તો મળવાનુંજ. સામાન્યસ્વામિત્વમાં આવી તરેહની અડચણો છે તો પણ તે યોજના કંઈ છેક હશી કહાડવા સરખી નથી. હાલ જે સ્થિતિ ચાલેછે તે કંઈ એવી ઉત્તમ નથી કે તેમાં સુધારો થઈ શકેજ નહિ. જોકે તે સુધારાનું વળણ સામાન્ય સ્વામિત્વતરફ કરવા જેવું નથી તો પણ એટલી વાત તો કબુલ કરવીજ પડશે કે હાલની સ્થિતિ કે જેમાં લોકોનો ઘણો ભાગ બેહાલ દશામાં છે, તે સુધારો કરવા જેવી તો છેજ. વળી એ વાત ધ્યાનમાં રાખવાની કે સામાન્યસ્વામિત્વમાં જે ભૂલો છે તેજ ભૂલો હાલની જનસમાજની રચનામાં થોડી ઘણી છે. ભિખારિયોને ભિખ આપવાથી આખરે સામાન્ય સ્વામિત્વ સરખીજ અસર થાયછે. કર્મકારોને એક અમુક ઠરાવેલોજ રોજ આપવાની રીત છે તેથી સામાન્ય સ્વામિત્વની યોજના ચાલવાથી ચેવટ ઘટેછે તેથી પણ વધારે સ્વાર્થની પ્રેરણા ઘટે છે. કર્મકારોને સાંજ પડે અમુક રોજ મળવાનો નક્કીજ એટલે જેમ બને તેમ ખળાઈ કરી ઓછું કામ કરેછે: ઘરાકની આંખમાં તે છેક આલસુમાં ખપી જવાથી કહાડી મુકવાનો વખત ન આવે એટલી મેહેનત તે ફક્ત કરેછે. તેમજ સરકારી નોકરોને પણ કામના પ્રમાણમાં નહિ પણ અમુક ઠરાવેલાજ પગાર મળેછે; અમુક જગાઉપરનો અમલદાર સારૂં કામ કરે કે ખરાબ અને કેટલાક દાખલા-

ઓમાં બિલકલ ન કરે તોપણ તેમને તેનોતેજ પગાર મળવાનો. આ ઉપરથી આપણું એમ કહેવું નથી કે સામાન્યસ્વામિત્વ સારૂં છે પણ એટલુંજ કે તે છેક ધિક્કારી કહાડવાસરખું નથી પણ નિષ્પક્ષપાત રીતે વિચારવા જોગ છે. સામાન્યસ્વામિત્વની કેટલીક યોજનાઓની ટુંકામાં હકીકત પુર્વણી આમાં આપીછે તે જોવી.

આપણે કહી ગયાકે વિનિમયને સારૂ દરેક માણસને પોતાની માલકીની માલમિલકતની જરૂર છે. આમ છે ત્યારે એમ લાગશે કે દ્રવ્યવિભાગના નિયમો કે જેને અનુસરીને જુદા જુદા માણસો અને વર્ગો વચે દ્રવ્ય વેહેંચાય છે તેનું વિવેચન વિનિમયની વાત કરતાં પેહેલાં કરવું જોઇયે. પણ આપણે એથી જુદી રીત પકડી છે કારણ કે "મૂલ્ય" અને "કિંમત" એ શબ્દોનો અર્થ તથા ચીજોનું મૂલ્ય નિયમિત કરનારા કારણો સમજાવ્યા વગર ભાડું, મુસારા અને નફામાં દ્રવ્યના જે પ્રસંગોથી વિભાગ થાયછે તે આવા નાના પુસ્તકમાં બરોબર બતાવાય નહિ. તેથી આ ભાગમાં, મુલ્ય, કિંમત અને ઉત્પાદનખરચ એ શબ્દોના અર્થ વિષે તથા નીચે કહેલા ત્રણ વર્ગની ચીજોનું મૂલ્ય નિયમિત કરનારાં કારણોવિષે કહીશું.— (૧) જે ચીજોનો સમૂહ નિયમિત હોયછે, (૨) જે ચીજોની છત તેમનું ઉત્પાદનખરચ વધાર્યા શિવાય વધારી શકાય નહિ તે, (૩) જેમના છત ઉત્પાદનખરચ વધાર્યા શિવાય ગમે તેટલી વધારી શકાય તે.

**ભાગ ૨ ના પ્રવેશક વિષે સવાલો. દ્રવ્યના વિનિમય વિષે.**

૧. સામાન્યસ્વામિત્વ એટલે શું? અને તેના શા ગેરફાયદા છે!

---

૧. સામાન્યસ્વામિત્વથી કામની વેહેંચણીમાં હરકત આવશે? દરેક માણસને સરખો બદલો મળશે તો કંટાળા ભરેલું કામ કોણ કરશે?

૨. સામાન્યસ્વામિત્વને લિધે ઉત્પાદન ઓછું થાય ને દ્રવ્યનો વ્યય કરનારાની સંખ્યા વધે તો આખર તેથી ગરીબમાં ગરીબ માણસને પણ ફાયદો થશે કે કેમ?

૩. દેશમાં સુથાર, કડિયા, મજુર વિગરેને ધારા મુજબ દર આપવામાં આવેછે તથા સરકારી નોકરોને પણ મુકરર કરેલો પગાર આપવામાં આવેછે તેથી ફાયદો છે કે નુકશાન અને નુકશાન તો શું!

## પ્રકરણ ૧ મૂલ્ય અને કિંમત.

"મૂલ્ય" અને "કિંમત" નો ખરો અર્થ, તેમના વચ્ચેનો તફાવત તથા સંબંધ બરોબર સમજવો ઘણોજ જરૂરનો છે.

**મૂલ્યની વ્યાખ્યા.** કોઈ ચીજના મૂલ્યની ગણના, તેને બીજી ચીજો સાથે સરખાવવાથી અથવા તેના સાટામાં બીજી ચીજો કેટલી મળે તે નક્કી કરવાથી, થઈ શકે છે. એટલે જો શેર ઘીને સાટે દસ શેર ઘઉં મળી શકતા હોય તો એમ કેહેવાય કે એક શેર ઘીનું મૂલ્ય દસ શેર ઘઉં છે. આ ઉપરથી એ સાફ જણાયછે કે "મૂલ્ય" શબ્દની સાથે મુકાબલાનો વિચાર જોડાયેલો છે. કારણ કે જ્યારે એમ કહિયે છિયે કે શેર ઘીનું મૂલ્ય દસ શેર ઘઉં છે ત્યારે ખરૂં જોતાં આપણે ઘી અને ઘઉં વચ્ચે મુકાબલો કરિયે છિયે.

મૂલ્યમાં મુકાબલાનો વિચાર આવેછે તેથી એ પણ સ્પષ્ટ છે કે કોઈ અમુક ચીજના મૂલ્યમાં બે તરેહના કારણથી ફેર પડેછે. એક તરેહના કારણનું મૂળ તે અમુક ચીજમાં રેહેલું હોયછે, અને બીજી તરેહના કારણોનું મૂળ જે ચીજોને સાથે તે અમુક ચીજનું વિનિમય કરવાનું હોય તેમાં રહેલું છે; એટલે એક આંતરસ્થ અને બીજાં બાહ્ય એવાં બે તરેહના કારણોથી કોઈ પણ ચીજના મૂલ્યમાં ફેર પડેછે. આપણે જે દાખલો લીધો તેમાં એમ બને કે કોઈ વખતે ઘીની છત ઓછી હોવાને લીધે તેનું મૂલ્ય વધે; આ ફેર આંતરસ્થ કારણને લીધે થયો. અથવા તો ઘઉં કે જેની જોડે તેનો વિનિમય કરવાનો છે તેનું મૂલ્ય ઘટવાને લીધે ઘીના મૂલ્યમાં વધારો થાય; આ ફેર બાહ્ય કારણથી થયો એમ કહેવાય. મૂલ્ય તે આ પ્રમાણે સામાન્ય રીતે જુદી જુદી ચીજો વચ્ચેનો સંબંધ છે એમ ઠર્યું, એટલે એ વાત તો નક્કીજ થઈ કે સામાન્ય રીતે બધી ચીજોના મૂલ્યમાં એકજ વખતે ઘટારો અથવા વધારો થઈ શકે નહિ. કારણ કે "બધી ચીજોના મૂલ્યમાં સામાન્ય વધારો થયો" એમ કેહેવાનો અર્થ એજ થયો કે દરેક ચીજને સાટે બીજી બધી ચીજો વધારે મળશે. આમ કેહેવું તે તો એક બાગમાં બધા મળી પંદર ઝાડ છે ને તેમાંનું દરેક બાકીના ચૌદથી ઉંચું છે એમ કહેવા જેવું છે; એમ કોઈ

વખત બની શકેજ નહિ. એક ચીજના મૂલ્યમાં વધારો થયો હોય તો બીજી કોઈ ચીજના મૂલ્યમાં તેટલોજ ઘટારો થવો જોઇયે. આપણે એમ કહિયે કે વીસ વર્ષ ઉપર ઘીનું જે મૂલ્ય હતું તેથી હાલ વધ્યુંછે તેનો અર્થ ફક્ત એટલોજ કે વીસ વર્ષપર કોઈ બીજી ચીજ જેવી કે ઘઉં ઘીને સાટે જેટલી મળતી હતી તેના કરતાં હાલ વધારે મળેછે. ત્યારે એમ થયું કે વીસ વર્ષમાં જેમ ઘીનું મૂલ્ય વધ્યું તેજ પ્રમાણમાં ઘીના સંબંધમાં ઘઉંનું મૂલ્ય ઘટ્યું. વળી મૂલ્યમાં વિનિમયનો પણ વિચાર આવી જાયછે, કારણ કે કોઈ અમુક ચીજનું મૂલ્ય નક્કી કરવા સારૂં તેને સાટે બીજી ચીજો કેટલી મળી શકશે તે નક્કી કરવું પડેછે.

**સાટું વિનિમયનું સાધન.** જંગલી લોકોમાં સઘળી વેચવાની અને લેવાની વાત એક ચીજ બીજાને સાટે આપવા લેવાથી કરવામાં આવેછે; નાણા બિલકુલ વાપરવામાં આવતાં નથી. આપણા ગામડાંઓમાં હજુ એ રીત જોવામાં આવેછે. ત્યાં કોળિયો શાક વિગરે પૈસાનું આપતા નથી પણ દાણાને બદલે આપેછે. વિનિમયની આ રીતને સાટું કેહેવામાં આવેછે. આ રીત ઘણી અઘવડ ભરેલીછે ને જે દેશોમાં વિનિમયની સાટા શિવાય બીજી રીત બિલકુલ નથી ત્યાં વેપાર ઘણોજ મંદ ચાલેછે. સાટામાં પડતી અઘવડોને લીધે લોકોને નાણા વાપરવાનું સુઝ્યું અને સાર્વજનિક સંમતિથી કોઈ ચીજને મૂલ્યના માપ અને વિનિમયના સાધન તરીકે પસંદ કરવામાં આવી. તે ચીજ વાપરવાથી સાટું કરવાની જરૂર બંધ પડી. ફકત સાટુંજ ચાલતું હતું તે વખતે તો એક માણસ પાસે પોતાના ખપ કરતાં વધારે શાક હોય ને તેને પેરવા લુગડાં જોયતાં હોય તો તેને જેની પાસે ખપ કરતાં વધારે લુગડાં હોય ને જેને શાકની જરૂર હોય એવા માણસને ખોળી કહાડવો પડતો. પણ હવે તેમ કરવું પડતું નથી. જેની પાસે વધારે શાક હોય તે અમુક પૈસા સારૂ તે કોઇને વેચે ને તે પૈસા વતી લુગડાં વેચનાર પાસેથી લુગડાં લે.

**કિંમતની** વ્યાખ્યા. કોઇ ચીજના મૂલ્યની નાણામાં ગણના કરિયે તે તેની કિંમત; માટે કિંમત તે મૂલ્યનો એક અમુક પ્રકાર છે એમ કેહેવામાં આવેછે. કારણ કે આપણે ઉપર કહી ગયા કે કોઇ-

પણ ચીજના મૂલ્યની ગણના તેને સાટે બીજી ચીજો કેટલી મળશે તે ઉપરથી થાયછે. ત્યારે ધારો કે એક વાર કપડાને સાટે બે રૂપિયા મળી શકેછે તો એમ કેહેવાને કંઈ હરકત નથી કે તે એક વાર કપડાનું મૂલ્ય બે રૂપિયા છે. પણ નાણાંને મૂલ્યના માપ અને વિનિમયના સાધન તરીકે પસંદ કરેલાંછે માટે તેની વિનિમયશક્તિને એક ખાસ નામ આપવું વધારે સગવડભરેલું છે. તેથી કોઈપણ ચીજને સાટે જેટલાં નાણાં આવી શકે તે તે ચીજની કિંમત.

જ્યારે ઘઉં જેવી કોઈ ચીજની કિંમતની આપણે વાત કરિયે છિયે ત્યારે તે ચીજ અને કિમતી ધાતુઓ વચ્ચે આપણે મુકાબલો કરિયે છિયે; પણ ઘઉંના મુલ્ય વિષે વાત કરતાંતો ઘઉંનો બીજી બધી ચીજો જોડે મુકાબલો કરિયે છિયે. તેથી એ વાત સ્પષ્ટ છે કે જો કે બધી ચીજોના મૂલ્યમાં એકજ વખતે સામાન્ય વધારો ઘટાડો થઈ શકે નહિ તોપણ બધી ચીજોની કિંમતમાં એકજ વખતે સામાન્ય વધઘટ થઈ શકે; કારણ કે કોઈ કારણોને લીધે બધી વસ્તુઓને સાટે એકજ વખતે સામાન્ય રીતે વધારે અથવા થોડાં નાણાં આવે એ સંભવીત છે. ધારો કે કોઈ અમુક દેશમાં ફરતાં નાણાં બમણાં થયાં અને વસ્તિ અને વેપારમાં કંઈ વધારો થયો નહિ તો ચીજોની કિંમતોમાં સામાન્ય વધારો થવોજ જોઇયે.

ઉપલી વ્યાખ્યાઓ ઉપરથી એમ સાબીત થયું કે કિંમતો બમણી ત્રમણી થાય તેથી નાણાં શિવાયની બીજી સઘળી ચીજોનાં મૂલ્યમાં કંઈ ફેરફાર થવોજ જોઇયે એમ નથી. એમ થવાથી જુદી જુદી ચીજોનાં એક બીજાના સંબંધ ઉપર કંઈ અસર થશે નહિ. ધારો કે પેહેલાં એક વાર છીંટના ચાર શેર ઘઉં આવતા હતા ને તે વખતે એક વાર છિટની કિંમત ચાર આના ને એક શેર ઘઉંની કિંમત એક આનો હતો. ધારો કે હાલમાં બધી ચીજોની કિંમતો બમણી થઈછે. ત્યારે હાલ એક વાર છિટના આઠ આના અને એક શેર ઘઉંના બે આના પડશે. પણ હજુએ આ કિંમતો પ્રમાણે પણ એક વાર છિટના તો ચાર શેરજ ઘઉં પડ્યા; તેમાં કંઈ પણ ફેર પડ્યો નહિ. એટલે જો કે બધી ચીજોની કિંમત બમણી થઈ તોપણ દરેક ચીજના મૂ-

લ્યમાં કંઇ ફેર પડ્યો નહિ. આ ઉપરથી સ્પષ્ટ જણાયછે કે કિંમતોમાં સામાન્ય વધારો અથવા ઘટાડો થવાથી નાણાં શિવાય બીજી કોઈ ચીજના મુલ્યમાં ફેર પડતો નથી. જો કિંમતો વધે તો દરેક ચીજને બદલે પેહેલાં કરતાં વધારે નાણાં આપવા પડે; એટલે એનો અર્થ એજ કે નાણાંનું મૂલ્ય ઘટ્યું. તેમજ જો કિંમતોમાં સામાન્ય ઘટારો થાય તો અમુક રકમને સારૂ પેહેલાં જેટલી દરેક ચીજ આવતી હતી તેનાં કરતાં હાલ વધારે આવશે, એટલે એનો અર્થ એ કે નાણાંનું મુલ્ય વધ્યું. આના સંબંધમાં નાણાંનું સ્વરૂપ અને વ્યાપાર વિષે વધારે સમજણ આપવાની જરૂર છે પણ તે આવતા પ્રકરણમાં કહીશું.

**પ્રકરણ ૧ ઉપર સવાલો. મૂલ્ય અને કિંમત.**

૧. મૂલ્ય એટલે શું?
૨. બતાવોકે મૂલ્યોમાં સામાન્ય વધારો અથવા ઘટાડો થઇ શકે નહિ.
૩. ચીજો સાટે આપવી એટલે શું?
૪. કયા સાધનોથી સાટાની જરૂર કહાડી નાંખવામાં આવીછે?
૫. કિંમત એટલે શું?
૬. કિંમતોમાં સામાન્ય વધારો અથવા ઘટાડો થઇ શકે કે કેમ?
૭. ધારો કે કિંમતો એકદમ બમણી થઈ જાયછે. આવા ફેરફારથી ચીજોના મૂલ્ય ઉપર શી અસર થશે?

---

૧. ઘઉંનો પાક સારો નહિ થવાને લીધે તેનું મૂલ્ય વધ્યું. આ વધારો આંતરસ્થ કારણથી થયો કે બાહ્ય કારણથી?
૨. બધી ચીજોની કિંમતો વધે તો દેશ વધારે દ્રવ્યવાન થાય કે કેમ?

---

## પ્રકરણ ૨. નાણાંવિષે.

**નાણાંના વ્યાપાર.** ગયા પ્રકરણમાં સાટાની રીતની અધવડતા બતાવતી વખતે કહ્યું હતું કે વિનિમયની એવી જંગલી રીત સુધરેલા દેશોમાં નાણાં વાપરવાથી કાહાડી નાંખવામાં આવી છે. એટલે એક વસ્તુને બીજી બધી વસ્તુઓના મૂલ્યનું માપ કરવા માટે તથા વિનિમયના સાધન તરીકે કામ લાગવા માટે પસંદ કરવામાં આવી. આવી રીતે મૂલ્યના માપ તરીકે કોઈ વસ્તુને પસંદ કરવામાં ન આવી હોય તો

કોઈ માણસનું દ્રવ્ય કેટલું છે તે કેહેવું હોય તો તેના ઘરમાં જેટલાં વાસણ, ગોદડાં, ઘરેણાં, ઢોર ઢાંકર વિગરે જે મિલકત હોય તે બધી ગણાવવી પડે, અને તે કેવી જાતની છે તે કેહેવું પડે. આવી રીતે કોઈની માલમિલકતની તપસીલ કરતાં દાહાડા ને દહાડા નિકળી જાય અને આખરે પણ તે તપસીલ ઉપરથી તે માણસના દ્રવ્યનો ચોકસ વિચાર આવે નહિ.

આ અઘવડ નાણાંના વાપરથી જતી રહીછે, અને હવે માણસોની અને પ્રજાઓની દોલત કિમતી ધાતુઓના ધોરણથી માપવામાં આવેછે, અને તે આટલા હજાર કે લાખ રૂપિયાની છે એમ કેહેવાયછે.

સાટાની રીત સમજાવતી વખતે નાણાંને વિનિમયના સાધન તરીકે વાપરવાની સુગમતા વિષે આપણે કહી ગયા. ત્યાં આપણે કહ્યું હતું કે સાટાને બદલે વિનિમયની બીજી વધારે સુગમ રીત દાખલ કર્યા શિવાય કોઈપણ દેશ વેપારમાં બહુ સારી સ્થિતિયે પહોચી શકે નહિ. જેમ ખીલા ઠોકવાનું હથિયાર હથોડી છે તેમ વિનિમય કરવાનું હથિયાર નાણાં છે. નાણાંને મૂલ્યના માપ અથવા વિનિમયના સાધન તરીકે વાપર્યા વગર ચીજોનું વિનિમય થઈ શકેછે, પણ તે કામ એવું અવઘડ ભરેલું ને ગરબડિયું થાયછે કે સુથાર પોતાના ઓજાર વગર કામ કરવાનો યત્ન કરતો હોય તેની જોડે તેને સરખાવાય.

એ તો ખુલ્લુંજ છે કે નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુ સેહેલથી લઇને ફરાય એવી જોઇયે. જો લાકડું કે લ્હોડું અથવા એવી કોઈ ચીજ કે જેનું થોડા કદમાં વધારે મૂલ્ય હોતું નથી તે નાણાં તરીકે વપરાતી હોય તો સેહેજ માલ લેવા બજારમાં જવું હોય તોપણ જોડે ગાડું ભરીને નાણાં લઈ જવા પડે. નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુ સોનું અથવા રૂપું હોવું જોઇયે એ કંઈ જરૂરનું નથી પણ તે ધાતુઓને સુધરેલા દેશોમાં તે કામને સારૂ પસંદ કરવામાં આવીછે કારણ કે મૂલ્યના માપ અને વિનિમયના સાધન તરીકે વપરાતી વસ્તુમાં જે ગુણો હોવા જોઇયે તે ગુણો ઘણે દરજ્જે એ ધાતુઓમાં છે.

**જુદા જુદા દેશોમાં નાણાં તરીકે જુદી જુદી ચીજો વાપરામાં આવીછે.** જો કે સોનું રૂપું નાણાં તરીકે વાપરવાને સઉથી વધારે યોગ્ય છે એમ હાલ સામાન્ય રીતે ઠરેલુંછે તોપણ પેહેલાં કેટલાક દેશોમાં બીજી ચીજો તે કામ માટે વપરાયેલીછે. ચીનમાં

પેહેલાં ચાહની દાબેલી પડીકિયો પરવામાં આવતી; આફ્રીકામાં કેટલેક ઠેકાણે એક જાતની છીપો વાપરવામાં આવતી હતી; ગ્રીસ દેશના લોકો, આરબો ને અસલના વખતમાં ઘણી પ્રજાઓ ઢોરોને નાણાં તરીકે વાપરતા; વળી કેટલેક ઠેકાણે મિઠું અને ચામડાં પણ નાણાં તરીકે વપરાયલાંછે. પણ આખરે અનુભવથી એમ સિદ્ધ થયું કે બીજી કોઈપણ વસ્તુ કરતાં સોનું રૂપું નાણાનું કામ વધારે સારી રીતે કરીશકશે કારણ કે નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુને (૧) મૂલ્યના સામાન્ય માપ અને (૨) વિનિમયના સામાન્ય સાધન તરીકે બે તરેહના કામ કરવાનાં છે.

**નાણાં તરીકે પસંદ કરેલી ચીજમાં સાત ગુણ હોવા જોઈયે.**

| | |
|---|---|
| ૧. નૈસર્ગિક મૂલ્ય. | ૫. વિચ્છેદ્યત્વ. |
| ૨. સુવાહ્યત્વ. | ૬. મૂલ્યનું સ્થાયિત્વ. |
| ૩. અક્ષય્યત્વ. | ૭. વિજ્ઞેયત્વ. |
| ૪. ઐકાત્મ્ય. | |

**નૈસર્ગિક મૂલ્ય.** આ પેહેલા ગુણની અગત્ય તરત માલુમ પડશે. નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુ, તેને વિનિમયના સાધન અને મૂલ્યના માપ તરીકે પસંદ કરી માટે એમ નહિ પણ પોતાની મેળેજ મૂલ્યવાન હોવી જોઈયે; જો નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુ એવી હોય કે તેને બધા મૂલ્યવાન ગણે નહિ તો માલને બદલે સઘળે ઠેકાણે તેને લેવાને કોઈ કબુલ કરશે નહિ. ત્યારે કોઈ કેહેશે કે રૂપિયાને બદલે ચાલતી કાગળની નોટો જાતે કંઈપણ મૂલ્યવાન નથી તો પણ લોકો તેને કબુલ કેમ કરેછે? તેમ થવાનું કારણ એ છે કે નોટ તે હુંડીની માફક અમુક રૂપિયાની સંજ્ઞા છે કેમકે માંગેથી તરત રૂપિયા આપવાનું તેમાં વચન છે: અને લોકોને તે વચન પાળવામાં આવશે એવી પૂર્ણ ખાત્રી હોયછે માટેજ તેઓ નોટો લેવી કબુલ કરેછે. કેટલાક કારણોને લીધે ઘણાજ પુરાતન કાળમાં અને ઘણા જંગલી દેશોમાં પણ સોનું અને રૂપું મૂલ્યવાન ગણાતાં આવ્યાંછે. તેમના ચળકાટ, ટકાઉપણા તથા ઘડવાથી લાંબા વધવાના ગુણને લીધે બધા કાળમાં અને બધી પ્રજાઓમાં તેમને ઘરેણાંગાઠાં અને શણગાર સારૂ મૂલ્યવાન ગણવામાં આવ્યાંછે; આ કારણોથી, નાણાં તરીકે પ-

સંદ કરેલી વસ્તુમાં જે પેહેલો ગુણ હોવો જોઇયે તે ગુણ (નૈસર્ગિક મુલ્ય) સોના તથા રૂપામાં ઘણી સારી રીતે છે.

**સુવાહ્યત્વ** અથવા થોડા કદમાં વધારે મુલ્ય એ બીજો ગુણ છે. આ ગુણ સોના તથા રૂપામાં રહેલો છે એ સ્પષ્ટ છે. સોનું રૂપું મેળવવું ઘણું મુશ્કેલ હોવાને લીધે તેની અછત હોયછે અને સઘળે ઠેકાણે તેને લેવાની લોકોને ઘણું મન હોયછે તેથી કરીને તેમનું મુલ્ય વધારે છે. ત્યારે કોઈ એમ કહેશે કે થોડા કદમાં વધારે મૂલ્યનો ગુણ સોના રૂપા કરતાં હિરા અને બીજા કિમતી પથ્થરોમાં ઘણો વધારે હોયછે તોપણ તેમને કેમ નાણાં તરીકે વાપરવામાં આવતા નથી. તેનું એક કારણ એ કે હિરા જેવી ચીજને નાણાં તરીકે વાપરવું ઘણુંજ અઘવડ ભરેલું થઈ પડે. એક ચણાની દાળ જેવડા હિરાની કિંમત બસે કે ત્રણસેં રૂપિયા હોય; આવી નાની ઝિણી વસ્તુઓ રાખવાની અઘવડતા અને તે ખોવાઈ જવાનો ભય એટલો છે કે તે અડચણોને લીધે હિરાને, સોના રૂપાને ઠેકાણે નાણાં તરીકે વાપરવાનું જરા પણ બની શકે તેમ નથી. આ ઉપરથી એટલું માલુમ પડશે કે જોકે નાણાં તરીકે વપરાતી વસ્તુનું થોડા કદમાં વધારે મુલ્ય હોવું જોઇયે તોપણ કદ અને મુલ્ય વચેનો તફાવત એક અમુક હદની પાર જવો ન જોઇયે. પાવલી ને બદલે તેટલીજ કિંમતનું સોનાનું નાણું વાપરવાનું હોય તો ઘણી અડચણ પડે; તેમજ પઈને બદલે તેટલીજ કિંમતનું રૂપાનું નાણું વાપરવાનું હોય તો પણ તેટલીજ હરકત પડે. પણ જ્યાં વધારે મોટી રકમની આપ લે કરવાની હોયછે ત્યાં રૂપિયા વિંઢાળવા એ અઘવડ ભરેલું લાગે છે ત્યાં જો આપણા દેશમાં સોનાનું ચળણ હોય તો તે વાપરવું સુગમ પડે. પણ તેમ ન હોવાને લિધે મુંબાઈ વિગરે મોટા શેહેરમાં નોટો ઘણી વાપરવામાં આવે છે.

**અક્ષય્યત્વ.** આ ગુણ નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુમાં નહોય તો ઘણીજ હરકતો નડે. કોઇ તરત નાશ પામે એવી વસ્તુને નાણાં તરીકે વાપરવામાં આવે તો જે અઘવડતા પડે તેનો વિચાર કર્યો હોય તો નાણામાં અક્ષય્યત્વ એ ગુણની કેટલી અગત્ય છે તે તુરત માલુમ પડશે. ધારો કે સાકરના કકડાઓ નાણાં તરીકે વપરાતા હોય તો શું થાય? જો કોઈ માણસની સિલક ઉપર ગમે તે રીતે પાણી પડ્યું અથવા

કંઈ બોજો પડચો તો તેનું બધું મુલ્ય જતું રેહેશે અને સેહેજમાં તે માણસની પુંજીનું સત્યાનાશ વળી જશે. જોકે કોઇ પણ વસ્તુ એવી તો નહિજ માલુમ પડે કે જે બિલકુલ અક્ષય્ય હોય પણ બીજી બધી વસ્તુઓ કરતાં સોનું ઘણે દરજ્જે અક્ષય્ય છે. તેનો દેવતાથી અગર પાણીથી નાશ થતો નથી તેમજ તે ખવાઈ જતું નથી. હજારો વર્ષ લગી દટાઈ ગયેલાં ને જમીનમાંથી ખોદતા ખોદતા જડેલાં સોનાના ઘરેણાં નવા સોનાના જેવાજ ચળકતા ને સાફ માલુમ પડે છે.

ચોથો ગુણ એકાત્મ્ય. નાણાં તરીકે વપરાતી વસ્તુ એક સરખી વર્ણની હોવી જોઇયે. સોના તથા રૂપાને સોધવાથી તેમને અમુક દરજ્જે સ્વચ્છ કરી શકાયછે; તેથી સોનાના એક તોલાનું મૂલ્ય બીજા તોલાના મુલ્યના સરખુંજ થાયછે. જવાહીરમાં આ ગુણ નથી તેથી સોના રૂપાને બદલે તેમને નાણાં તરીકે વાપરવાનું ફાવે નહિ. હિરાના ચળકાટ અને રંગ ઉપર તેના મૂલ્યનો આધાર હોય છે, અને આ બાબતોમાં એક બીજા વચ્ચે એટલો બધો ફેરફાર હોય છે કે એકજ તોલના એકજ માપના ને એકજ તરેહના પેલ પાડેલા બે હિરા લો તે તે બેનું મુલ્ય સરખુંજ હોય એમ બનતું નથી.

**પાંચમો ગુણ. મૂલ્યમાં નુકસાન થયા વગર વિચ્છેદ્યત્વ.** એક તોલો સોનું લઇને તેના બે અડધા અડધા તોલાના કકડા કરિયે તો એ બે કકડાનું મુલ્ય પેહેલા જે એક તોલાનો આખો કકડો હતો તેના જેટલુંજ રેહેશે. પણ બીજી ઘણી વસ્તુઓમાં ભાગ કરવાથી મુલ્ય ઘટેછે. પેલ પાડચા વગરના હિરાઓનું મૂલ્ય, અમુક હિરામાં જેટલી રતી હોય તે સંખ્યાનું વર્ગ કહાડી તેને એક રતીના મૂલ્યથી ગુણીને, ગણવામાં આવેછે. એટલે એક રતીનું મુલ્ય ૨૦ રૂપિયા હોયતો ૬ રતીના હિરાનું મુલ્ય (૬×૬×૨૦)=૭૨૦ રૂપિયા થયું અને ૧૨ રતીના હિરાનું મુલ્ય (૧૨×૧૨×૨૦)= ૨૮૮૦ થયું. એટલે જો ૧૨ રતીના હિરાના બે કકડા કરવામાં આવે તો તેનું મુલ્ય અડધું ઘટી જાય.

**૬ ઠો ગુણ મૂલ્યનું સ્થાયિત્વ છે.** આ ગુણ મૂલ્યના સામાન્ય પ્રમાણ તરીકે નાણાના પેહેલા કામના સંબંધમાં ઘણોજ અગત્યનો છે. જરા પણ ફરક ન પડે એવું મૂલ્યનું પ્રમાણ મળવું તો અશક્ય છે. જેટલી ચીજો આપણા જાણવામાં આવેલીછે તેમાંની એકે એવી નથી

કે જેના મૂલ્યમાં બિલકુલ ફેર પડે નહિ. તેથી વધારેમાં વધારે એટલુંજ બની શકે એમ છે કે આ મૂલ્યમાં થતો ફેરફાર ઘણોજ થોડો અને ધીમે ધીમે થતો હોય એવી વસ્તુને નાણાં તરીકે પસંદ કરવી. જો નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુના મૂલ્યમાં ઘણી ઝડપથી ફેર પડતો હોય તો દરેક નાણાં સંબંધી કરારની શરતોમાં ઘણી ગરબડ થઈ જશે. ધારો કે ઘઉંને મૂલ્યના સામાન્ય પ્રમાણ તરીકે પસંદ કરવામાં આવેલા છે; હવે ધારો કે અ, બ પાસેથી ૧૦,૦૦૦ મણ ઘઉં ઉછીના લે છે અને તે છ મહિના પછી પાછા આપવા એવી સરત કરેલી છે. ધારો કે આ મુદત પુરી થતી વખતે પેહેલથી નહિ કળી શકાય એવાં દુકાળ વગેરે કેટલાંક કારણોને લીધે એમ બને કે ઘઉંના મૂલ્યમાં સેંકડે વિસ ત્રિસ ટકાનો ફેર પડી જાય; હવે જો ઘઉંનું મૂલ્ય ત્રિસ ટકા વધ્યું હોય તો અએ બ પાસેથી ઉછીનું લીધું હતું તેના કરતાં ત્રિસ ટકા તેને ખરૂં જોતાં વધારે આપવું પડશે. કારણ કે ઉછીના લેતી વખતે એક મણ ઘઉંને બદલે જેટલું દ્રવ્ય મળી શકતું હતું તેના કરતાં પાછા આપતી વખતે એક મણ ઘઉંને બદલે ત્રિસ ટકા વધારે દ્રવ્ય મળી શકે છે. તેથી જો નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુના મૂલ્યમાં એકદમ ફેરફાર થઈ જતો હોય તો વેપારને લગતાં સઘળાં કામ જુગાર રમવા જેવા બની જાય કારણ કે થોડા મહિનામાં નાણાનું મૂલ્ય શું થશે તે કોઇ ખાત્રીથી કહિ શકે નહિ.

જે બીજી વસ્તુઓમાં નાણાંનું કામ કરવાને આ ગુણ શિવાયના બાકીના બધા જરૂરના ગુણો છે તે દરેકના મૂલ્યમાં જેટલો ફેરફાર પડે છે તેના કરતાં સોના રૂપાના મૂલ્યમાં ઘણી ઓછી વધઘટ થાયછે.

વળી તેમાં પણ અનુભવથી એમ માલુમ પડે છે કે સોના કરતાં રૂપાના મૂલ્યમાં ઘણો ફેરફાર પડેછે. પેહેલાં સોનાનું મૂલ્ય રૂપાના મૂલ્ય કરતાં પંદર સોળ ગણું હતું તે વધતાં વધતાં હવે એકવીસ બાવીસ ગણું થયું છે આમ થવાનું કારણ એ છે કે કેટલાક વર્ષથી રૂપાનું ઉત્પન્ન વધતું જાયછે અને તેનો ખપ ઘટતો જાય છે. યુરોપના ઘણા દેશોએ રૂપાનું ચલણ કહાડી નાંખી સોનાનું કિધું છે.

આમ થવાથી હિંદુસ્તાનની મેહેસુલ સંબંધી ભારે ગુંચવણ આવી પડી છે. કારણ કે હિંદુસ્તાનને દરવર્ષે ઇંગ્લાંડને દેવાના વ્યાજ તથા બીજા ખરચો પેટે આશરે ૧૭૦૦૦૦૦૦ પાંઉડ આપવા પડે છે. ને

તે રકમ સોનાના ચલણમાં આપવાનો કરાર છે. પણ પેહેલાં એક પાંઉડના ૧૦ રૂપિયા કિંમત હતી તે વધી હવે આશરે ૧૪ રૂપિયા થઈ છે. એટલે પેહેલાં ઇંગ્લાંડને ૧૭૦૦૦૦૦૦૦ સતર કરોડ રૂપિયા આપવા પડતા તે હવે આશરે ૨૩૮૦૦૦૦૦૦ રૂપિયા આપવા પડે છે. ને રૂપાના મૂલ્યમાં આથી પણ વધારે ઘટાડો થવાનો સંભવ છે. આ અડચણો દૂર કરવા ખાતર વિવિધ ઉપાયોની યોજના કરવામાં આવી છે. કેટલાક એમ દરખાસ્ત કરે છે કે હિંદુસ્તાનમાંથી રૂપાનું ચલણ કહાડી નાંખી સોનાનાં નાંણા ચલાવવાં. પરંતુ આમ કરવું એ હિંદુસ્તાન જેવી ગરીબ સ્થિતિના દેશને ફાવે એમ નથી કારણ કે ઘણા લોકોને ફક્ત પૈસા પાઈ સાથે કામે ચાલે છે. વળી હિંદુસ્તાન જેવડા મોટા દેશમાં રૂપાનું ચલણ ધીમે ધીમે કહાડી નાંખી સોનાનું કરતાં ઘણા વર્ષ લાગે. તે મુદતમાં દરવર્ષે અમુક સોનું લેવું પડે અને અમુક રૂપું વેચવું પડે. આમ થવાથી વળી રૂપાનું મુલ્ય વધારે ઘટતુંજ થાય. તેથી જેમ એક વર્ષ જતું જાય તેમ જે રૂપું વેચવા કહાડે તેનું ઓછું મૂલ્ય ઉપજે ને જે સોનું લેવું પડે તે મોઘું પરવડે.

વળી કેટલાકનું એમ કહેવું છે કે ચલણ રૂપાનુંજ રાખવું પણ રૂપા તથા સોનાના મૂલ્ય વચેનું એક અમુક પ્રમાણ (જેમકે દસ રૂપિયાનો એક પાઉંડ) સરકારે ઠરાવવું અને સોનાનેજ મૂલ્યના પ્રમાણ તરીકે વાપરવું. આમ કરવામાં ઘણી અડચણો છે.

કેટલાકનું એમ કેહેવું છે કે મૂલ્યના માપ તરીકે સોના તથા રૂપા બન્નેને વાપરવાં. એટલે લોકોને દેવું વિગરે આપવું હોય તે પોતાને ઠીક લાગે તેમ સોના અથવા રૂપામાં આપે. પણ આવી રીતે મૂલ્યનાં બે પ્રમાણ કરવાથી નાણાં આપવા લેવાનાં સઘળા કરારોમાં ગરબડ થઈ જશે. ધારો કે **અ** બને ૨૫ પાઉંડ ધીરેછે અને તે એક વર્ષ પછી પાછા આપવાના છે. હવે એટલામાં જો રૂપાનું મુલ્ય ઘટે તો **બ** **અ**ને ૨૫ પાઉંડ પાછા આપવાને બદલે રૂ. ૨૫૦ આપશે; અને જો સોનાનું મૂલ્ય ઘટ્યું હશે તો સોનામાં આપશે. આમ થવાથી એકજ ધાતુનું ચલણ હોય ત્યારે તેના મૂલ્યમાં ફેર પડવાથી જે ગરબડ થાયછે તેથી ઉલટી વધારે ગરબડ થશે.

* **બાય મેટેલીઝમ.** કેટલાકનું એમ કેહેવું છે કે કેટલાક દેશોએ એકઠા થઈ કાયદો કરી સોના તથા રૂપાના મૂલ્ય વચેનું પ્રમાણ નક્કી ઠેરવવું અને જ્યારે તે બે ધાતુના મૂલ્ય વચેનું વાસ્તવિક પ્રમાણ આ રીતે ઠરાવેલા પ્રમાણની બરોબર નહોય ત્યારે જે ધાતુનું મૂલ્ય ઘટ્યું હશે તે ધાતુમાં પોતાના દેવાં આપવાનું બધા માણસોને ફાયદાકારક થઈ પડશે; અને તે ધાતુનો આવી રીતે ખપ વધવાથી અને જે ધાતુનું મૂલ્ય વધ્યું હશે તેનો ખપ તેજ પ્રમાણ ઘટવાથી તે બે ધાતુઓના મૂલ્ય વચેનું પ્રમાણ પાછું કાયદાથી ઠરાવેલા પ્રમાણ બરોબર આવી જશે; આ યોજનાને બાય મેટેલીઝમની યોજના કેહેવામાં આવેછે. પણ આ યોજના ભૂલ ભરેલીછે કારણ કે જે ચીજોની છત વધારી શકાય તેમનું મૂલ્ય ખરૂં જોતાં ફક્ત તેના ઉત્પાદનખરચ પ્રમાણેજ નક્કી થાયછે; તેનો આધાર કંઈ બીજી વાત ઉપર નથી. ધારો કે કાયદો કરી સોનાનું મૂલ્ય રૂપાના મૂલ્ય કરતાં ૧૫½ સાડા પંદર ગણું ઠરાવ્યું; હવે જો એકદમ કોઈ ખાણોમાં રૂપું જડી આવવાને લીધે એક તોલો સોનું ઉત્પન્ન કરવાં કરતાં ૧૫½ તોલા રૂપું ઉત્પન્ન કરવું સેહેલું પડે તો ગમે એટલા કાયદા કરો પણ લોકો સોના તથા રૂપાનો કંઈ ૧૫½ : ૧ ના પ્રમાણમાં વિનિમય કરશે નહિ.

**૭ મો ગુણ વિશેષત્વ** છે. નાણું ખરૂં છે કે નહિ તે સેહેલથી પારખી શકાય એમ જોઇયે. સોના રૂપાને ખખડાવવાથી જે અવાજ થાયછે તે ઉપરથી ખોટું ખરૂં નાણું સેહેલથી પરખાયછે. વળી ખરા નાણામાં કંઈ પણ જાતનો વાસ અથવા સ્વાદ હોતો નથી તે વાત અજમાવવાથી પણ ખરૂં ખોટું નાણું પારખી શકાયછે. આવી રીતે પારખવાનું સેહેલ પડે માટે નાણાં તરીકે વપરાતી વસ્તુ શિક્કા પડી શકે એવી હોવી જોઇયે અને તે શિક્કા પાડવાનું કામ સરકારે કરવું જોઇયે; આમ કરવાથી શિક્કા પડેલું દરેક નાણું એક ઠરાવેલા વજનનું અને અમૂક સ્વચ્છતાનુંજ હોય એમ કરવા ઉપર રાજ્યની શાહુકારીનો આધાર રેહેછે એટલે તે કામ બરોબર ખાત્રીપૂર્વક થાયછે.

* હાલમાં બાય મેટેલીઝમના સંબંધમાં ઘણી હિલચાલ ચાલેછે. સિમલા ખાતે એ સંબંધી એક સભા ઉભી થયેલીછે તેમાં મોલ્સ્વર્થ, બારબર, વિગેરે મોટા મોટા ગૃહસ્થો છે.

સેહેજ વિચાર કરવાથી માલુમ પડશે કે ઉપર ગણવેલા સાત ગુણોમાંના ઘણાઓનો એક બીજા ઉપર આધાર રેહેલોછે. જેમ કે સોનાનું સુવાહ્યત્વ અને અક્ષય્યત્વ તેનામાં મૂલ્યનું સ્થાયિત્વ હોવાના મુખ્ય કારણો છે. જે ચીજનું તેના મૂલ્યના પ્રમાણમાં કદ ઘણું મોટું હોયછે તેની જુદે જુદે ઠેકાણે ઘણી જુદી કિંમત પડેછે. જેમ કે પંચમાહાલમાં જ્યાં લાકડાં પાકેછે ત્યાં તેની જે કિંમત પડેછે તેના કરતાં બમણી અથવા તેથી પણ વધારે કિંમત તેજ વખતે અમદાવાદમાં પડેછે કારણ કે તેને પંચમાહાલથી અમદાવાદ લાવવાની ખરાજાત તેની કિંમત જેટલી થાયછે. હવે જો જ્યાં કોઈ ચીજની છત હોય ત્યાંથી જ્યાં અછત હોય ત્યાં તેને લઈ જવામાં છેક નજીવી ખરાજાત પડતી હોય તો ઘણું ખરૂં બધે ઠેકાણે તેનું સમાન મૂલ્ય રેહેશે. તેમજ નાશ પામે એવી અથવા જેની વાર્ષિક આવક એક વર્ષના વાપરમાં પુરી થઈ જાયછે એવી સઘળી ચીજોના મૂલ્યમાં વારે વારે ઘણી વધઘટ થવાનો સંભવ છે. આપણે જોઇયે છિયે કે તાજુ શાક એક અમુક વખતમાં વેચી નાખવું જોઇયે નીકર તે બગડી જાય ને તેથી આપણે હમેશાં જોઇયે છિયે કે એકને એક દિવસમાં સવાર સાંજ વિગરે જુદે વખતે તેના ભાવમાં બમણો ત્રમણો ફેર પડી જાયછે. અનાજ જો બરોબર ભરી રાખવામાં આવે તો તરત કંઈ નાશ પામતું નથી. પણ તેનો વાર્ષિક પાક સાધારણ રીતે તે વર્ષના ઉપયોગમાં ખપી રહેછે તેથી તેના મૂલ્યમાં ઘણી વધઘટ થવાનો સંભવ છે. જો એક વર્ષ આખી દુનિયામાં બધે અનાજનો પાક હંમેશાના કરતાં ત્રિસ ટકા ઓછો ઉતરે તો દુનિયાની તે વર્ષની અનાજની આવક ત્રિસ ટકા ઘટશે અને તેથી અનાજનું મૂલ્ય ઘણુંજ વધી જશે. પણ સોનાની વાર્ષિક નિપજમાં ત્રિસ ટકાનો ઘટાડો થાય તો તેથી સોનાના મૂલ્ય ઉપર કંઈ નહિ જેવી અસર થશે કારણ કે બધી મળી દુનિયામાં જેટલી સોનાની સિલક છે તેના ઉપર વાર્ષિક નિપજમાં ત્રિસ ટકાનો ઘટાડો થવાથી ઘણીજ થોડી અસર થશે. દરેક વર્ષનો અનાજનો પાક જેમ બધો વપરાઈ જઈ નાશ પામેછે તેમ સોનામાં બનતું નથી. તે કંઈ એટલી થોડી મુદતમાં નાશ પામતું નથી કારણ કે તે ઘણુંજ થોડું ઘસાય છે.

**નાણું તેજ દ્રવ્ય નથી.** નાણું તેજ ફક્ત દ્રવ્યનું મૂળ છે, એમ માનવાથી લોકો ઘણી ભુલો કરેછે. દરેક માણસ એમ સમજે છે કે જેમ મારી પાસે વધારે નાણાં તેમ હું દ્રવ્યવાન અને આવી સમજને લીધે એમ માનવામાં આવેછે કે દેશમાં જેમ નાણાં વધારે ફરતાં હોય તેમ તે દેશ દ્રવ્યવાન. એમ માનવામાં કેટલી ભૂલ છે તે નીચેની વાત ઉપરથી જણાશે. "દસ જણા એક રમત રમવા બેઠા ને તેમાં તેઓએ એક ૧૦૦૦ રૂપિયા પોવાનો વિચાર કર્યો. વારે વારે રૂપિયાની મોટી રકમ આપ લે કરવાની હરકત પડે માટે દરેક જણને દસ નાહના પથ્થરના કડકા આપ્યા ને દરેક કડકો દસ રૂપિયાને બદલે છે એમ ઠરાવ્યું, રમત પુરી થઈ ત્યારે દરેક જણને પોતાની પાસે જેટલા પથ્થરના કડકા તેટલી વાર દસ જેટલા રૂપિયા મળ્યા. તેઓમાંનો એક બોલ્યો કે દરેક રમત પુરી થતી વખતે જેમ મારી પાસે વધારે પથ્થરના કડકા હોયછે તેમ મને વધારે રૂપિયા મળેછે ને જેમ એ બાબતમાં મારે થાયછે તેમ તમારે પણ થવુંજ જોઇએ. માટે ચાલો આપણે દરેક જણ હાલ જેટલા પથ્થરના કડકા રાખિયે છિયે તેથી બમણા રાખિયે કેમકે તેમ કરવાથી રમત પુરી થશે ત્યારે આપણી પાસે વધારે પથ્થરના કડકા રહેશે ને તેથી આપણને વધારે રૂપિયા મળશે. આ પ્રમાણે બધાએ તરત કર્યું ને દરેક માણસે પહેલાના કરતાં બમણા પથ્થરના કડકા રાખ્યા; પણ આખરે જ્યારે રમત પુરી થઇ ત્યારે તો તેઓને કંઈ વધારે રૂપિયા મળ્યા નહિ. કારણ કે મૂળ શરત સારૂ કાહાડેલી ૧૦૦૦ રૂપિયાની રકમમાં વધારો થયો નહોતો. ફક્ત તેજ રકમ તેઓમાં પેહેલાની માફક વેહેચાઇ. રમત પુરી થઈ તે વખતે દરેક માણસ પાસે પેહેલાંના કરતાં વધારે પથ્થરના કડકા તો રહ્યા ખરા પણ તે દરેક કડકાની કિંમત પાંચ રૂપિયાની થયેલી હતી. કારણ કે પેહેલાં ૧૦૦૦ રૂપિયાને બદલે ૧૦૦ કડકા હતા તેને બદલે હવે બસે હતા."

હવે જેમ પેલા પથ્થરના કડકા કંઈ રૂપિયા નહોતા પણ તેને બદલે મુકેલા હતા તેમ નાણાં તે કંઈ દ્રવ્ય નથી પણ દ્રવ્યની સંજ્ઞા છે. ને તેથી જેમ ઉપલી વાતમાં જ્યાં લગી રૂપિયા વધ્યા નહોતા ત્યાંલગી પથ્થરના કડકા વધ્યાથી કંઇ ફાયદો થયો નહિં તેમ દુનિયામાં જ્યાં

લગી દ્રવ્ય વધે નહિ ત્યાં લગી ફક્ત નાણાંજ વધવાથી કંઈ ફાયદો નથી તેથીજ કંઈ દુનિયા દ્રવ્યવાન થયી એમ કેહેવાય નહિ.

## પ્રકરણ ૨ ઉપર સવાલો. નાણાંવિષે.

૧. નાણાંને શાશાં કામ કરવાનાં છે?

૨. મૂલ્યનું માપ એટલે શું તે દાખલો આપી સમજાવો.

૩. વિનિમયનું સાધન એટલે શું તે દાખલો સમજાવો.

૪. નાણા તરીકે પસંદ કરેલી વસ્તુ શું ફક્ત સોનું અથવા રૂપુંજ હોયછે?

૫. કઈ કઈ વસ્તુઓ જુદે જુદે કાળે અને જુદે જુદે વખતે નાણાં તરીકે વાપરવામાં આવી છે?

૬. નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુમાં શાશા ગુણો હોવા જોઇયે?

૭. તે ગુણોમાંના દરેકની અગત્યતા દાખલા આપી સમજાવો.

૮. આ ગુણો કઈ ચીજોમાં ઘણે દરજ્જે રહેલાછે?

૯. ઘઉં અથવા એવી કોઈ બીજી વસ્તુને નાણાં તરીકે વાપરવામાં આવે તો શી અડચણો પડે તે બતાવો.

૧૦. મૂલ્યના બે પ્રમાણ એટલે શું અને તેના શા ગેરફાયદા છે?

૧૧. બાઈ મેટલિઝમ એટલે શું અને તેમાં શી ભુલ રહેલીછે?

૧૨. નાણાનું ખરૂં સ્વરૂપ સમજાવવા આપેલો દાખલો કહો.

---

૧. એક માણસ સોનાની ખાણ શોધી કહાડેછે; શું તેણે તેથી દેશના દ્રવ્યમાં વધારો કર્યો?

૨. ધારો કે દરેક માણસ પાસે જેટલાં નાણાં હોય તે એકદમ બમણાં થઈ જાય તો તેથી દેશના કૂલ દ્રવ્ય ઉપર શી અસર થશે?

૩. દુનિયામાં જેટલું સોનું રૂપું તથા ત્રાંબું હોય તેનો એકદમ નાશ થાય તો શું દુનિયામાં વેચવા લેવાનું કામ બંધ પડી જશે?

## પ્રકરણ ૩ ચીજોના મૂલ્યવિષે.

**ચીજોના તેમના મૂલ્યના સંબંધમાં વિચાર કરતાં ત્રણ વર્ગ પાડી શકાયછે.**

**૧. જેમનું મોંમાગ્યું મૂલ્ય ઉપજી શકેછે અને જેની છત વધારી શકાતી નથી; જેવી કે કોઈ મરી ગયેલા ચિતારાની કહાડેલી છબિયો.**

૨. જેઓનું ઉત્પાદનખરચ તેમની પેદાશ વધારવામાં આવે તેમ વધતું જાયછે તે; જેવી કે ખેતીની તથા ખનિજની પેદાશ.

૩. ઉત્પાદનખરચ વધાર્યા શિવાય જેમની પેદાશ વધારી શકાયછે તે; જેવા કે સિદ્ધ પદાર્થો.

**ઉત્પાદનખરચ.** ચીજોના આ ત્રણ વર્ગ ગણાવતાં "ઉત્પાદનખરચ" એ શબ્દ આપણે વાપર્યો છે. મીલ કેહેછે કે "ઉત્પાદનખરચમાં" ફક્ત મુસારા અને નફાનોજ સમાવેશ થાયછે. પણ પ્રોફેસર કેયર્નસ તેની વ્યાખ્યા જુદી આપેછે ને તે આપણને વધારે સારી લાગેછે. તે એમ કેહેછે કે ઉત્પાદનખરચના ખરા સાર જોતાં ત્રણ અંશ છે. મેહેનત, *અનુપભોગ અને જોખમ. મેહેનત કર્મકારોને કરવી પડેછે, અનુપભોગ મુડીદાર ખમેછે અને જોખમ કર્મકાર તેમજ મુડીદાર જુદા જુદા પ્રમાણમાં માથે લેછે. કર્મકારને તેની મેહેનત અને જોખમનો જે બદલો મળેછે તે મુસારો. મુડીદારને અનુપભોગ અને જોખમનો બદલો મળેછે તે નફો. જ્યારે મુડીદારોમાં અને કર્મકારોમાં માંહી માંહી એવી સ્પર્ધા ચાલતી હોયકે દરેક ધંધામાં મેહેનત, અનુપભોગ અને જોખમ જેટલું ખમવામાં આવે તેજ પ્રમાણમાં મુસારો અને નફો મળે ત્યારે તો ઉત્પાદનખરચનો મુખ્યત્વે કરીને મુસારા અને નફા ઉપરજ આધાર રહેછે એમ કહેવાય. અને એવી સ્થિતિ ચાલતી હોય ત્યારે ઉત્પાદનખરચનો આધાર મુસારા અને નફા ઉપર છે એમ કહો અથવા તો મેહેનત, અનુપભોગ અને જોખમ ઉપર છે એમ કહો તેમાં કંઈ ફેર પડતો નથી.

ઉપર કહેલી ત્રણ વર્ગની ચીજોનું મૂલ્ય જે હકીકતોથી નિયમિત થાયછે તેનું વિવેચન કરતાં પહેલાં ખપ અને છતનો મૂલ્ય સાથેનો સંબંધ સમજાવવો જરૂરનો છે. અહિં આપણે મૂલ્યને બદલે કિંમત શબ્દ વાપરીશું તો એ સમજવાનું કામ સહેલું પડશે. અને તેવો શબ્દફેર કરવામાં આપણે કંઈ ભૂલભરેલું કરિયે છિયે તેમ નથી કારણ કે આપણે પેહેલાં સમજાવી ગયા તે પ્રમાણે કિંમત તે મૂલ્યનો એક દાખલો છે. પરંતુ ખપ અને છતનું વિવેચન કરતાં પહેલાં આપણે એમ ધારી લઈએ છિયે કે કોઈ પણ ચીજની કિંમતમાં ફેર પડે

* ઉપભોગમાં દ્રવ્ય ખરચવું નાહિ તે.

તો તે ફેર તે ચીજનાજ મૂલ્યમાં ફેર પડવાને લીધે પડયો છે, કંઇ નાણાના મૂલ્યમાં ફેર પડવાને લીધે પડયો નથી. એટલે ધારો કે એમ બન્યું કે ઘઉંની કિંમત વધી. આવો વધારો થવાનાં બે કારણો હોઈ શકે: ઘઉંનું મૂલ્ય વધ્યું હોય અથવા તો નાણાનું મૂલ્ય ઘટયું હોય. પણ સુગમ પડવા ખાતર આપણે એમજ સમજીશું કે તે ઘટારો ઘઉંનુંજ મૂલ્ય વધવાને લીધે થયોછે.

**ખપ અને છતની કિંમત ઉપર અસર.** એમ ઘણીવાર કહેવામાં આવેછે કે કોઈપણ ચીજની કિંમત તેની છત અને ખપ ઉપર આધાર રાખેછે. પણ આવુ કેહેનારામાંના કેટલાક પોતે શું કહેછે તેનો અર્થ બરોબર સમજતા નથી. ખપનો અને છતનો કિંમતસાથેનો ખરો સંબંધ નીચે પ્રમાણે છેઃ ચીજોની કિંમત હંમેશા એવીજ હોયછે કે તેનો ખપ અને છત સરખાં થાયછે. હંમેશાં કોઈ ચીજની કિંમતમાં ઘટારો થાય તો તેનો ખપ વધેછે અને તેની કિંમતમાં વધારો થાયછે તો ખપ ઘટેછે. ધારો કે એક ઘરની હરાજી થાયછે અને તે વેચાતું રાખવાની ઇચ્છા રાખનારા છ માણસો છે. હવે તેઓ તે લેવા સારૂં એક બીજા સાથે સ્પર્ધા કરશે; એક બોલશે તેથી બીજો વધારે એમ કરતાં કરતાં ઘરની કિંમત એટલી બોલાશે કે છમાંના પાંચ જણ માંગણીકરતા બંધ રેહેશે ને જેણે સઉથી વધારે કિંમત આપવાની માંગણી કરી હશે તેને ઘર મળશે. હવે આ કિંમત એવી હોવી જોઇયે કે પેલા બાકીના પાંચ તેટલી મોટી કિંમત આપવાને ખુશી નહોય ને તેથી પોતાની માંગણી બંધ કરે. કારણ કે તેમ ન હોય ને તેઓ પણ તેટલીજ અથવા તેથી વધારે કિંમત આપવા ખુશી હોય તો ચડાચડી બંધ થાય નહિ. આ ઉપરથી એમ સ્પષ્ટ જણાશે કે કોઈ પણ ચીજના લેનારાઓ તેમજ વેચનારાઓમાં અનિયંત્રિત સ્પર્ધા ચાલેછે ત્યારે તે ચીજનો બજારભાવ એવો હોય છે કે તેનો ખપ અને છત સરખાં થાયછે. ઉપલા દાખલામાં તે ઘર રાખવાને પહેલવહેલાં છ માણસો તેયાર હતા પણ આખરે તેની કિંમત એટલી થઇ કે પાંચ માણસોએ પોતાની માંગણી બંધ કરીને ફક્ત એકજ માણસની માંગણી રહી. એટલે એવી કિંમત ઠરી કે એક ઘરની માગણી

કરનાર છ હતા તેને બદલે એકજ રહ્યો. એટલે ઘર પણ એક ને લેનાર પણ એક એ રીતે ખપ તથા છત સરખાં થયાં.

પણ ઉપર આપેલા દાખલામાં એમ બને કે ઘરોનો ઘણો ખપ હોવાને લીધે એવી ભારે કિંમત ઉપજે કે તે બાંધવામાં કામે લગાડેલી મેહેનત અને મુડીને બીજા ધંધાઓમાં મળતો હોય તે કરતાં ઘણો વધારે બદલો મળે. જો એમ થાય તો ઘણા લોકો તે મોટો ફાયદો લેવાની લાલચે ઘરો બાંધવામાં મુડી તથા મેહેનત વાપરવા મંડશે. પણ આમ થવાથી ઘરોની છત ઘણી વધી પડશે ને તેથી તેમની કિંમત ઉતરવા માંડશે અને તેથી બીજા ધંધા કરતાં જે વધારે ફાયદો પહેલાં મળતો હતો તે મળતો બંધ થશે. તેમજ જો ઘરોનો ખપ થોડો હોવાને લીધે તે બાંધવામાં વાપરેલી મુડી તથા મેહેનત ઉપર બીજા ધંધાઓમાં જે સાધારણ ફાયદો મળેછે તેથી જો ઓછો મળતો હોય તો લોકો ઘરો બાંધવાનું બંધ કરી બીજા ધંધામાં મુડી તથા મેહેનત કામે લગાડશે. આમ થવાથી ઘરોની છત ઓછી થશે અને તેથી તેમની કિંમત એટલેસુધી વધશે કે તેમાંથી મુડીદારને અને કર્મકારને ચાલુ નફો અને મુસારો મળી રહે.

ઉત્પાદનખરચથી નક્કી થયેલી વાસ્તવિક કિંમતમાં ઉપર કહ્યા પ્રમાણે જે ફેરફાર હમેશાં પડેછે તેને મીલ દરીયાના મોજા ઉંચા ચડેછે અને પડેછે તેની જોડે સરખાવેછે. જો કે મોજાં વારાફરતી ઉંચા નીચાં થયા જાયછે પણ દરિયાની સપાટીનું એક પણ બિંદુ બીજા કોઈ પણ બિંદુ કરતાં કાયમ ઉંચું અથવા નીચું રહેતું નથી; દરેક વખતે આખા દરિયાની સપાટી એક સરખી થવાનું વળણ થાયછે. તેમજ કોઈ ચીજના બજારભાવમાં વખતે વખત વધઘટ થાયછે પણ તેવો વધારો અથવા ઘટાડો કાયમ રહેતો નથી પણ હમેશાં ઉત્પાદનખરચથી નક્કી થયેલી વાસ્તવીક કિંમતજ ઠરવા તરફ વળણ થતું જાયછે.

**પહેલા વર્ગની ચીજોની કિંમત શી શી બાબતોથી નક્કી થાયછે.** આપણે કહિ ગયા કે જો કોઈ ચીજના વેચાણમાં ઘણોજ ભારે નફો મળતો હોય તો લોકો તે લેવાની આશાએ તે વેપારમાં પડાપડી કરશે અને તેથી તે ચીજની છત વધશે અને તેનું આખર

પરિણામ એ થશે કે તેની કિંમત ઉતરી જશે અને જે ભારે નફો મળતો હતો તેને બદલે ફક્ત સાધારણ નફો મળશે.

પણ કેટલીક એવી ચીજો છે કે જેની ગમે એટલી ભારે કિંમત આવતી હોય તો પણ તેની છત વધી શકેજ નહિ. જેમ કે કોઈ વખણાએલા મરણ પામેલા ચિતારાના કહાડેલા ચિત્ર, જુના લેખો, શિક્કાઓ, જમણા મુખવાળા શંખ વિગરે. હવે આવી ચીજોની છત કંઈ વધારી શકાય નહિ. મરી ગયેલા ચિતારાના હાથના ચિત્ર હોય તેથી વધારે ક્યાંથી લાવી શકાય? આવી ચીજોની કિંમત કંઈ તેમના ઉત્પાદનખરચની લગભગ આવી રહેતી નથી. કારણ કે તે બનાવતાં ગમે તો પાંચ રૂપિયા થયા હોય પણ હાલ જોઈયે ને નવી બની શકે નહિ એટલે તે લાખ રૂપિયાની પણ થઈ પડે. ત્યારે આવી ચીજોની કિંમતનો આધાર શા ઉપર રહેછે? આપણે ઉપર બતાવી ગયા તે પ્રમાણે આવી ચીજોની કિંમત એવીજ હોવી જોઈયે કે જેથી તેની છત અને તેનો ખપ બન્ને સરખાં થાય પણ કોઈ કહેશે કે મરણ પામેલા પ્રખ્યાત ચિતારાનું ચિત્ર રાખવાની તો બધાની ઈચ્છા હોય પણ મૂળમાં તે એક કે બેજ છતમાં હોય એટલે જોકે તેનો ખપ તો ઘણોજ વધારે છે તો એ છત તો જાણે કંઈજ નથી, ત્યારે છત અને ખપ બન્ને સરખે ભાગે ઉતરે એમ તે કેમ બને? પણ આમ કેહેનારે પ્રથમ તો ખપ કોને કહેવો તેનો વિચાર કરવો જોઈયે. ચીજ લેવાની ઈચ્છા તે કંઈ ખપ કેહેવાય નહિ. એમ તો એક સરસ હિરો લેવાની દુનિયાના દરેક માણસની ઈચ્છા હોય પણ જ્યાં લગી તેમની પાસે તેની કિંમત આપવાની શક્તિ નથી ત્યાં લગી તે ચીજનો તે બધાને ખપ છે એમ કહેવાય નહિ. એકલી ઈચ્છા કંઈ કામ આવતી નથી; તેની સાથે વેચાતું લેવાની પોતાની શક્તિ હોવી જોઈયે. આવી રીતની ઈચ્છા અને શક્તિ બે હોય ત્યારે "સમર્થ ખપ" થયો એમ આપણે કહિશું. આવો સમર્થ ખપજ કિંમત ઉપર અસર કરી શકેછે. ખપ અને કિંમત એક બીજાના ઉપર આધાર રાખેછે. ખપ કિંમત ઉપર આધાર રાખેછે કારણ કે જો કિંમત વધી તો ખપ ઘટેજ; તેમ વળી કિંમતનો આધાર ખપ ઉપર રહેલો છે. હવે પેહેલા વર્ગની ચીજોની છત તો વધારી શ-

કાય તેમ નથી. પણ ખપ અને છત ગમે તે રીતે આખરે સરખાં થવાં જોઇયે. તે થવાનો એક રસ્તો છે તે એ કે કિંમત એટલી વધે કે તેથી જેટલી છત તેટલીજ માંગણી હોય તે બંધ થાય અને આખરે જેટલી છત તેટલીજ માંગણી બાકી રહે. ધારો કે એક મરણ પામેલા ચિતારાનું ચિત્ર વેચવાનું છે. જો તેની કિંમત દસ રૂપિયા હોય તો ઘણા લોકો તે લેવાની માંગણી કરશે. ધારો કે તેની કિંમત પાંચસેં રૂપિયા કરવામાં આવે તો ફક્ત પચાસ માણસોનીજ માંગણી કાયમ રહેછે; જો હજાર રૂપિયા કિંમત થાય તો ફક્ત દસ માણસો માંગણી કરેછે. હવે આ દસ માણસો તે ચિત્ર લેવાને ખુબ પડાપડી કરશે હવે એમાંથી બે ત્રણ એવા નિકળશે કે તેઓ એથી પણ વધારે કિંમત આપીને તે ચિત્ર લેવાને તૈયાર થશે. ત્યારે ધારો કે રૂ. ૧૮૦૦ સુધી તે ચિત્રની કિંમત ચઢી ને તે વખતે તેટલી કિંમત આપી તે રાખવા **અ** અને **બ** એવા બે માણસ તૈયાર છે. હવે એમાંથી **બ**એ એવો વિચાર કર્યોછે કે આખરમાં આખર તે ચિત્રના ૧૯૦૦ રૂપિયાથી વધારે આપવા નહિ. પણ **અ**ની ૨૦૦૦ રૂપિયાસુધી પણ આપવાની મરજી છે. આમ છે ત્યારે તે ચિત્રની આખર કિંમત ૧૯૦૦ અને ૨૦૦૦ રૂપિયા વચ્ચે કંઇ રકમની ઠરશે. હવે તે કંઇ રકમ તેનો તો વેચનાર લેનાર જે જેમ સમજ્યો તે ઉપર આધાર રહેશે. ચિત્રવેચનારો એમ જાણતો હોય કે **અ** ૨૦૦૦ રૂપિયા પુરેપુરો આપશે પણ ચિત્ર લીધા વગર રહેશે નહિ પણ **અ** એમ જાણતો નહોય કે **બ**નો રૂ. ૧૯૦૦ ઉપર કંઈ પણ આપવું નહિ એવો વિચાર છે તો ચિત્રવેચનાર ભાવ બાંધ આખરે **અ** પાસેથી ૨૦૦૦ રૂપિયા છોડાવશે. પણ જો **અ** જાણતો હોય કે **બ** ૧૯૦૦ થી કંઇ વધારે આપવાનો નથી ને વેચનારને ચિત્ર વેચી નાખવાનીજ ઇચ્છા છે તો તે ૧૯૦૦ થી સહેજ વધારે આપવાની માંગણી કરશે. ધારો કે આખરે ૧૯૧૦ રૂપિઆ કિંમત ઠરી. આમ થયું ત્યારે સમર્થ ખપ છતની બરોબર થયો કારણ કે ૧૯૦૦ રૂપિયાથી ઉપર વાત ગઈ એટલે **બ**ની માંગણી બંધ થઈ અને એકલા **અ**નીજ માંગણી રહી, અને તે ચિત્ર લે છે.

**જે ચીજોનું વિનિમયમૂલ્ય હોયછે તેમાં બે ખાસ ગુણ રહેલા હોયછે. ઉપયોગિતા અને શ્રમલભ્યતા** મરણ પામેલા ચિ-

તારાના ચિત્ર જેવી ચીજોની કિંમત જે બાબતોથી નક્કી થાયછે તેનું વિવેચન પુરૂં થયું નથી. કોઇ એમ પુછશે કે ઉપલા દાખલામાં આ ૨૦૦૦ રૂપિયા આપવા તૈયાર થાયછે અને બ ફક્ત ૧૯૭૦ આપવાનુંજ ધારેછે તેનું કારણ શું? આનો જવાબ આપવા માટે મૂલ્યના અંશોનું વધારે વિવેચન કરવાની જરૂર છે. કોઈ પણ ચીજના વિનિમયમૂલ્યનો બે વાત ઉપર આધાર રહેલો છે: તે ચીજની સ્વભાવસિદ્ધ ઉપયોગિતા અને તે મેળવવામાં પડતો શ્રમ.

ઉપયોગિતામાં એવા ગુણોનો સમાવેશ થાયછે કે જે કંઈ ખોટ પુરી પાડે અથવા તો કંઈ કોડ પુરે. જે ચીજોને વિનિમયમૂલ્ય હોય છે તેઓમાં ઉપયોગિતા તેમજ શ્રમલભ્યતા બન્ને ગુણો હોયછે. જો કોઈ ચીજ મેળવવામાં કંઈ પણ શ્રમ પડતો ન હોય તો પછી તે ગમે તેવી અગત્યની અથવા સુંદર હોય તોપણ તેનું કંઈ મૂલ્ય ઉપજતું નથી. જેમ કે હવા જેવી ચીજ કે જે વગર જીવાયજ નહિ તેનું પણ કંઈ વિનિમયમૂલ્ય નથી કારણ કે તે વગરશ્રમે જોઇયે તેટલી મળી શકેછે.

જોઇયે એવા સુગંધીદાર અને રમ્ય પુષ્પોનું જંગલમાં જ્યાં તેના ઢગલે ઢગલા થાયછે ત્યાં કંઈ પણ વિનિમયમૂલ્ય હોતું નથી. પણ તેજ પુષ્પોનું વસ્તીમાં વિનિમયમૂલ્ય ઉપજેછે. કારણ કે ત્યાં તે વગડાની માફક વગર શ્રમે મળતા નથી પણ શ્રમલભ્ય હોયછે.

તેમજ બીજી તરફથી કોઈ ચીજનો ઉપયોગ ન હોય તો પછી તે મેળવવાને ગમે તેટલો શ્રમ પડતો હોય તોપણ તેનું કંઈ પણ વિનિમયમૂલ્ય હોતું નથી. કારણ કે જે ચીજ કંઈ અગત્ય પુરી પાડે અથવા તૃષ્ણા સંતોષે એવી ન હોય તો કોઈ તેને વેચાતી લેશે નહિ. એક મિનારાને ટોચે જે ઇંટ હોય તે મેળવવાને શ્રમ તો ઘણો લાગે ને તેથી જો કે તે ઇંટમાં શ્રમલભ્યતાનો ગુણ ઘણો રહેલોછે તોપણ નીચે પડેલી ઇંટોથી કંઈ તેની ઉપયોગિતા વધારે નહિ હોવાને લીધે તેનું કોઈ વધારે મૂલ્ય આપશે નહિ.

ઉપર કહેલા બે ગુણો ચીજોની કિંમત ઉપર જુદા જુદા પ્રમાણમાં અસર કરેછે. ઘણું ખરૂં કોઈપણ ચીજની કિંમત નક્કી થવામાં ઉપયોગિતા કરતાં શ્રમલભ્યતાના ગુણની વધારે અસર જોવામાં આવે છે. જેમ કે ધાન જેવી ચીજની ઉપયોગિતા એટલી બધી છે કે તેની

ઘણી વધારે કિંમત પડતી હોય તોપણ ઘણાજ થોડા માણસો તે લીધા વગર રેહેશે; પણ તેને તૈયાર કરતાં કેટલો શ્રમ પડેછે તે ઉપરજ તેની કિંમતનો ઘણોખરો આધાર રહેછે ને તેની કિંમત ઠરાવવામાં તેની ઉપયોગિતાની ઘણી થોડી અસર થાયછે. પણ એ વાત યાદ રાખવી જોઈયે કે ઉપયોગિતાનો ગુણ તે ચીજમાં હોવોજ જોઇયે નિકર તેની કંઇ પણ કિંમત ઉપજે નહિ. આપણે ઉપર બતાવી ગયા કે સમર્થ ખપમાં બે વાતનો સમાવેશ થઈ જાયછે, એક તો અમુક ચીજ લેવાની ઇચ્છા અને તે વેચાતી લેવાની શક્તિ. ફક્ત આવા સમર્થ ખપથીજ ચીજોની કિંમત ઉપર અસર થાયછે. હવે એ વાત તો ખુલ્લી છે કે કોઇ ચીજ લેવાની ઇચ્છાનો તેની ઉપયોગિતાના ઉપરજ આધાર રહેલો હોયછે; એટલે કોઇ જરૂરિયાત અથવા કોડ પુરી પાડવાની શક્તિ તે ચીજમાં હોય તોજ તેને લેવાની ઇચ્છા થશે. તેમજ વેચાતી લેવાની શક્તિ તે ચીજ મેળવવાને કેટલો શ્રમ પડેછે તે ઉપર આધાર રાખેછે. ધારો કે કોઇ માણસ આવીને આપણને ૧૦૦ ઘોડા વેચાતી આપવાનું કહેછે: આપણે તે કરાર કરવાની નાજ પાડીશું કારણ કે આપણે તે ઘોડાઓનો કંઈ ઉપયોગ નહિ હોવાને લીધે તે લેવાની કંઈ આપણી ઇચ્છા થતી નથી. તેમજ આપણને એવી ખબર મળે કે કોહિનુર જેવો એક હિરો હરાજ થવાનો છે, તો આપણે તે લઈ શકિશું એમ આપણે ધારિશુંજ નહિ. આપણી તે લેવાની ઇચ્છા તો ઘણી થાય પણ તે લેવાની શક્તિ આપણામાં બિલકુલ નથી. કારણ કે તેવો હિરો મેળવવામાં એટલો બધો શ્રમ લાગેછે કે તેથી કરીને આપણાથી ન પહોંચાય એવી ભારે તેની કિંમત થઈ જાયછે.

આપણે જે મરણ પામેલા ચિતારાના કહાડેલા ચિત્રનો દાખલો ઉપર આપી ગયા તેમાં શ્રમલભ્યતા કરતાં ઉપયોગિતાનો ગુણ વધારે સમર્થ છે. તે મેળવવું તો અ અને બ બન્નેને સરખું કઠણ છે. તેની છત બિલકુલ છેજ નહિ ને તેથી તે ચિત્ર લેવાથી જે સંતોષ થશે તેને સારૂ દરેક માણસ જે રકમ આપવી યોગ્ય ધારે તે ઉપર તેની કિંમતનો આધાર રહેછે. તે ચિત્ર લેવાથી જે આનંદ થશે તે ૨૦૦૦ રૂપિયા આપવાજોગ એમ અ શામાટે ઠરાવેછે અને તેજ આનંદ પ્રાપ્ત કરવા ૧૯૦૦ થી વધારે રૂપિયા ખરચવા ઠીક નથી એમ બ શામાટે ધા-

રેછે તેના કારણોનું બરોબર વિવેચન કરવું અશક્ય છે. એમ પણ હોય કે તે ચિત્ર લેવાની બન્નેની સરખી ઇચ્છા હોય અને તે મળવાથી એકને જેટલો આનંદ થાય તેટલોજ બિજાને પણ થાય એમ હોય; પણ બ અના કરતાં ઓછો દ્રવ્યવાન હોય અને તેથી તે ચિત્ર લેવાને અ જેટલી રકમ આપવાને તૈયાર હોય તેટલી રકમ આપવાનું બને ઠીક લાગતું નહોય.

ત્યારે આ ઉપરથી એટલું સ્પષ્ટ છે કે જે ચીજોની છત ગમે તે રીતે પણ બિલકુલ વધારી શકાય તેમ નથી તેમની કિંમતનો આધાર તે ચીજોની કંઈ જરૂરિયાત પુરી પાડવાની અથવા તૃષ્ણા સંતોષ-વાની શક્તિનું અમૂક માણસો જેટલું મૂલ્ય ધારે તે ઉપર રહેછે; પણ એવી ચીજોમાં પણ શ્રમલભ્યતાનો ગુણ બિલકુલ નથી હોતો એમ નહિ: કારણકે જેમ કોઈ ચીજ મેળવવાને ઓછો શ્રમ પડે તેમ તેની કિંમત ઘટતી જાય અને જો તે મેળવવા જરાપણ શ્રમ પડે નહિ એટલે જો તે ચીજમાંથી શ્રમલભ્યતાનો ગુણ બિલકુલ જતો રહે તો તેની કિંમત પણ કંઈ ઉપજે નહિ.

**ખેતીની પેદાશની કિંમત.** હવે બિજા વર્ગની ચીજોની કિંમતનો આધાર શી શી બાબતો ઉપર રહેલોછે તે વિષે વાત કરિયે. તે ચીજો એવી છે કે તેમની છત વધારવી હોય તો તે વધારાના પ્રમાણમાં વ-ધારે મેહેનત અને મુડી કામે લગાડવી જોઇયે; અને તેથી તેમની છત વધારવામાં આવેછે તેમ તે વધારે મોંઘી પડેછે. આ વર્ગની ચીજોમાં ખેતીવાડીની પેદાશ મુખ્ય છે; પણ ખનિજ પદાર્થો એજ વર્ગમાં આવી જાયછે. આવી તરેહની ચીજોની છત વધારવામાં આવે-છે તેમ તે મોંઘી પડતી જાયછે એ વાત બરોબર સમજાવવા માટે એક દાખલો લઇયે. ધારો કે પચાસ માણસો મળી ફળદ્રુપ પ્રદેશમાં એક નવું ગામ વસાવેછે. અને તેઓ પોતાના ઉપયોગ માટે પોતાના નવા ગામની નજીકની ફળદ્રુપ જમીન ઉપયોગમાં લેછે ને વળી એમ ધારો કે જેટલું ધાન્ય તેઓને જોઇયેછે તેટલું બધું એટલીજ જમી-નમાંથી પુરૂં પડેછે. હવે જુઓ કે થોડા વર્ષ ગયા પછી શી હકીકત બનશે. ધારો કે અમૂક મુદતમાં તે ગામની વસ્તી વધી અને હવે તેમાં ૧૫૦ માણસ વસતાં થયાં. ત્યારે પહેલાં જેટલું ધાન્ય જોઇતું હતું

તેથી હવે ત્રણગણું જોઇશે; આ વધારે જોઇતું ધાન્ય ક્યાંથી લાવવું? કોઇ કહેશે કે અત્યાર સુધી જે પાસેની જમીન ખેડતા હતા તે ઉપરાંત વળી ગામથી બે ચાર ગાઉ આઘેની ફળદ્રુપ જમીન પણ ખેડાણમાં લેવી જોઇયે એટલે ધાન્યની પેદાશ થશે. એ વાત બરોબર છે પણ બે ચાર ગાઉ આઘેની જમીનનો જે પાક ઉતરશે તેને ગામમાં લાવવાને પેહેલાની પાસેની જમીનના પાકને લાવવાને જેટલો ખરચ પડતો હતો તેથી વધારે ખરચ પડશે અને આ વધારે ખરચ ધાન્ય વાપરનારાઓને માથે ચડશે. ધારો કે ગામની ભાગોળ ઉપરની જમીનમાં ઉગેલા ઘઉં રૂપિયે મણ વેચાતા હતા. હવે બે ચાર ગાઉ આઘેની જમીનમાં ઘઉં વાવવાનું ખરચ તો પાસેની જમીન જેટલુંજ થશે પણ ભાગોળ ઉપરની જમીનના પાકેલા ઘઉં ગામમાં લાવવાને જે મજુરી પડતી હતી તેના કરતાં આઘેની જમીન ઉપરથી ગામમાં પાક લાવવાને વધારે મજુરી પડશે. ધારો કે આઘેની જમીનમાંથી લાવવાને પાસેની જમીન કરતાં દરેક મણે એક આનો વધારે મજુરી પડેછે. એટલે આઘેની જમીનના ઘઉં ગામમાં એક રૂપિયે ને એક આને મણ વેચાશે. ત્યારે પાસેની જમીનના માલિક કે જેમના ઘઉં આઘેના ઘઉંના જેવાજ છે તેઓ પણ દેખાદેખી હવે પોતાના ઘઉં રૂપિયે મણના ભાવે વેચશે નહિ અને આ પ્રમાણે ગામમાં વપરાતા બધા ધાન્યના કિંમત ચડશે. આપણે ઉપલા દાખલામાં એમ ધારી લીધુંછે કે ગામની આસપાસ જોઇયે તેટલી એક સરખી ફલદ્રુપ જમીન છે અને તેથી જેમ વસ્તી વધે તેમ ધાન્ય આઘેથી લાવવાનુંજ ખરચ ફક્ત વધ્યું પણ ઘણે ઠેકાણે એમ હતું નથી. નવી જમીન કામમાં લેવી પડે તે આઘી હોય એટલુંજ નહિ પણ તેનો કસ પણ ઓછો હોય અને તેથી પેહેલાની વધારે સારી ફલદ્રુપ જમીન કરતાં તેમાં પાક કરવાનું ખરચ પણ વધારે પડે; એમ હોય તો ધાન્ય આઘેથી લાવવાનું ખરચ પડે તે ઉપરાંત વળી પાક કરવામાં જે વધારે ખરચ પડે તે પણ ધાન્ય લેનારાઓને માથે પડે. અને આપણા દાખલામાં મણે એક આનો કિંમત વધી તેને બદલે વખતે સહેજ આઠ દશ આના કે તેથી વધારે પણ વધી જાય.

વળી કેટલીક વખત એમ બનેછે કે ધાન્યની નવી છત એથી

પણ વધારે ખરચ કર્યા વગર કરિ શકાય નહિ. ધારો કે તે ગામ એક બેટ ઉપર અથવા પર્વતની ખીણમાં વશ્યું હોય કે જ્યાં પહેલાં જેટલી જમીન ખપમાં લીધીછે તેથી બિલકુલ વધારે ખેડવાલાયક જમીન હોયજ નહિ. આવે ઠેકાણે તો વસ્તી વધવાને લીધે જે વધારે ધાન્ય જોઇયે તે અસલનીજ જમીનનું ખેડાણ સારૂ કરીને અને તે કામમાં વધારે મુડી અને મેહેનત રોકીને પકવ્યા શિવાય બિજો રસ્તો છેજ નહિ. પણ એ વાત તો સિદ્ધ છે કે ગમે તેવાં સારાં યંત્રોથી અને સારા શાસ્ત્રજ્ઞાનથી ખેતી કરવામાં આવે તો પણ અમુક વખત પછી બમણી મુડી અને મેહેનત કામે લગાડવાથી જમીનમાંથી કંઈ બમણો પાક ઉતરતો નથી. અને તેથી જે વધારે પાક ઉતારવામાં આવેછે તેના દરેક મણ ઉપર પહેલાં લાગતું હતું તેના કરતાં વખતે ત્રણ ચાર ઘણું ખરચ લાગી જાયછે.

**જેમ વસ્તી વધે તેમ ખોરાકની કિંમત વધવાનું વલણ થાયછે.** ઉપલા દાખલા ઉપરથી એમ જણાઈ આવેછે કે વસ્તીના વધારાનેલીધે થતો ધાન્યનો ખપ ધાન્ય ઉત્પાદન કરવાનું ખરચ વધાર્યા શિવાય પુરો પાડી શકાતો નથી. એટલે વસ્તી વધવાને લીધે ખેતીવાડીની પેદાશની કિંમત વધવાનું પ્રત્યક્ષ વલણ થાયછે. છત અને ખપ બે સરખાં થવાંજ જોઇયે. ખપ જેમ વસ્તી વધેછે તેમ વધતો જાયછે અને વધારે ખરચ પડ્યા શિવાય વધારે છત કરી શકાતી નથી. વસ્તી વધવાથી ખેતીની પેદાશની કિંમત વધવાનું થતું વળણ કેટલેક દરજ્જે બે રીતે અટકાવી શકાયછે.

૧. બિજા દેશથી ખેતીવાડીની પેદાશ આણવાથી.

૨. ખેતી કરવામાં સારાં યંત્રો કામે લગાડવાથી અને ઉંચા ખાતરો વિગરે રસાયણ શાસ્ત્રની શોધોનો ઉપયોગ કરવાથી.

ખેતીવાડીની પેદાશની કિંમત વધી જતી અટકાવવાની પેહેલી રીત ઇંગ્લાંડ દેશમાં અમલમાં લાવવામાં આવેલી છે ને તેની ઘણી સારી અસર થયેલીછે. તે દેશમાં સન ૧૮૪૧ માં ૧,૫૯,૧૪,૧૪૮ માણસની વસ્તી હતી તે વધીને સને ૧૮૮૧ માં ૨,૫૯,૬૮,૨૮૬ માણસની થઈ. તે ત્યાં પહેલાં પરદેશથી આવતા અનાજ ઉપર ઘણીજ ભારે જકાત હતી ને તેથી લોકોને પોતાના દેશમાં પાકેલા અનાજ ઉપર

રહેવું પડતું. તેથી તે દેશમાં અનાજની કિંમત ઘણીજ વધી ગઈ. આખરે પરદેશથી આવતા અનાજ ઉપરની જકાત કાહાડી નાંખવામાં આવી ત્યારે લોકોને સુખ થયું. વસ્તી વધવાથી ચીજોની કિંમત ઉપર શી અસર થાયછે તે દુધ જેવી ચીજ કે જે પરદેશથી આણી શકાતી નથી તે સંબંધી વિચાર કરવાથી સહેજ માલુમ પડશે. આપણે મુંબાઈ જેવા શાહેરનોજ વિચાર કરિયે. પહેલાં તે ગામમાં દુધ સોંઘું મળતું હતું પણ જેમ વસ્તી વધતી ગઈ તેમ તેની કિંમત વધતી ગઈ. અને બિજા ગામોમાં સોંઘું મળતું હોય પણ ત્યાંથી આણીને વાપરવું ફાવે નહિ કારણ કે દુધ થોડા વખતમાં બગડી જાયછે. તેથી આ બાબતમાં ચીજોની કિંમત વધતી અટકાવવાની જે પહેલી રીત આપણે બતાવી તે અમલમાં આવે તેમ નથી. તેથી કરીને મુંબાઈમાં બિજા ગામો કરતાં ત્રણ ચાર ઘણી મોંઘી તે ચીજ મળેછે. અને જેમ હજુ વસ્તી વધતી જશે તેમ તે વધારે મોંઘી થતી જશે.

બીજી રીતની અસર પ્રત્યક્ષજ છે. કોઈ પણ અમુક જમીન સારા યંત્રો કામે લગાડી તથા સારૂં ખાતર નાંખી ખેડવામાં આવે તો તેમાંથી વધારે ઉપજ થાય એટલે પેહેલાં અમુક રકમથી જેટલી પેદાશ થતી હોય તેનાં કરતાં વધારે થાય.

**ખેતીવાડીની પેદાશની કિંમત જે નિયમોને અનુસરેછે તે નિયમોનું સંક્ષિપ્ત વિવેચન.** ખપ અને છત બરોબર ઉતરવી જોઈયે. જ્યારે છત કરતાં ખપ વધારે હોયછે ત્યારે કેટલીક ચીજોમાં તો ખપ ઓછો થવાથી છત અને ખપ સરખે ભાગે ઉતરેછે પણ ખેતીવાડીની પેદાશના સંબંધમાં તેમ થાય એમ નથી કારણ કે અનાજ વિગરેના ખપનો આધાર વસ્તી ઉપર રહેલોછે. ઘઉં ચોખા વિગરે ચીજોની કિંમત જેમ વધતી જાય તેજ પ્રમાણમાં તેનો ખપ કંઈ ઓછો થતો જશે નહિ. કારણ કે ધાન્ય મોંઘું હોય કે સોંઘું પણ દરેક માણસને ખાવા તો જોઈયે નીકર મરી જવાય. તેથી ઘઉં જેવી ચીજની કિમતમાં વધારો થવાથી તેનો ખપ કંઈ ઓછો થતો નથી. કારણ કે લોકો ધાન્યનો ખપ ઓછો કરવાને બદલે પહેરવા ઓઢવા વિગરે બાબતોમાં પહેલાં કરતાં થોડા પૈસા ખરચશે અને ખાવા ધાન્ય તો મોંઘું તો મોંઘું પણ પેહેલાં જેટ-

લુંજ લેશે. આપણે કહ્યું કે જેમ બિજી ચીજોનો ખપ ઓછો થઈ શકેછે તેમ ધાન્ય જેવી જરૂરી ચીજોનો ખપ ઓછો થઇ શકતો નથી. પણ તેનો ખપ પણ લોકો અડધા ભુખે મરે તો ઓછો થઈ શકે અને કેટલીક વખતે તેમ થાયછે, પણ ખરૂં. પણ આવી રીતે જ્યારે ખપ ઓછો થાયછે ત્યારે ભુખે મરવાથી વસ્તી પણ ઓછી થાયછે એટલે એ પ્રસંગમાં પણ આપણે જે નિયમ કહ્યો કે જરૂરી ચીજોનો ખપ હમેશાં વસ્તીની સંખ્યાના પ્રમાણમાં હોવો જોઇયે તે ખરો પડેછે. ત્યારે એવી ચીજોના સંબંધમાં છત અને ખપ સરખા કરવાનું, ખપ ઓછો કરવાથી બને એમ નથી પણ તેમ કરવાને છતજ વધારવી જોઇયે અને છત વધારવાનેમાટે ઓછી ફલદ્રુપ અથવા ઓછી સઘવડ પડે એવે ઠેકાણે આવેલી જમીન ખેડાણમાં આણવી પડે. આમ થાય ત્યારે જે વધારાની પેદાશ કરવામાં આવે તેમાં તેટલીજ જુની પેદાશમાં જેટલી મુડી તથા મેહેનત વાપરવી પડતી તેથી વધારે વાપરવી પડે; એટલે ઉત્પાદનખરચ વધ્યું અને તેથી પેદાશની કિંમત પણ વધવી જોઇયે. આ ઉપરથી એમ સ્પષ્ટ માલુમ પડેછે કે જીંદગીને જરૂરી ચીજોના સંબંધમાં ખપનો કિંમતના ઉપર આધાર નથી પણ કિંમત ખપ ઉપર આધાર રાખેછે; એટલે જો બિજી બધી રીતે અસલ સરખી સ્થિતિ હોય તો કિંમતનો આધાર વસ્તીની સંખ્યાની વધઘટ ઉપર રહેછે. પણ એટલી વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે જે પ્રમાણમાં વસ્તી વધી હોય તેજ પ્રમાણમાં કિંમતમાં વધારો થતો ઘણી વખતે કેટલાક કારણને લીધે અટકે છે. ઇંગ્લાંડમાં અબાધિત વેપાર હોવાને લીધે તથા એક જગ્યાયેથી બીજી જગ્યાયે માલ લઇ જવા લાવવાની રસ્તા વિગરેની સારી સઘવડ હોવાને લીધે જે પ્રમાણમાં વસ્તી વધી છે તે સાથે સરખાવતાં અનાજની કિંમતમાં છેક નહિ જેવો વધારો થયોછે.

**ખનિજ પેદાશ.** ખેતીવાડીની પેદાશ વિષે જે કહ્યું તે ખનિજ પેદાશને પણ લાગેછે. સને ૧૮૭૧-૭૨માં વિલાયતમાં લોખંડનો વેપાર ઘણો તેજી ઉપર હોવાથી કોયલાનો ઘણો ખપ જાગ્યો. આ ખપ પુરો પાડવા માટે જુની ખાણો કરતાં ઓછી ઉત્પાદક કોયલાની નવી ખાણો ઉઘાડવી પડી અને તેથી કોયલાની કિંમત ચડી ગઈ.

સને ૧૮૭૩માં કોયલાનો જે ભારે ખપ જાગ્યો હતો તે બંધ થયો ને તેથી તેની કિંમત ઉતરવા માંડી આમ થયું ત્યારે કોયલાની કિંમત ઘણી વધારે હતી તે વખતે પણ જે ખાંણોમાંથી ફક્ત સાધારણ મુસારા અને નફા જેટલુંજ મળતું તે ખાણોમાંથી કોયલા કહાડવામાં ઉલટો ગેરનફો પડ્યો ને તેથી તેવી ઓછી ઉત્પાદક ખાણો કે જે ખપ વધ્યો તે વખતે ઉઘાડવામાં આવી હતી તે ધીમે ધીમે પાછી બંધ થઈ.

**સિધ્ધ પદાર્થોની કિંમત નિયમીત કરનારા નિયમો.** આ પદાર્થો એવા છે કે જેમની છત વધારવાથી તેમનું ઉત્પાદનખરચ વધતું નથી અને તેથી કિંમતના સંબંધમાં આપણે ચીજોના જે ઉપર ત્રણ વર્ગ પાડ્યા તેમાનાં ત્રિજા વર્ગમાં તે પદાર્થો આવેછે.

આપણે ઉપર કહી ગયા કે આવા પદાર્થોની કિંમતનો આધાર તેમના ઉત્પાદનખરચ ઉપર રહેછે કારણ કે તે બનાવનારાઓમાં માંહી માંહી અનિયંત્રિત સ્પર્ધા હોયછે. હવે તેમના ઉત્પાદનખરચના મૂળ અંશો ક્યા છે તે બરોબર સમજાવવું જરૂરનું છે. સાધારણ રીતે એમ લાગશે કે જે નિયમો પ્રમાણે ખેતીની પેદાશની કિંમત નક્કી થાયછે તેજ નિયમો પ્રમાણે સિધ્ધ પદાર્થોની કિંમત પણ નિયમિત થવી જોઈયે. કારણ કે સિધ્ધ પદાર્થો બનાવવામાં જે કાચી પેદાશ વાપરવી પડેછે તે હમેશાં જમીનમાંથી પાકે છે; જેમ કે છિંટનો તાકો બનાવવાને માટે રૂ જોઈયે અને રૂ જમીનની પેદાશ છે. ત્યારે જેમ વધારે છિંટ બનાવવામાં આવે તેમ વધારે રૂ જોઈયે અને રૂ જમીનની પેદાશ હોવાને લીધે તે જેમ વધારે પકવવામાં આવે તેમ તે વધારે મોંઘું પડે અને તેને લીધે છિંટ પણ જેમ તેનો ખપ વધે તેમ મોંઘી પડવી જોઈયે. પરંતુ જો કે કાચી પેદાશની કિંમત સિધ્ધ પદાર્થની કિંમતનો એક અંશ છે તોપણ તે ઘણો નાનો અંશ છે. આપણે એક છિંટના તાકાનોજ દાખલો જુઓ. તે તાકો તૈયાર કરવામાં એટલી તો જુદી જુદી ક્રિયાઓ કરવી પડે છે કે એક તાકામાં વપરાયેલા રૂની કિંમત તે આખો તાકો તૈયાર કરવામાં લાગતા ખરચનો ઘણોજ નાનો ભાગ હોયછે. રૂ જ્યાં પાકતું હોય ત્યાંથી જ્યાં વણવાના સાંચાઓ હોય ત્યાં આણવું જોઈયે અને ત્યાં આણ્યા પછી તે ઉપર અસંખ્ય ક્રિયાઓ કરવામાં આવેછે જે કરવાને સારૂ જુદી

જુદી પંક્તીના કર્મકારો કામે લગાડવા પડેછે. આ બધાને મુસારા આપવાના હોયછે; વળી તે ધંધામાં નાંખેલી મુડી તેમાંથી પાછી વળવી જોઇયે, અને તે ઉપરાંત તેના ઉપર નફો મળવો જોઇયે. આપણે ઘડિયાળની ઝિણી કમાનોના દાખલામાં બતાવ્યું હતું કે તે કમાનો કરવા જે ઝિણી ઝિણી વિવિધ કારીગરી વાપરવી પડે છે તેને લીધે તેમની કિંમત જે પોલાદના કકડાની તે બનાવવામાં આવે છે તેની કિંમતની ૪૦૦૦ ગણી થઈ જાયછે.

**ઉત્પાદન ખરચના મુખ્ય અંશ.** કોઈ પણ સિદ્ધ પદાર્થ ઉત્પન્ન કરવાના ખરચમાં મુખ્ય ભાગ મેહેનતનો છે; વળી મુડીદારનો અનુપભોગ પણ ઉત્પાદનખરચનો એક અગત્યનો અંશ છે. મેહેનત અને અનુપભોગનું જે ખરચ પડેછે તેની સાથે સરખાવતાં કાચા માલની કિંમતથી થતી અસર એવી નજીવી છે કે તે ધ્યાનમાં ન લઇયે તો પણ ચાલે. સિદ્ધ પદાર્થોની એવી કિંમત હોવી જોઇયે કે તેથી મુડીદારને અને કર્મકારને તે ધંધામાં પોતાની મેહેનત જારી રાખવાની લાલચ થાય. ઘણી વખત એમ બનેછે કે સિદ્ધ પદાર્થોની જેમ છત વધારવામાં આવેછે તેમ તેની કિંમત વધવાને બદલે ઉલટી ઘટેછે. જ્યારે મોટા પાયાપર ઉત્પાદન કરવામાં આવેછે ત્યારે ઘણી વખતે થોડી મેહેનતે વધારે કામ થાયછે. વરાળથી કામ કરવામાં આવવાથી ઘણી મુડી અને મેહેનતનો ઉગારો થાયછે પણ જથાબંધ માલ બનાવવો હોય તોજ વરાળથી કામ ચલાવવું ઠીક પડેછે. જો લુગડાં વિગેરે જથાબંધ ઉત્પાદન કરવાની જરૂર પડી ન હોત તો વણકરોની હાથે ચલાવવાની તરાકોને બદલે વરાળથી ચાલતા મોટા સાંચાઓ વાપરવામાં આવત નહિ. હમેશાં જે પ્રમાણમાં કામ વધારવામાં આવે તેજ પ્રમાણમાં કંઈ ખરચ વધતું નથી. દશ હજાર કાપડના તાકા તૈયાર કરવામાં જે ખરચ થાય તેનું બમણું કંઈ વીસ હજાર તૈયાર કરવામાં થાય નહિ. વળી મોટા પાયાપર ઉત્પાદન કરવામાં આવતું હોય ત્યાં મેહેનતની વહેંચણી પણ ઘણી સારી રીતે થઇ શકેછે. જ્યારે વણકરો લુગડાં હાથે વણતા ત્યારે વણવાની બધી ક્રિયા એકજ માણસ કરતો. પણ હવે જ્યારે તે કામ સાંચાથી કરવામાં આવેછે ત્યારે દરેક ક્રિયા કરવાને જુદા જુદા વર્ગના કર્મકારો હોયછે ને

તેમ થવાથી ઉત્પાદન ઘણું ધમધોકાર ચાલેછે. થોડી મુડીવાળો માણસ જે બહોળો ધંધો કરતો ન હોય તેને મોંઘા સાંચા વાપરવા પરવડે નહિ કારણકે તે તેને હમેશા ચાલતા રાખી શકે નહિ. કેટલીક ચીજો એવી છે કે જેનો ખપ ઘણો હોય તો તેમનું ઉત્પાદન ખરચ ઘણુંજ ઘટી જાય, પણ તેઓનો ખપ ઘણોજ થોડો હોયછે. થોડાંક વર્ષ ઉપર નાની હોડિયો બનાવવાનો એક સાંચો શોધી કહાડવામાં આવ્યો હતો કે જે વાપરવાથી હોડી બનાવવાના ખરચમાં સેંકડે ત્રિસ ટકાનો ઘટાડો થઇ શકે પણ આ સાંચો હોડી બાંધનારાઓને વાપરવો પરવડ્યો નહિ. કારણ કે તે સાંચાથી એટલું ઝડપથી કામ થતું હતું કે આખા વર્ષમાં હોડી બાંધવાને જેટલા પાટિયાં જોઇયે તેથી ઘણાં વધારે તેના વતી થોડા વખતમાં ઉતરી શકતાં. તેથી જો કોઇ હોડી બાંધનાર તે સાંચો રાખે તો તેને એક મહિનામાં વર્ષ દહાડા જેટલું કામ થાય ને બાકીના અગિયાર મહિના સાંચો અમથો નાંખી મુકવો પડે: તેથી જ્યાં લગી હોડિયોનો ખપ ઘણો વધે ત્યાં લગી એ સાંચો વપરાય નહિ.

**મુડીદારને મજુરી સોંઘી પડીછે કે મોંઘી તે મુસારામાં આપેલી રકમ ઉપરથી નક્કી કરવાનું નથી.** મુસારામાં વધારે રકમ આપવી પડે કે ઓછી તે ઉપરથી મજુરી મોંઘી પડી કે સોંઘી એમ કહેવાય નહિ. તે નક્કી કરવામાટે તો મુસારામાં આપેલી રકમ અને કામે લગાડેલી મેહેનતથી થયેલી પેદાશ સરખાવવી જોઇયે. કારણકે ઘડિયાળો બનાવવાના તથા એવા બિજા ધંધાઓમાં થોડો મુસારો આપી અણકિસબી કારીગર રાખવા કરતાં તેમનાથી બમણો વધારે મુસારો આપી નિપુણ કારીગર રાખવાથી આખર વધારે ફાયદો પડેછે. એક વખતે ફ્રાન્સ દેશમાં એક મોટી રેલવે બાંધવાનો બ્રેસી નામના ગૃહસ્થે કંટ્રાક્ટ રાખ્યો હતો. જો કે ફ્રેન્ચ કર્મકારો કરતાં ઇંગ્રેજ કર્મકારો બમણો રોજ લેછે તો પણ તેને એમ માલુમ પડ્યું કે ફ્રેન્ચ કર્મકારો રાખવા કરતાં ઇંગ્રેજ કર્મકારો રાખવાથી વધારે ફાયદો છે. કારણકે એક ઇંગ્રેજ કર્મકાર એક ફ્રેન્ચ કર્મકારથી બમણો મુસારો લે તોપણ તે તેનાથી બમણા કરતાં વધારે કામ કરતો. આ ઉપરથી માલુમ પડશે કે કેટલીક મેહેનત જો કે તેને સારૂ મુસારો વધારે આપવો પડે તો પણ સોંઘી પડે.

વળી કર્મકારો નિપુણ હોય તો તેથી તેમને પોતાનેજ ઘણો મોટો ફાયદો થાયછે. નિપુણતા વધવાથી અમુક મુડી અને મેહેનત વધારે દ્રવ્ય ઉત્પન્ન કરેછે. હવે જો ચીજોની કિંમતમાં કંઈ ફેર પડે નહિ તો આવી રીતે મુડી અને મેહેનતની ઉત્પાદકશક્તિ વધવાની અસર એ થશે કે મુડીદારને વધારે નફો અને કર્મકારોને વધારે મુસારો મળી શકશે. ધારો કે વધારે કેળવણી મળવાથી ખેડુતોની નિપુણતા વધેછે કારણ કે કેળવણી મળવાથી તે વધારે ચંચળ, વિશ્વસનીય, અને થંડા સ્વભાવનો થાયછે. જ્યારે આમ થાયછે ત્યારે જમીનનો માલીક પોતે ઓછો નફો લીધા શિવાય અને ખેતીની પેદાશની કિંમત વધાર્યા શિવાય ખેડુતોનો મુસારો વધારી શકેછે.

**મુડી ઉપર મળતો નફો.** જુદે જુદે વખતે અને જુદા જુદા દેશોમાં નફાનો સામાન્ય દર જે વિવિધ કારણોને લીધે નક્કી થાયછે તે અહિં બતાવાય તેમ નથી. એ બાબત વિષે દ્રવ્યવિભાગ વિષેના ભાગમાં કેહેવામાં આવશે. અહિં એટલુંજ કહેવું બસ છે કે એકજ દેશમાં ને એકજ વખતે હમેશાં અમુક કારણોને લીધે દરેક ધંધાઓમાં મુડી ઉપરનું વ્યાજ એકસરખું થવાનું વલણ થાયછે. જો કોઈ વેપારમાં નાણાં નાંખવાથી બિજા વેપાર કરતાં હમેશાં વધારે ફાયદો મળતો હોય તો તે ઉપરથી એકદમ એમ સમજવું નહિ કે તે વેપારમાં મુડી ઉપર વધારે નફો પડેછે. કારણ કે કોઈ ધંધામાં એવી રીતે વધારે નફો પડવાના કેટલાક જુદાં કારણો હોયછે. કોઈ ધંધામાં મુડીદાર પોતેજ કર્મકારનું પણ કામ કરતો હોય ત્યારે કર્મકારનો મુસારો પણ તેનેજ મળે તેથી તે મુસારો અને મુડી ઉપરનો સાધારણ નફો બે મળીને તેને કુલ નફો વધારે મળ્યો એમ લાગે. કેટલાક ધંધાઓમાં ભારે જોખમ રહેલું હોયછે; કેટલાક ધંધા કરવામાં ઘણી ગંદવાડ વિગરે અઘવડ ખમવી પડેછે; વળી કેટલાક ધંધા કરવામાં લોકમાં ગેર આબરૂ થાયછે; ત્યારે આવા ધંધાઓ કરનારને જે જોખમ, અઘવડ અથવા ગેરઆબરૂ ખમવી પડેછે તેનો તે ધંધામાંથી જે બદલો મળેછે તે બદલો અને મુડી ઉપરનો સાધારણ નફો મળીને બિજા ધંધા કરતાં તેમાં કુલ નફો વધારે પડયો એમ લાગે પરંતુ ખરૂં જોતાં કંઈ મુડી ઉપર વધારે નફો પડયો

એમ કહેવાય નહિ પણ જે વધારે મળ્યું તે ઉપર બતાવ્યા પ્રમાણે મુડીદારે કરેલી મેહેનત તથા ખમેલા જોખમ, અગવડ અથવા ગેર આબરૂનો બદલો છે. વળી કેટલીક વખતે કેટલાક ધંધાઓ સ્વભાવિક રીતે કેટલાક માણસોને સ્વાધીન હોયછે અથવા તેઓએ પોતાને હાથે સ્વાધીન કરેલા હોયછે ને તેથી તેઓ તેમાં ધાર્યો નફો ઉપજાવી શકેછે. કેટલીક વખતે અમુક વેપાર કરનારા સઘળા વેપારિયો એકો કરેછે. થોડાક વર્ષ ઉપર ક્વિનિનના વેપારમાં એવો એકો કરવામાં આવ્યો હતો; કેટલાક મુડીદારોએ એકઠા મળી દુનિયામાં પાકતું બધું ક્વિનિન પોતેજ વેચાતી લઈ લેવાનો ઠેરાવ કર્યો અને તેમ કરવાથી દુનિયામાં પોતા શિવાય બિજું કોઈ ક્વિનિન વેચનાર રહ્યું નહિ. એટલે તેમણે તે ચીજની પહેલા કરતાં બમણી કિંમત લેવા માંડી ને તેમ કરી ભારે નફો લીધો. કોઈ ધંધો સ્વાધીન કરી લેવાથી ભારે નફો પડી શકેછે તેનો આ દાખલો છે. ઉપર બતાવેલા બધા દખલ કરનારાં કારણો નથી હોતાં ત્યારે એમ માલુમ પડશે કે મુડી ઉપર પડતું વ્યાજ દરેક ધંધામાં એક સરખું થવાનું વળણ થાયછે.

મુડીનું ખરૂ સ્વરૂપ આપણે સમજાવી ગયા છિયે. તેથી અહિં એટલુંજ કહેવું બસ છે કે જમીન, મેહેનત અને મુડી એકઠાં થઈને જે દ્રવ્ય ઉત્પન્ન કરેછે તેનો જે ભાગ મુડીને મળેછે, તે મુડી ઉપરનો નફો. આ નફો જુદે જુદે કાળે અને જુદા જુદા જનસમુહોમાં જુદો જુદો પડેછે. કેટલાક દેશોમાં જોખમ અને દેખરેખ રાખવાની મહેનતના બદલાતરીકે જે મળે તે શિવાય વેપારમાં નાંખેલા દરેક રૂ.૧૦૦ ઉપર દરવર્ષે રૂ. ૧૦ મળેછે. જ્યારે આમ હોયછે ત્યારે એમ કહેછે કે વ્યાજનો દર દસ ટકાનો છે. ઘણા દેશોમાં વ્યાજનો સરાસરી દર આથી ઘણો ઓછો છે. વિલાયતમાં ત્રણ ટકાથી પણ સેહેજ ઓછો છે.

**નફા અને કિંમતો વચ્ચેનો સંબંધ.** એ વાત હમેશાં ધ્યાનમાં રાખવી જોઇયે કે મુડીદાર અને કર્મકારનો બદલો (એટલે નફો અને મુસારો) જે ચીજ તેઓ એકઠા મળી પેદા કરે તેની કિંમતમાં આવી જવો જોઇયે. આ કિંમત એવી હોવી જોઇયે કે તેમાંથી મુડીદાર અને કર્મકારને તે ધંધાનો ચાલુ નફો અને મુસારો મળે નિકર તેઓ તે ચીજ બનાવવામાં પોતાની મુડી તથા મેહેનત વાપ-

રશે નહિ. કારણ કે જો મુડીદાર અને કર્મકારને ચાલુ નફો તથા મુસારો ન મળે તો તેઓ પોતાની મુડી તથા મેહેનત કંઇ બિજો ધંધો કરવામાં વાપરશે કે જેમાંથી તેમને ચાલુ બદલો મળી શકે. તેથી જો કોઇ પણ કારણને લીધે દેશમાં નફાનો અથવા મુસારાનો ચાલુ દર વધે ને જો મુડી અને મેહેનતની ઉત્પાદકશક્તિ વધી ન હોય તો ચીજોની કિંમત વધવીજ જોઇયે.

સહજ વિચાર કરવાથી માલુમ પડશે કે અમુક મુડી અને મેહેનતની સારી ઉત્પાદકશક્તિ છે કે નહિ તે ઉપર નફાનો તથા મુસારાના દરનો ઘણો ખરો આધાર રાખેછે. જો મુડી અને મેહેનતની ઉત્પાદકશક્તિ સારી હોયછે તો ઉત્પાદનખરચ થોડું પડેછે, મુસારો અને નફો ભારે મળેછે ને ચીજોની કિંમતો હલકી હોય છે. આ ઉપરથી માલુમ પડશે કે ભારે કિંમતો હોય તો હમેશાં ભારે નફો, અને હલકી કિંમતો હોય તો હલકો નફો હોવો જોઇયે એમ નથી. ધારો કે એક અમુક ગામડામાં એકજ સુથાર છે ને તે એક યંત્ર શોધી કહાડેછે ને તેથી તેની મુડી અને મેહેનતની ઉત્પાદકશક્તિ પહેલા કરતાં દોહોડી થાયછે. પેહેલાં તે જેટલી મુડી અને મેહેનતથી દસ પેટિયો કરી શકતો હતો તેટલીજ મેહેનત અને મુડીથી તે હવે પંદર પેટિયો કરી શકેછે. હવે જો પેટિયોની કિંમત ઉતરે નહિ ને પહેલા જેટલીજ રહે તો એ વાત સ્પષ્ટ છે કે મુડી અને મહેનતનો તે સુથારને જે બદલો પહેલાં મળતો હતો તેનો દોહોડો હવે મળશે. તેનો મુસારો અને નફો બન્ને વધ્યાં અને ઉત્પાદન ખરચ ઘટ્યું. પણ આવી રીતે યંત્ર શોધી કહાડવાથી થયેલો સઘળો ફાયદો તે સુથારને પોતાને હમેશાં મળ્યા કરશે નહિ. પેટિયોની છત વધવાને લીધે તેની કિંમત આખરે ઘટશે. આપણે ઘણી વખત કહી ગયા કે ખપ અને છત બે બરાબર થવાં જોઇયે. પેટિયોની છત પહેલાં કરતાં દોહોડી થઈ; આપણે એમ ધારિયે છિયે કે આમ થતાં પહેલાં પેટિયોનો ખપ અને છત બે બરોબર હતાં. ત્યારે હવે સુથારે જેટલી પેટિયો વધારે તૈયાર કરવા માંડી તેના ઘરાક મળવા સારૂ તેને પેટિયોની કિંમત પહેલા કરતાં ઓછી કરવી પડશે. ધારો કે અનુભવ ઉપરથી તેને એમ લાગેછે કે કિંમતમાં જો સેકડે પંદર ટકાનો ઘટાડો કરવામાં આવે તો બધી પેટિયો ખપી જાય.

તે જ્યારે આમ કરેછે ત્યારે પોતાના મુસારા અને નફામાં જે પચાસ ટકાનો ફાયદો પડતો હતો તેમાંથી તે પંદર ટકા મુકી દેછે અને ૩૫ ટકા પોતે લેછે. આ દાખલામાં મુસારો તેમજ નફો બન્ને વધ્યાં પણ ઉત્પાદનખરચ ઓછું થયું ને તેથી આખરે કિંમત પણ ઓછી થઈ.

ઉપલા દાખલામાં આપણે એમ ધાર્યું હતું કે તે ગામડામાં એકજ સુથાર હતો ને તેથી તેના ધંધામાં તેની સાથે હરીફાઈ કરનાર તે ગામમાં કોઈ બિજું નહોતું. પણ ધારો કે તે ગામમાં બિજા ત્રણ ચાર સુથાર છે; તેઓ પણ દેખાદેખી તેવુંજ યંત્ર આણશે ને તેથી પેટિયાની છત ઘણીજ વધી પડશે. દરેક સુથાર પોતાના માલના ઘરાક મેળવવા પડાપડી કરી એક બિજાથી સોંઘે ભાવે વેચશે ને આખરે યંત્ર વાપરવાથી થયેલો સઘળો ફાયદો ઘરાકોને મળશે. સુથારોને મુસારો અને નફો પહેલાં મળતો તેટલોજ મળશે અને કિંમતોમાં સેંકડે પચાસ ટકાનો ઘટાડો થશે. આ ઉપરથી એમ નિકળે છે કે;—

૧. જ્યારે મેહેનત અને મુડીની ઉત્પાદકશક્તિ વધેછે ત્યારે મુસારો અને નફો વધેછે અને ઉત્પાદનખરચ ઓછું થાયછે.

૨. જ્યારે આવી રીતે ઉત્પાદકશક્તિ વધેછે ત્યારે મુસારા અને નફામાં વધારો અને કિંમતોમાં ઘટાડો એકજ વખતે બની શકેછે.

૩. જ્યારે એક તરફથી મુડીદારો વચે ને બિજી તરફથી કર્મકારો વચે અનિયંત્રિત સ્પર્ધા ચાલેછે ત્યારે મુડી અને મેહેનતની ઉત્પાદકશક્તિ વધવાથી થયેલો બધો ફાયદો આખરે ઘરાકને મળેછે એટલે ઉત્પાદકશક્તિ વધવાથી કિંમત ઘટેછે, અને મેહેનતને મળતા મુસારામાં અને મુડીને મળતા નફામાં કાયમ વધારો થતો નથી.

જો કે ઉત્પાદકશક્તિ વધવાથી ઘણું ખરૂં અમુક ચીજની કિંમત ઘટેછે ને મેહેનતને મુસારા તરીકે અને મુડીને નફા તરીકે વધારે રકમ મળતી નથી તોપણ જે ચીજની કિંમત આવી રીતે ઘટી હોય તે જો કર્મકારો અને મુડીદારોના વાપરમાં આવતી હોય તો મેહેનત અને મુડીને મળતો બદલો યથાર્થ રીતે વધેછે ખરો; કારણ કે મુસારા અને નફા તરીકે મળેલાં નાણાવતી પહેલાં કરતાં વધારે માલ વેચાતો લઈ શકાયછે. ધારોકે આવી રીતે જોડા જેવી ચીજની કિંમત ઘટી. હવે જો કે મેહેનતને મળતા મુસારાની રકમ પહેલાં હતી તેટલીજ રહી

પરંતુ કર્મકારોને અને મુડીદારોને ફાયદો તો થયોજ, કારણકે પહેલાં જોડા સારૂ જે રકમ આપવી પડતી હતી તેથી હવે થોડી આપવી પડશે ને તેવી રીતે જે ઉગારો થશે તેની બિજી જોઇતી ચીજ આણી શકાશે. યુરોપમાં ઘણા ધંધાઓમાં હાલ વરાળયંત્રોથી કામ થાયછે ને તેથી મેહનત અને મુડીની ઉત્પાદકશક્તિ ઘણીજ વધેછે. પણ તેથી થતો સઘળો ફાયદો કર્મકારો અને મુડીદારોથી મુસારાના અને નફાના સામાન્ય દરમાં વધારાના રૂપમાં રાખી શકાતો નથી. બિજા કર્મકારો અને મુડીદારોની સ્પર્ધાને લીધે તેઓ તેમ કરી શકતા નથી, તો પણ સાંચાઓથી ઘણા ખરા સિદ્ધ પદાર્થોની કિંમત ઓછી થવાને લીધે તેમને આખરતો ફાયદો થયોછે. આવિશે આગળ વધારે કહીશું.

**કિંમતોપર ખપ અને છતની અસરનો સંક્ષેપ.** ઉપર ગણાવેલી ત્રણ વર્ગની ચીજોની કિંમત ઉપર ખપ અને છતની કેવી રીતે અસર થાયછે તે નીચે ટુંકામાં બતાવ્યું છે. એ વાત બરોબર મનપર ઠસાવવી જોઇયે કે આ ત્રણે વર્ગની ચીજોની કિંમત એવીજ હોય છે કે તેમનો ખપ અને છત બન્ને સરખાં થાયછે.

પહેલા વર્ગની ચીજો કે જેમની છત કોઇ પણ રીતે વધી શકે એમ છેજ નહિ તેમના સંબંધમાં છત અને ખપ બરોબર કરવા માટે કિંમત એટલે સુધી ચઢાવવામાં આવેછે કે તેથી કરીને છત કરતાં જેટલો વધારે ખપ હોયછે તે બંધ થાયછે.

બિજા વર્ગની ચીજો કે જેની છત ઉત્પાદનખરચ વધાર્યા શિવાય વધી શકતી નથી તેના સંબંધમાં ખપ ઘણો ઓછો થઇ શકતો નથી કેમકે આ વર્ગની ચીજો ઘણી ખરી જીંદગીને જરૂરી હોયછે: તેથી જ્યારે ખપ છત કરતાં વધારે હોયછે ત્યારે છત વધારવી જોઇયે. પણ ઉત્પાદનખરચ વધાર્યા શિવાય છત વધારી શકાય નહિ અને આવી રીતે મેહેનત અને મુડીને વધારે કામ કરે તેને બદલો આપવા માટે કિંમતો વધવી જોઇયે.

ત્રિજા વર્ગની ચીજો કે જેમની છત ઉત્પાદનખરચ વધાર્યા શિવાય ગમે તેટલી વધારી શકાયછે તેમના સંબંધમાં જારે ખપ છત કરતાં વધારે હોયછે ત્યારે કિંમતો વધેછે અને તેથી ખપનો કેટલોક ભાગ ઓછો થાયછે. પણ ખપ છતના બરોબર કરવાની આ રીત

થોડીવાર લગીજ અમલમાં આવેછે; જ્યારે કોઈ ચીજ બનાવનારાઓને મુસારા અને નફાનો ચાલુ દર મળી શકવા માટે જેટલી જોઇયે તે કરતાં તે ચીજની કિંમત વધારે હોયછે ત્યારે વધારે ફાયદો લેવાની લાલચે બીજા લોકો તે ચીજ બનાવવામાં મુડી તથા મેહેનત વાપરે છે. આમ થવાથી છત વધેછે અને કિંમતો ઉતરેછે, અને આખરે છત વધવાથી ખપ અને છત બરોબર થાયછે.

જુદી જુદી જાતની ચીજોની કિંમતો શા પ્રમાણે નિયમિત થાય છે તે આપણે બતાવ્યું. હવે આવતા પ્રકરણમાં નાણાંના મૂલ્ય વિષે કહીશું.

## પ્રકરણ ૩ ઉપર સવાલો. ચીજોનાં મુલ્ય.

૧. તેમના મૂલ્યના સંબંધમાં ચીજોના કયા વર્ગ પાડવામાં આવ્યાછે?

૨. ઉત્પાદનખરચ એટલે શું?

૩. મીલના કહેવા પ્રમાણે ઉત્પાદનખરચના મુખ્ય અંશો કયા છે?

૪. પ્રોફેસર કેયર્ન્સે ઉત્પાદનખરચની શી વ્યાખ્યા આપીછે?

૫. કિંમતોનો આધાર ખપ અને છત ઉપર રહેલોછે એમ કહેવાનો ખરો અર્થ શું?

૬. ખપ અને છત સરખાં થાય એ પ્રમાણે કિંમતો કેવી રીતે ઠરેછે તે દાખલો આપી સમજાવો.

૭. કોઈ ચીજ પેદાકરનાર કર્મકારોને અને મુડીદારને ફક્ત મુસારાનો અને નફાનો ચાલુ દરજ પડે એવી હમેશાં તે ચીજની બજાર કિંમત થવાનું વળણ કેવી રીતે થાયછે તે સમજાવો.

૮. આવી રીતની કિંમતની બરોબર ગોઠવણ તે ચીજની છત વધારી શકાય તોજ થાયછે. ત્યારે જે ચીજોની છત બિલકુલ વધારી શકાય તેમ નથી હોતું તેમના સંબંધમાં આ ગોઠવણ શી રીતે થાયછે?

૯. "સમર્થ ખપ" કોને કહેવો?

૧૦. જે ચીજને વિનિમયમૂલ્ય હોય છે તેમાં કયા બે ગુણ જોઇયે?

૧૧. આ બે ગુણો શું હમેશાં સરખા પ્રમાણમાં હોયછે? દાખલા આપો.

૧૨. કોઇ મરણ પામેલા ચિતારાએ કહાડેલા ચિત્ર જેવી ચીજની કિંમત નક્કી ઠરવામાં કયા ગુણની વધારે અસર હોયછે?

૧૩. જે ચીજો જેમ તેમની છત વધે તેમ મોંઘી પડતી જાયછે તેઓમાં કઈ ચીજો મુખ્ય છે?

૧૪. ખોરાકની વધારે પેદાશ કરવાને પ્રમાણસર કરતાં વધારે મુડી તથા મેહેનત શા માટે અને કેવી રીતે વાપરવી પડેછે તે દાખલો આપી સમજાવો.

૧૫. ખોરાકનો ખપ શાથી વધેછે? બિજા બધા કરતાં કઈ બાબતથી ખોરાકની કિંમત વધવાનો વધારે સંભવ છે?

૧૬. આવી રીતે ખોરાકની કિંમતમાં થતો વધારો કેટલીક વખતે કેવી રીતે અટકાવી શકાયછે?

૧૭. ખેતીની પેદાશની કિંમત જે ધારાઓથી નિયમિત થાયછે તેજ ધારાઓ જેમને લાગતા હોય એવી બિજી કેટલીક ચીજો ગણાવો.

૧૮. મૂલ્યના સંબંધમાં ચીજોના જે ત્રણ વર્ગ પાડયા તેમાંનો છેલો વર્ગ કયો તે કહો.

૧૯. સિદ્ધ પદાર્થોની કિંમત શું ખેતીની પેદાશની કિંમત નિયમિત કરનારા ધારાઓને અનુસરીને નક્કી થાયછે?

૨૦. અને તે જો બિજા ધારાઓ પ્રમાણે થતું હોય તો એ બે વર્ગની ચીજોના સંબંધમાં એવો ફેર પડવાનું કારણ સમજાવો.

૨૧. સિદ્ધપદાર્થોની છત વધેછે ત્યારે કેટલીક વખતે તેમની કિંમત ઘટેછે; આમ કેવી રીતે થાયછે તે દાખલો આપી સમજાવો.

૨૨. મહેનતની ઉત્પાદકશક્તિની ઉત્પાદનખરચ ઉપર કેવી રીતે અસર થાયછે?

૨૩. મુસારા, નફા, ઉત્પાદનખરચ અને કિંમત વચ્ચે પરસ્પર શો સંબંધ છે?

૨૪. દાખલો આપી બતાવો કે કેટલાક પ્રસંગોમાં નફો અને મુસારો બન્ને વધારી શકાય અને કિંમતોમાં કંઈ વધારો થાય નહિ.

૨૫. ત્યારે નફાના દર અને મેહેનતના મુસારા સાથેના કિંમતના સંબંધ વિષે આ ઉપરથી શું વ્યવહારિક અનુમાન બાંધી શકાય?

૨૬. જ્યારે મેહેનત અને મુડીની ઉત્પાદકશક્તિમાં સામાન્ય વધારો થાય ત્યારે કર્મકારોને, મુડીદારોને અને ઘરાકોને કયે કયે રસ્તે ફાયદો થાયછે?

૨૭. ચીજોના જે ત્રણ વર્ગ પાડયા તેમની કિંમતો જે નિયમોને અનુસરીને નક્કી થાયછે તે નિયમો સંક્ષિપ્ત રીતે કહી બતાવો.

૧. ખોરાક પેદા કરવાનું ખરચ એનું એ રહે અને દેશની વસ્તી દર ૬૦ વર્ષે બમણી થતી જાય તો તેથી શી અસર થશે?

૨. ધારો કે એક સાંચો શોધી કહાડવામાં આવ્યોછે, કે જેથી કોઈ અમુક ચીજ ઉત્પન્ન કરવી ઘણી સહેલી થઈ પડેછે. ત્યારે હવે સ્પર્ધાની અસરથી તે ચીજ વાપરનારાઓને તે શોધનો બધો ફાયદો લેવા દેવાને બદલે તે સાંચો શોધી કહાડનારે પરવાનો મેળવી પોતે બધો ફાયદો લેવો કે કેમ ?

૩. કોઈ ચીજના ખપથી તેની કિંમત ઉપર અસર થાયછે. ત્યારે શું એક ભિખારીની ગાડી લેવાની ઈચ્છાથી ગાડિયોની કિંમત ઉપર અસર થશે ? તમારા જવાબના કારણો આપો.

૪. ધારો કે અનાજ સોંઘું થાયછે અને તેથી પહેલાં કરતાં મારે ફડિયાને ⅓ ઓછું આપવું પડેછે પણ મારા ઘરમાં પહેલા છ માણસ ખાનાર હતાં તે હવે નવ થયાંછે; આમ છે ત્યારે અનાજની કિંમત ઘટવાથી મને કંઈ હમેશાંને સારૂ ફાયદો પડશે ?

## પ્રકરણ ૪. નાણાંના મૂલ્યવિષે.

આપણે કહી ગયા છિયે કે કોઈ ચીજનું મૂલ્ય એટલે તેની વિનિમયશક્તિ અથવા તેને સાટે બિજી ચીજોની જે સંખ્યા આવી શકે તે. વળી તેજ વખતે આપણે સમજાવ્યું હતું કે કિંમત તે મૂલ્યનો એક અમુક દાખલો છે કેમ કે કોઈ ચીજનું મૂલ્ય નાણામાં ગણિયે તે તેની કિંમત. ત્યારે નાણાની કિંમત એ શબ્દોનો અર્થ એ થયો કે નાણાનું નાણામાં ગણેલું મૂલ્ય. પણ આવા અર્થમાં એ શબ્દો વપરાય નહિ એ તો દસ રૂપિયાની કિંમત વિસ અડધા રૂપિયા અથવા ચાલીસ પાવલિયો છે એમ કહેવા સરખું છે. કોઇ પણ ચીજને તેની ને તેની સાથેજ સરખાવીને તેનું મૂલ્ય માપી શકાય નહિં.

**નાણાંનું મૂલ્ય.** નાણાંની વિનિમયશક્તિ તેજ તેનું મૂલ્ય. જ્યારે નાણાંને બદલે બિજી ચીજો વધારે મળે એટલે બધી ચીજોની કિંમતો ઉતરી ગઇ હોય ત્યારે નાણાંનું મૂલ્ય ચડી ગયું કહેવાય.

જ્યારે નાણાંને બદલે બિજી ચીજો ઓછી મળે અર્થાત્ જ્યારે બધી ચીજોની કિંમતો ચડી ગઇ હોય ત્યારે નાણાંનું મૂલ્ય ઉતર્યું કહેવાય.

**જે નિયમો પ્રમાણે બિજા ખનિજ પદાર્થોનાં મૂલ્ય નક્કી થાયછે તેજ નિયમોવડે નાણાંનું મૂલ્યપણ નક્કી થાયછે.** કેટલીક વખતે લોકો ભૂલ ખાઇને એમ સમજેછે કે નાણાનું મૂલ્ય હમેશાં એક સરખુંજ હોયછે ને તે બદલાતું નથી કારણ કે કિંમતો ચડીગઇ હોય કે ઉતરી ગઈ હોય તોપણ સરકારી ટંકશાળમાંથી હમેશાં ૧૬૮૫૩.૯૨૫ ગ્રેઇન ચાંદીને બદલે ૧૦૦ રૂપિયા મળશે. આ વાત ઉપરથી જે લોકો એમ ધારેછે કે રૂપાનાં મૂલ્યમાં કોઈ દિવસ ફેર પડતો નથી તેઓ એક વિઘાં જમીનના પા વિઘાંના ચાર કકડા હંમેશાં થઇ શકેછે માટે જમીનનું મૂલ્ય હંમેશાં એનું એજ રહેછે એમ માનવા સરખી ભૂલ કરેછે. ૧૬૮૫૩.૯૨૫ ગ્રેઇન ચાંદીના હમેશાં ટંકશાળમાંથી ૧૦૦ રૂપિયા મળેછે, તે વાત ઉપરથી ફક્ત એટલુંજ નિકળેછે કે તેટલી ચાંદીના રૂપિયા જેટલા તોલના હમેશાં ૧૦૦ જ કકડા થઇ શકેછે.

એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે કિંમતી ધાતુઓનું મૂલ્ય પણ બિજા ખનિજ પદાર્થોનું મૂલ્ય જે રીતે નક્કી થાયછે તેજ રીતે નક્કી થાયછે; એટલે કિંમતી ધાતુઓનું મૂલ્ય ખપ તથા છત સરખી થવાથી નક્કી થાયછે. જેમ ખપ વધેછે તેમ મૂલ્ય ચઢેછે અને તેથી તે ખપ પુરો પાડવાને છત વધારવામાં આવેછે. આ વધારો પહેલાં કરતાં ઓછી ઉત્પાદક દ્વારાથી લાવવો પડે તો તેથી ઉત્પાદન ખરચ વધશે અને તેને લીધે કિંમતી ધાતુઓનું મૂલ્ય વધશે. પણ જો આ વધારો વધારે ઉત્પાદક ખાણો જડવાથી પુરો પાડવામાં આવે તો ઉત્પાદનખરચ ઘટશે અને તેથી કિંમતી ધાતુઓનું મૂલ્ય ઉતરશે. અમેરીકામાં ઘણી ઉત્પાદક ખાણો જડી આવવાને લીધે તે દેશમાંથી હમણાં થોડાક વર્ષથી રૂપાની આવક ઘણી વધી પડેછે. સને ૧૮૪૯ થી ૧૮૫૮ સુધીના વર્ષોમાં અમેરિકાની ખાણોમાંથી દરવર્ષે ૧૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું રૂપું આવતું. સને ૧૮૬૧ થી ત્યાંની રૂપાની આવક વધવા માંડી; સને ૧૮૭૩ માં ૭૧૫૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું રૂપું નિકળ્યું અને સને ૧૮૮૨ માં તો છેક ૯૩૬૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું નિકળ્યું. આવી રીતે રૂપાની એકદમ છત વધવાથી તથા બિજા કેટલાક

કારણોથી રૂપાનું મૂલ્ય ઘટી ગયુંછે ને તેથી આપણા દેશની મેહેસૂલની સ્થિતિ જે ગુંચવણમાં આવી પડીછે તે આપણે પેહેલાં કહી ગયાછિયે.

**સોના અને રૂપાના ખપઉપર અસર કરનારા પ્રસંગો.** આપણે પેહેલાં સમજાવી ગયાછીયે કે કોઇ ચીજનો ખપ તેના મૂલ્યથી નિયમિત થાયછે. નાંણાને પણ આજ નિયમ લાગેછે. કંઇ અમુક ધંધો ચલાવવાને જેટલું સોનું જોઇયે તેના કરતાં એકવીસ બાવીસ ગણું રૂપું જોઇયે, કારણ કે સોનું રૂપા કરતાં એકવીસ બાવીસ ગણું મૂલ્યવાન છે. કોઇ પણ દેશને કેટલાં નાણાંની જરૂર છે તેનો આધાર નાણાંના ઉત્પાદનખરચ ઉપર તથા તે જેટલી ઝડપથી હાથફેર થતું હોય તે ઉપર રહેછે. સોના તથા રૂપાનો મુખ્ય ઉપયોગ નાણાં બનાવવામાં કરવામાં આવેછે પણ તે શિવાય ઘરેણાંગાઠાં, વિગરે બિજા પદાર્થોમાં પણ તેનો ખપ પડેછે. કોઇ દેશને સોના રૂપાનો કેટલો ખપ છે તે, તેમનું મૂલ્ય, દેશની સંપત્તિ અને વસ્તી, ચીજો નાણાં સારૂ ઘણીવાર વેચાતી અપાય લેવાય છે કે કેમ, તથા જે બિજા કામ અથવા ધંધામાં સોના રૂપાનો ખપ પડતો હોય તેની તેજી ઉપર આધાર રાખેછે. આપણે કહ્યું કે દેશના દ્રવ્ય ઉપર નાણાના ખપનો આધાર રહેલો છે તે ઉપરથી એમ ધારવું નહિ કે કોઇ દેશમાં જેટલું સોનું અથવા રૂપું ચલણમાં હોય તે પ્રમાણમાં તે દ્રવ્યવાન. કોઇ પણ માણસનું દ્રવ્ય જે નાણાં તેના હાથમાંથી આવ જા થતાં હોય તે ઉપરથી મપાય નહિ. મુંબાઇ જેવા મોટા શાહેરોમાં મોટી રકમોની ઘણી આપલે નોટોથી કરવામાં આવેછે, ને નાણાં તો ફક્ત બગી ભાડાં, ચાકર માણસ વિગેરેને આપવામાં તથા પરચુરણ ઘર ખરચમાંજ વાપરવામાં આવેછે. આ ઉપરથી જણાયછે, કે કોઇ માણસ જેટલાં નાણાં વાપરે તે ઉપરથી જોકે તેનું દ્રવ્ય મપાય નહિ પણ એ તો ખરૂં કે જેમ કોઇ માણસનું દ્રવ્ય વધારે તેમ તેને નાણાંનો પણ ખપ વધારે કારણ કે જેમ કોઇ માણસ વધારે દ્રવ્યવાન થવાનો તેમ તે ચાકર માણસ વધારે રાખવાનો, બગી ભાડાં વધારે ખરચવાનો તથા તેનું પરચુરણ ઘરખરચ પણ વધવાનું.

હવે જે એક માણસના સંબંધમાં થાયછે તેજ આખા દેશના સંબંધમાં પણ થાયછે. જો કે દેશમાં જેટલા નાણાં વપરાતાં હોય તે દેશના દ્રવ્યનું બરોબર માપ નથી પણ હમેશાં દેશના દ્રવ્ય અને વસ્તીના

અમુક પ્રમાણમાં દરેક દેશમાં નાણાં ચલણમાં હોયછે. એક લાખ માણસની વસ્તીવાળા ગામ કરતાં બે લાખની વસ્તીવાળા ગામમાં ચલણમાં વધારે નાણાં જોઇયેજ. વિલાયતમાં દ્રવ્ય તથા વસ્તી વધ્યાના પ્રમાણમાં ચલણમાં નાણાં વધ્યાં નથી કારણકે ત્યાં ઘણી લેવડ દેવડ નાણાંને બદલે ચેકો નોટ તથા એવા સાધનોથી કરવામાં આવેછે. આપણા દેશમાં મુંબાઈ જેવા મોટા શહેરો શિવાય બિજે બધે ઠેકાણે નાણાંજ વાપરવામાં આવેછે ને દરરોજ હજારો લાખો રૂપિયાની ઉથલ પાથલ થાયછે. પણ વિલાયતમાં એકુતો પણ દાણા વેચવા આવેછે તે નાણાં લેવાને બદલે હવે ચેકથી કામ ચલાવેછે. આમ થવાથી નાણાં ઘણાં ઓછાં ઉપયોગમાં આવેછે. આ વિષે ધીરધાર અને તેની કિંમતો ઉપર અસર વિષેના પ્રકરણમાં વધારે કહીશું.

વળી બજારમાં ચીજો જેટલીવાર વેચાતી અપાય લેવાય તે ઉપર પણ ઘણે દરજ્જે કિંમતી ધાતુઓના ખપનો આધાર રહેલોછે. ધારો કે છીંટ બનાવનારો કારીગર એક મોટા વેપારીને એક છીંટનો કકડો નાણાં બદલ આપેછે, તે વેપારી એક છુટક વેચનાર વેપારીને તે કપડું નાણાં બદલ આપેછે અને તે વેપારી તે કપડું એક સ્ત્રીને વેચાતું આપેછે કે જે તેના કબજા શીવડાવેછે. હવે આ દાખલામાં એક છીંટનો કકડો વપરાયો તે પેહેલાં ચારવાર નાણાં સારૂં વેચાતો અપાયો. એટલે જો તેની કિંમત ૧ રૂપિયો હોય તો ચાર રૂપિયાની ઉથલ પાથલ થવાની જરૂર પડી. હવે આમ થવાને બદલે છીંટ બનાવનારેજ જો પેલી સ્ત્રીને તે છીંટ વેચી હોત તો ફક્ત એકજ રૂપિયાની જરૂર પડત. એટલે તેની તે ચીજ વપરાતાં પહેલાં જેમ વધારેવાર વેચાય તેમ વધારે નાણાં વાપરવાનો ખપ પડે.

ઘરેણાંગાઠાં વિગરેમાં સોનું રૂપું ઓછું વધારે જોઇયે તે ઉપર તેમના ખપનો કેવી રીતે આધાર રહેછે તે સમજાવવાની જરૂર નથી. આપણે કહી ગયા છિયે કે બિજા ખનિજ પદાર્થોનું મૂલ્ય જે પ્રમાણે નક્કી થાયછે તેજ પ્રમાણે સોના રૂપાનું પણ થાયછે. તેથી જો કાંઇપણ કારણસર ઘરેણાંગાઠાં તથા એવા કામમાં સોનું રૂપું વધારે વપરાય અને બિજી બધી સ્થિતિમાં કંઇ ફેર પડે નહિ તો તે ધાતુઓનો ખપ વધે અને ખપ વધવાથી આખરે તેમનું મૂલ્ય વધે.

**ખપ અને છત વધવાથી નાણાંના મૂલ્ય ઉપર થતી અસર બતાવનારા દાખલા.** ખપની સોના અને રૂપાના મૂલ્યપરની અસર વિષે વિચાર કરવા માટે એમ ધારો કે એક દેશ છે કે જ્યાં ચેક, નોટ, હુંડી વિગરે કંઈ વપરાતાં નથી પણ બધી આપલે નાણાંમાંજ થાયછે; વળી એમ ધારો કે સોના તથા રૂપાની છત તે દેશમાં કોઈ પણ રીતે વધારી શકાય તેમ નથી. આમ ધારવાથી સવાલ ઘણો સહેલો થઈ જશે. હવે ધારો કે તે દેશમાં દ્રવ્યઉત્પાદન ઘણું વધી ગયું; ચીજોની પેદાશ બમણી થઈ અને વસ્તી પણ વધી. ચીજોની પેદાશ બમણી થઈ પણ ચલણમાં નાણાં તો હતાં તેટલાંજ રહ્યાં. એટલે જેટલાં નાણાંએ પહેલાં જેટલી ચીજો વેચાતી આપાતી લેવાતી હતી તેટલાંજ નાણાંએ હવે તેથી બમણી ચીજો અપાશે લેવાશે; આમ થવાથી બધી ચીજોની કિંમતો અડધી થઈ જશે, અર્થાત્ કે સોનારૂપાનું મૂલ્ય બમણું થશે. હવે બીજો દાખલો લહયે. ધારો કે કોઈ દેશમાં વેપાર વસ્તી તથા ચીજોનું ઉત્પાદન બિલકુલ વધ્યું ઘટ્યું નથી અને સઘળી આપલે નાણાંથીજ થાયછે. ધારો કે સોના તથા રૂપાની ખાણો જડી આવવાથી અથવા એવા બિજા કારણથી તે દેશમાં ચલણમાં જેટલાં નાણાં હોય તે એકદમ બમણાં થઈ જાયછે ત્યારે શું થશે. હવે બિજી બધી સ્થિતિ તો પહેલાં સરખીજ રહેલીછે; પહેલાં જેટલીજ ચીજો ઉત્પન્ન થાયછે, પેહલાં જેટલીજવાર તેમની આપ લે થાયછે, મુસારો લેનારા માણસો પણ પહેલા જેટલાજ છે પણ નાણાં એકદમ બમણાં થઈ ગયાં. આમ થવાથી મુસારા તથા કિંમતો બમણી થશે અર્થાત્ કે સોના રૂપાનું મૂલ્ય અડધું થશે. આ દાખલા ઉપરથી જણાયછે કે દેશમાં ફરતું રૂપું અથવા સોનું વધે ને બિજી બધી હકીકત પહેલાં સરખીજ રહે તો નાણાંનું મૂલ્ય અથવા વિનિમયશક્તિ ઘટે. પહેલા દાખલાથી એમ સાબીત થાયછે કે જો દ્રવ્ય વધે ને તે પ્રમાણમાં દેશમાં ફરતાં નાણામાં વધારો થાય નહિ તો નાણાનું મૂલ્ય અથવા વિનિમયશક્તિ વધે. કિંમતો વધી હોય તે ઉપરથી કંઈ આબાદાની વધીછે એમ કહેવાય નહિ.

એક તરફથી દ્રવ્યના વધારાનો તથા બિજી તરફથી ફરતાં નાણાંના વધારાનો દાખલો લેતાં આપણે ઉપર એમ ધાર્યું હતું કે બિજી બધી

સ્થિતિ પહેલા સરખીજ રહીછે પણ વ્યવહારમાં આમ હોતું નથી; દ્રવ્ય અથવા નાણાં વધવાની સાથે તેનાથી થતી અસર અટકાવનારા બિજા કારણો હોયછે ને તેથી આપણે ઉપર બતાવી ગયા તેવી અસર હમેશ થતી નથી. આપણે પહેલા દાખલામાં એમ ધાર્યું હતું કે દેશની વસ્તી તથા પેદાશમાં મોટો વધારો થયોછે, પણ વપરાતા નાણામાં કંઈ વધારે થયો નથી અને તેની અસર આપણે એમ બતાવી હતી કે નાણાનું મૂલ્ય ઘણું વધી જશે. પણ હંમેશાં જ્યારે નાણાંનું મૂલ્ય વધેછે, ત્યારે તેની છતનું વધવાનું પણ વળણ થાયછે અને જેમ વેપાર વધેછે તેમ નાણાંને બદલે નોટ, ચેક, હુંડિયો વિગરે વાપરવામાં આવેછે. આવા કારણોને લીધે આપણ દાખલામાં બતાવ્યા પ્રમાણે નાણાનાં મૂલ્યમાં ભારે ફેરફાર વ્યવહારમાં પડતા નથી.

**કેલીફોર્નિયા અને ઓસ્ટ્રેલિયામાં સોનું જડી આવવાથી થયેલી અસર.** આપણે બીજા દાખલામાં એમ ધાર્યું હતું કે દેશમાં ફરતાં નાણાં એકદમ વધી જાયછે ને દ્રવ્ય અથવા વસ્તીમાં કંઈ વધારો થતો નથી. સને ૧૮૫૦ માં ઓસ્ટ્રેલિયા અને કેલીફોર્નિયામાં સોનું ખુબ જડી આવવાને લીધે દેશોમાં ફરતા નાણાં ઘણા વધી પડયાં હતાં. સને ૧૮૫૦ ના વર્ષ પહેલાં દરવર્ષે બધી દ્વારાએ મળી ૧૦૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું સોનું ઉત્પન્ન થતું પણ સને ૧૮૫૨ થી ૧૮૫૭ના પાંચ વર્ષમાં તેટલું સોનું તો ફક્ત ઓસ્ટ્રેલિયા તેમજ કેલીફોર્નિયાના સોનાના ક્ષેત્રોમાંથી ઉત્પન્ન થવા માંડયું. આમ થયું તે વખતે ઘણા વજનવાળા માણસોનું એમ ધારવું હતું કે સોનાના વાર્ષિક ઉત્પન્નમાં આવો મોટો વધારો થવાને લીધે સોનાનું મૂલ્ય ઝડપથી ઘટશે અને સામાન્ય કિંમતો ઘણી ચઢશે. પણ આ અનુમાન હજુ સુધી ખરૂં પડયું નથી; કેટલીક મુદત સુધી એમ લાગ્યું કે સોનાના વધારે ઉત્પન્નથી સામાન્ય કિંમતો ઉપર બિલકુલ પણ અસર થઈ નથી પણ બરોબર ચોકસાઈ કરતાં એમ ઠર્યું કે સને ૧૮૭૦ના વર્ષમાં સને ૧૮૫૦ કરતાં સોનાનું મૂલ્ય ૧૫ ટકા ઘટયું હતું. પણ સોનાના ઉત્પન્નમાં જે ભારે વધારો થયો હતો તેના પ્રમાણમાં તેના મૂલ્યમાં આ જે સેહેજ ઘટાડો થયો તે છેક નહિ જેવો છે. ત્યારે સોનાના વાર્ષિક ઉત્પન્નમાં ઘણો ભારે વધારો થયો પણ તેના મૂલ્યમાં તો છેક નહિ જેવો ઘટાડો થયો તેનું કારણ શું?

એમ થવાનું કારણ સોનાની અક્ષય્યતા છે; એટલે જો કે સોનાનું વાર્ષિક ઉત્પન્ન એકદમ ૩૦૦ ટકા વધ્યું પરંતુ દુનિયામાં વપરાતા કુલ સોનાના સમૂહમાં તેથી ઘણા થોડા પ્રમાણમાં વધારો થયો. સન ૧૮૫૦ પહેલાં આખી દુનિયામાં કુલ કેટલું સોનું વપરાતું હતું તે બરોબર જાણી શકાય તેમ નથી પણ વજન રાખવા લાયક માણસોએ તે ૫૬૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું હતું એમ ઠેરવ્યું છે. હવે જે નવું સોનું જડયું તેથી એક અમુક વર્ષમાં આ જે કુલ સોનું હતું તેમાં કંઈ ૫$\frac{1}{2}$ ટકાથી વધારે વધારો થયો નથી; અને સોનાના નવા ક્ષેત્રો હાથ લાગ્યા પછી દુનિયામાં વપરાતું કુલ સોનું બમણું થવાને ૨૦ વર્ષથી વધારે લાગ્યાં.

વળી ખુબ સોનું ઉત્પન્ન થવાની વાત થોડા વર્ષ લગીજ ચાલી. સને ૧૮૫૬માં સોનાનું વાર્ષિક ઉત્પન્ન ૩૨૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું થઈ ગયું હતું તે સને ૧૮૬૦માં ઉતરીને ૧૮૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમત ઉપર આવી ગયું હતું અને સને ૧૮૮૧ માં તે ૨૧૫૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું હતું. પણ સોનાનું ઉત્પન્ન ખુબ વધ્યું પણ તેનું મૂલ્ય તો ઘણુંજ થોડું ઘટયું તેનું મુખ્ય કારણ તો એ છે કે જે વખતે સોનાનું ઉત્પન્ન વધ્યું તેજ વખતે એકદમ કેટલાક નીચે બતાવેલાં કારણોને લીધે ધંધો વેપાર ઘણો ખીલી નિકળ્યો. અને તેથી નવું સોનું કિંમતોમાં કંઈ દિસી આવે એવો વધારો કર્યા શિવાય, કામે લાગી ગયું.

૧. ધંધાઓમાં તથા આવવા જવાનાં સાધનોમાં વરાળશક્તિ વાપરવાથી વિલાયતનો તેમજ બધી સુધરેલી દુનિયાનો વેપાર ખીલ્યો.

૨. વિલાયતમાં અબાધિત વેપાર ચલાવવાથી વેપાર એકદમ અપૂર્વ ઝડપથી વધ્યો. સને ૧૮૪૮ માં વિલાયતની નિકાશ ૬૦૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતની હતી તે વધીને ૧૮૬૦ માં ૧૩૫૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતની થઈ અને આખરે ૧૮૮૩ માં ૨૫૦૦૦૦૦૦૦૦ રૂપિયા સુધી પહોંચી ગઈ. આવી રીતનો વેપાર વધવાથી જે વધારે વેચાણ લેવાણ થયું તેમાં નવું સોનું ઘણું કામે લાગી ગયું.

૩. આપણા દેશનાં રેલવે અને એવાં બિજા ઉપયોગી બાંધકામો વિલાયતની મુડીથી બંધાવા લાગ્યાં ને તે કારણ સારૂ કરોડો રૂપિયાનું રૂપું વિલાયતથી આપણા દેશનાં કર્મકારોને મુસારો આપવા વિગરે સારૂ

મોકલવામાં આવ્યું. આ રૂપું ઘણું ખરૂં ફ્રાન્સ અને બિજા દેશોમાં ચલણમાં જે રૂપું હતું તે કાહાડી નાંખી મેળવવામાં આવ્યું હતું અને તે દેશોમાં તેને બદલે સોનું ચલણમાં વાપરવા માંડયું. એમ ગણવામાં આવેલુંછે કે સાત વર્ષમાં વિલાયતના ૪૩૦૦૦૦૦૦ રૂપિયા ઉપર કહેલાં કામ સારૂ વાપરવામાં આવ્યા.

૪. વળી ફ્રાન્સ, જર્મની અને બિજા દેશોએ રૂપાને બદલે સોનાનું ચળણ દાખલ કર્યું તથા ઇટાલી અને યુનાઇટેડ સ્ટેટસ જ્યાં અત્યાર સુધી નાણાં નહિ મળીશકે એવી કાગળની નોટોથી વ્યવહાર ચાલતો હતો ત્યાં નાણામાં આપ લે કરવાનું ઠર્યું તેથી સોનાનો ખપ વધ્યો.

કેટલાકનું એમ ધારવું છે કે આ ઉપર કહેલા કારણો એકઠા મળવાથી સન ૧૮૫૦ માં જે સોનું જડી આવ્યું તેથી થતી અસર છેક નાબુદ થઇ ગઇ છે. ને તેઓનું એમ કહેવું છે કે સન ૧૮૭૪ થી સને ૧૮૮૩ ના વર્ષોમાં સોનું વધી પડવાને બદલે ઉલટી તેની ખોટ પડીછે અને તેને લીધે તેનું મુલ્ય વધ્યુંછે અને તેથી કિંમતો ઘટીછે. આ તેમનું કહેવું ખરૂં હોય કે ખોટું પણ એટલું તો ખરૂં કે સોનાનું વાર્ષિક ઉત્પન્ન ખુબ વધી પડયું તેના પ્રમાણમાં તેના મૂલ્યમાં છેક ઘણો થોડો ઘટાડો થયો તેનું કારણ ઉપર કહેલી હકીકતોમાંથી મળી આવશે. એ વાત ધ્યાનમાં રાખવાની છે કે નવું સોનું એકદમ કામે લાગી જવાનાં જે જે કારણો ગણાવ્યાં તેને નવું સોનું જડી આવવાની વાત સાથે કંઇ પણ સંબંધ ન હોતો; સોનાનાં ક્ષેત્રો જડી આવ્યા હોત કે નહિ તો પણ વિલાયતના વેપારનું ખીલવું, અબાધિત વ્યાપારને લીધે વસ્તી અને દ્રવ્યમાં વધારો, અને પૂર્વમાં વેપારનું વધવું તો થાતજ. આ વાતો કંઇ સોનાની છત વધવાથી બની આવી એમ નહોતું. જો નવું સોનું વેપાર અને વસ્તી સ્થાયી હોત એવે વખતે જડી આવ્યું હોત તો સોનાની ખાણ જેના તાબામાં હોત તે દેશ શિવાય બિજા કોઇને કંઈ પણ ફાયદો થાત નહિ; અને ખાણ જેના તાબામાં હોત તે દેશને પણ તેમની વેચાતી લેવાની શક્તિ વધત તોજ ફાયદો થાત. પ્રોફેસર કેયર્ન્સ કહેછે કે ઓસ્ટ્રેલિયા અને કેલીફોર્નિયાએ પોતાના કબજામંનું સોનું આપી બિજા દેશો પાસેથી જેટલી ખીજી ચીજો લીધીછે તેટલોજ તેમને ફાયદો થયોછે. તેમને બિજો ફાયદો એ થયોછે કે સોનાનાં નવા

ક્ષેત્રો જડી આવવાને લીધે ઘણા લોકો ત્યાં જઈ વસ્યા. વિક્ટોરિયા સંસ્થાનની વસ્તી સને ૧૮૫૧ થી ૧૮૫૭ વચેના વર્ષોમાં ૭૭૦૦૦ થી વધીને ૪૧૦૦૦૦ માણસોની થઈ; અને આવી રીતે ઝડપથી વસ્તી વધવાથી પરિણામે તે સંસ્થાનની સંપત્તિ ખીલીછે અને તેથી તેનું દ્રવ્ય વધેછે.

નવું સોનું જડી આવવાથી વેપારી વર્ગને ઘણો ફાયદો થયોછે કારણ કે વેપાર ખીલવાથી વિનિમયના સાધનની છત વધારવાની ઘણીજ જરૂર હતી તેજ તાકડે તે છત વધી. જો વેપાર મંદ હોત તે વખતે સોનું જડી આવ્યું હોત તો ભારે અગવડ ને નુકસાન થઈ પડત. સોનાના મુલ્યમાં ફેરફાર થઈ જવાથી સઘળાં નાણાં સંબંધી કરારોમાં ગરબડ થઈ જાત. બધા પાસે નાણાં તો વધત પણ તેની વેચાતી લેવાની શક્તિ ઘટી ગઇ હોત; એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે જો બધી ચીજોની કિંમતો બમણી થઈ જાય તો પ્રથમ જે માણસને મહિને ૪૦ રૂપિયા મળતા હોય તેને હવે ૮૦ મળે તો તેથી તેને કંઈ ફાયદો થાય નહિ; કારણ કે પહેલાં ૪૦ રૂપિયાની જેટલી ચીજો આવતી તેટલીનાજ હવે ૮૦ રૂપિયા પડશે. મો. બારિયાના આ ભાગના બિજા પ્રકરણને છેડે આપેલા દાખલા ઉપરથી આ વાત બરોબર સાબિત થાયછે.

## પ્રકરણ ૪ ઉપર સવાલો. નાણાંનું મૂલ્ય.

૧. નાણાંની કિંમત એ શબ્દો અર્થ વિનાના છે તેનું કારણ શું?

૨. નાણાનું મૂલ્ય એટલે શું? નાણાંનું મૂલ્ય બદલાતું નથી એમ કેટલીક વખતે ધારવામાં આવેછે તે ખરૂં છે? ને ખોટું છે તો શામાટે?

૩. નાણાંને તેના મૂલ્યના સંબંધમાં કયા વર્ગની ચીજોમાં મુકાય?

૪. કિંમતી ધાતુઓનું મૂલ્ય શી રીતે નક્કી થાયછે?

૫. રૂપાના મૂલ્યમાં એટલે તેની વિનિમયશક્તિમાં શા કારણોથી ઘટાડો થયોછે?

૬. સોના અને રૂપાનો ખપ જગાડનારાં મુખ્ય કારણો ગણાવો.

૭. દેશના દ્રવ્ય તથા વસ્તી ઉપર નાણાંના ખપનો કેવી રીતે આધાર રહેલોછે તે સમજાવો.

૮. વેપારની ભારે આપલે નાણાંના ઉપયોગ વગર કેવી રીતે ચલાવવામાં આવેછે? દાખલો આપો.

૯. ચીજો વપરાતાં પહેલાં નાણાં સારૂ ઘણીવાર વેચાતી અપાય લેવાય ત્યારે નાણાંનો ખપ કેવી રીતે વધેછે તે દાખલો આપી સમજાવો.

૧૦. ખપ વધવાથી નાણાંના મૂલ્ય ઉપર થતી અસર દાખલો આપી બતાવો.

૧૧. છત વધવાથી નાણાંના મૂલ્ય ઉપર થતી અસર દાખલો આપી બતાવો.

૧૨. આ દાખલાઓમાં બતાવેલા પરિણામ વ્યવહારમાં થાયછે? ને નથી થતા તો તેનું કારણ શું?

૧૩. સોના તથા રૂપાનો ખપ વધ્યાથી થતી અસર ઘણું ખરૂં કયા કારણોથી નાબુદ થાય છે?

૧૪. સોનાની નવી ખાણો જડી આવવાથી નાણાંના મૂલ્ય ઉપર શી અસર થઇ છે?

૧૫. સોનાનાં મૂલ્યમાં તેની છતના પ્રમાણમાં ઘણોજ થોડો ઘટાડો થવાના કારણો ગણાવો. અને તેમની સોનાના ખપ ઉપરની અસર બતાવો.

૧૬. સોનાની નવી ખાણો જડવાથી વિલાયતની વસ્તી વધી તથા વેપાર ધમધોકાર ચાલ્યો કે શું?

૧૭. સોનાની આવક વધી તેજ વખતે દ્રવ્ય અને વસ્તીમાં વધારો ન થયો હોત તો શું પરિણામ થાત?

---

૧. ધારો કે એક બેટ છે કે જેને દુનિયાના બિજા કોઈ ભાગ સાથે વેપારનો સંબંધ નથી. હવે કોઈ કરોડાધિપતીની એ બેટના લોકોને ફાયદો કરવાની ઇચ્છા છે. હવે તે બેટના દરેક માણસ પાસે જેટલા નાણાં છે તે બમણાં કરી આપે તો તે લોકોને ફાયદો કરવાની તેની ધારણા પાર પડશે કે કેમ?

૨. ધારો કે વસ્તી તથા વેપાર વધેછે, ને તેથી મુસારો લેનારા માણસોની સંખ્યા બમણી થાયછે, તેમજ પહેલાં કરતાં બમણું વેચાણ લેવાણ થાયછે. હવે નાણાંની છત પહેલાં જેટલી રહી હશે તો સામાન્ય મુસારા તથા કિંમતો ઉપર શી અસર થશે.

૩. બે વાહાણો છે તેમાનું એક સોનાથી ભરેલું છે અને બિજું તેટલીજ કિંમતના ધાન્ય ઉન વિગરેથી ભરેલું છે. હવે એ બે માંથી ગમે તે એક વાહાણનો નાશ થવોજ જોઇયે એમ નક્કી થયું છે. ત્યારે એ બેમાંથી કયા વાહાણનો નાશ થવાનું તમે પસંદ કરશો!

૪. વિલાયતમાં કોયલા અને લોઢાની ખાણો હોવાને બદલે સોનાંની ખાણો હોત તો તે દેશનું દ્રવ્ય વધત?

# ભાગ ૩ જો.

## દ્રવ્યના વિભાગ—પ્રવેશક.

**દ્રવ્યના ત્રણ વિભાગ થાયછે જમીનભાડું, મુસારો અને નફો.** દ્રવ્યઉત્પાદન વિશેના ભાગમાં આપણે કહી ગયા છિયે કે ઉત્પાદનમાં ત્રણ સાધન કામે લાગેછે: જમીન, મેહેનત અને મુડી. ત્યારે એ વાત સ્પષ્ટ છે કે, તેમના કામે લાગવાથી ઉત્પન્ન થએલું દ્રવ્ય ઉત્પાદનના આ ત્રણ સાધનોના જે અનુક્રમે માલીક હોય તેઓમાં વેહેંચાવું જોઇયે; આ માલીક જમીનદાર, કર્મકાર અને મુડીદાર છે. જમીનના માલિકને જે ભાગ મળેછે તેને જમીનભાડું કહેવામાં આવેછે, કર્મકારને જે મળેછે તે મુસારો કહેવાયછે અને મુડીદારને જે ભાગ મળેછે તેને નફો કહેછે. ત્યારે આ પ્રમાણે દ્રવ્યના ત્રણ વિભાગ થાયછે; જમીનનું ભાડું, મેહેનતનો મુસારો, અને મુડી ઉપરનો નફો. હવેના પ્રકરણોમાં આ ત્રણ ભાગોનું એક બિજા સાથે શું પ્રમાણ હોયછે તે બતાવવામાં આવશે અને જે પ્રસંગોને લીધે તેમાનાં એકમાં વધારો અને બિજામાં તેટલોજ ઘટાડો થાયછે તે સમજાવવામાં આવશે: જેમ કે સામાન્ય નફાનો દર ઓછો થાય તો ભાડું વધશે તેનું કારણ શું તે સમજાવવામાં આવશે. દ્રવ્યના વિભાગ નક્કી કરનારા ધારાઓ જો બરોબર સમજવામાં આવે તો પછી આ અને એવા બિજા ઘણા મનોરંજક સવાલોનો જવાબ આપવો સહેલ થઇ પડશે.

**ભાડું, મુસારો, અને નફો જુદા જુદા દેશોમાં જુદી જુદી રીતે વેહેંચાયછે.** ખેતીના ધંધામાં વિલાયતમાં તો હમેશાં ભાડું, મુસારો અને નફો લેનારા ત્રણે જુદા જુદા માણસો હોયછે એટલે જમીનદાર, કર્મકારો અને મુડીદાર. આપણા દેશમાં જેમ ઘણી ખરી જમીનના માલીક સરકાર છે તેમ ત્યાં નથી. જમીનદારો કે જે જમીનના માલીક હોયછે તેની પાસેથી મુડીદારો જમીન ઇજારે રાખેછે ને તેઓ તેને કર્મકારો રાખીને ખેડાવેછે. સ્વિટ્ઝરલાંડ, નારવે અને યૂરોપના બિજા કેટલાક દેશોમાં જમીન, મેહેનત અને મુડીનો માલિક એકજ માણસ હોયછે. એટલે ત્યાં ખેડુતની પોતાની માલકીની જમીન હોયછે ને તે પોતાનીજ મુડી અને પોતાની જાત મેહેનત વડે

જમીન ખેડેછે. આપણા દેશમાં મેહેનત અને મુડીનો માલીક એક હોયછે અને જમીનના માલિક સરકાર હોયછે. એટલે ઉત્પન્ન થયેલું દ્રવ્ય બે જણા વેહેંચી લેછે. જે ઠેકાણે ખેડુત પોતેજ જમીન, મેહેનત અને મુડીનો માલીક હોયછે ત્યાં તેમની સ્થિતિ ઘણીજ ઉત્તમ હોયછે કારણ કે તેના મનને એમ નિરાંત હોયછે કે જેટલી મુડી હું જમીનમાં નાંખીશ તેનો સઘળો ફાયદો મનેજ મળશે. વળી પોતાની જાત મેહેનતથી જેવું કામ થાય તેવું ભાડે આણેલા કર્મકારથી થાય નહિ કારણ કે તેવા કર્મકારની તો જેમ તેમ કરી દાહાડો પુરો કરી પોતાનો રોજ સહી કરવા ઉપર દાનત હોયછે. પણ ખેડુ પોતે પોતાની જમીનપર મેહેનત કરતો હોયછે તેને એમ હોંશ હોયછે કે જેમ હું સારી મેહેનત કરીશ તેમ મને ફાયદો છે. આવા કારણોને લીધે સ્વિટ્-ઝરલાંડ, નોરવે વિગરે દેશોમાં જો કે જમીન બિલકુલ સારી નથી તોપણ જમીન ખેડુતોની માલકીની હોવાથી ખેતી એવી તો સારી થાયછે કે ફળદ્રુપમાં ફળદ્રુપ દેશમાં પણ થતી નહિ હોય; ને સાધારણ ખેડુ-તને પોતાના ચુના ગચ્ચીના ઘરો, વાડી, ઢોરઢાંકર વિગરે હોયછે. વિલાયતમાં જમીનદાર મુડિદાર અને ખેડનાર ત્રણે જુદા છે અને હમેશાં સ્પર્ધાથી કામ ચાલેછે તેને લીધે ખેતી સારી થતી નથી ને ખેડુ-ઓની સ્થિતિ ખરાબ છે એમ કહેછે. મુડીદારને પૈસા ખરચવાની હોંશ હોતી નથી કારણ કે તેને એમ હોયછે કે જો જમીનની પેદાશ વધી તો તેનો ફાયદો જમીનદાર ભાડું વધારીને લઈ જશે. આપણા દેશમાં સરકાર જમીનના માલીક છે ને તે જમીનનું ભાડું લેછે. બંગા-લામાં ઘણે ઠેકાણે આ ભાડું કેટલું લેવું તે હમેશાને સારૂ નક્કી ઠરાવ્યું છે ને તેમાં વધઘટ કરી શકાય નહિ. આમ કરવાથી ખેતીવાડીમાં સુધારો સારો થઈ શકેછે કારણ કે જમીનદારને એમ ભરોસો હોયછે કે નાણાં ખરચી જમીન શુધારીશ તેનો બધો ફાયદો મનેજ મળશેઃ સરકારથી લેવાય તેમ નથી. પણ ત્યાં જોકે જમીનદારો ઘણા ન્યાહાલ થઈ ગયાછે તોપણ જે જમીન ખેડનારા છે તેમની હાલત જોઇયે તેવી સારી નથી. ત્યાં સ્વિટ્ઝરલાંડની માફક મુડીદાર અને મેહેનત કરનાર એક નથી. જમીનદારો પોતે પોતાની જમીન છુટક છુટક ખેડુઓને સાંથી દેછે પણ આ ખેડુઓને જમીન ઉપર પૈસા ખરચવાની અથવા સારી મે-

હેનત કરવાની હોંસ થતી નથી કારણકે તેઓને કંઇ પોતે હમેશાં સારૂ એડુ રેહેશે અને જમીનની ઉપજ વધી ફાયદો થશે તે પોતાનેજ મળશે એવો ભરૂસો હોતો નથી. જો જમીનની ઉપજ વધી તો જમીનદાર વધારે સાંથ લેવાનો અથવા બિજો કોઇ એડુ વધારે સાંથ આપનાર મળ્યો તો જુનાને કાઢી તેને રાખવાનો. આવી રીતનું એડુનું દુઃખ ઓછું કરવા ઇંડીયા સરકારે સને ૧૮૮૫ની સાલમાં 'ટેનન્સી આકટ" પસાર કર્યો છે તેથી એડુઓને ઘણા કાયમ હકો આપવામાં આવ્યા છે તથા જમીનદારો ઉપર એડુને કહાડી મુકવા સંબંધી નિર્બંધ નાંખવામાં આવ્યાછે. પણ જો કે જમીન ભાડું હમેશાંને માટે એકજ ઠરાવ્યું તે સારૂ થએલું છે તોપણ એક રીતે જોતાં તેમાં મોટી ભુલ થયેલી છે. જમીનદારો જે ખેતીમાં સુધારો વિગેરે કરીને પોતાને ફાયદો કરે તે તો તેમનેજ મળવો જોઇયે નિકર તેમ કરવાની તેમને હોંશ થાય નહિ. પણ ખેતીની પેદાશની કિંમત વધવાથી જે ફાયદો જમીનદારને થાય તેમાંથી જો સરકારને ભાગ મળે તો જમીનદારને કંઈ બુમ પાડવા સરખું નથી કારણ કે તે કંઈ તેની મેહેનત અથવા મુડીથી નહિ પણ અનાયાસે થયેલો ફાયદો છે. અને આવી રીતે અનાયાસે થયેલા ફાયદામાંથી સરકાર કે જે ખરૂં જોતાં જમીનના માલીક છે તેમને ભાગ મળે તો તેમાં કંઇ ખોટું નથી. જો હમેશાંને સારૂં ભાડું નક્કી ઠરાવતી વખતે એમ ઠરાવ્યું હોત કે ખેતીની પેદાશની કિંમતમાં વધારો થાય તો તે પ્રમાણમાં ભાડું વધારવું તો જમીનદાર ઉપર કંઈ સખ્તાઈ પણ થાત નહિ તેમજ પ્રજાને ફાયદો થાત કારણ કે હાલમાં તે ઠરાવ કર્યો તે વખતના કરતાં અનાજ વિગેરે ખેતીની પેદાશની કિંમત ઘણી વધી ગયેલીછે ને જો તેમાંથી સરકારને ભાગ મળતો હોત તો તેટલી મોટી રકમ જેટલો બિજા લોકો ઉપરથી કર ઓછો કરી શકાત. મુંબાઈ ઈલાકામાં અને બિજે ઠેકાણે ભાડાનો આંકડો ઠરાવવામાં આવેછે તે ત્રીસ વર્ષ લગી ચાલેછે ને ત્યારપછી પાછો ફરી તપાસીને નક્કી કરવામાં આવેછે ને તે બિજા ત્રીસ વર્ષ ચાલેછે; પણ આ ગોઠવણમાં એડુતને પૈસા ખરચવાની તથા મેહેનત કરવાની જોઇયે તેટલી હોંશ રહેતી નથી. કારણ કે તેના મનમાં એ ફીકર છે કે હું નાણા ખરચીને જાત તોડીને મેહેનત કરીશ તેનો ફાયદો હમેશાં મારી પાસે રેહેવાને બદલે બિજા

લઈ જશે. આ બાબતમાં એમ કરવામાં આવે કે હમેશાંને સારૂ એકજ આંકડો ઠરાવવો ને તેમાં ફેરફાર ફક્ત જો ખેતીની પેદાશની કિમતમાં ફેર પડે તોજ કરવો તો ખેડુને ઠીક થાય અને સરકારના હક જળવાય.

## સવાલો.

૧. દ્રવ્યના વિભાગના નામ આપો ને તેમાંનો દરેક કઈ ઉત્પાદક શક્તિનો બદલો છે તે કહો.

૨ આ વિભાગ લેનારા માણસો શું હમેશાં જુદા જુદા હોય છે? ને જ્યાં જુદા નથી હોતા ત્યાં શી શી જુદી જુદી રીતો ચાલેછે તે દાખલા આપી બતાવો.

૩. પોતાની માલકીની જમીન ખેડનારા ખેડુઓની સ્થિતિ સાંથે ખેડનારા ખેડુઓના કરતાં સારી હોયછે કે કેમ? ને સારી હોય છે તો તેમ થવાનું કારણ શું?

૪. બંગાળામાં અને હિંદુસ્તાનમાં બિજે ઠેકાણે જમીનભાડાનો આંકડો એક સરખીજ રીતે લેવાયછે કે બિજી રીતે? જો બિજી રીતે હોય તો તે બેમાંથી કઈ રીત સારી છે અને તેઓની ખેડુની સ્થિતિ પર શી અસર થઈ છે તે બતાવો.

## પ્રકરણ ૧ જમીનભાડું.

**જમીનભાડાની વ્યાખ્યા.** દ્રવ્યનો જે ભાગ જમીનના માલીકને મળેછે તે જમીનભાડું અને તેમની જમીન વાપરવા દેવાની તેમને તે કિંમત મળેછે. જમીનભાડું કેટલાક દેશમાં રીવાજથી નક્કી થાયછે ને કેટલાકમાં સ્પર્ધાથી નક્કી થાયછે. આપણા દેશમાં જે ભાગવટીનો ચાલ છે તે રીવાજ પ્રમાણે નક્કી થયેલું જમીનભાડું છે. રાજા ખેડુ પાસેથી પેદાશનો એક અમુક હિસ્સોજ લે એવો રીવાજ પડી ગએલો હોયછે. ખેડુ તેથી ઓછું આપી શકતો નથી ને રાજા તેથી વધારે લઈ શકતો નથી. વિલાયતમાં જમીનભાડું સ્પર્ધાથી નક્કી થાયછે. જમીનભાડું સ્પર્ધાથી નક્કી થાય છે એનો અર્થ એ કે કેટલીક શરતો કરીને જમીનનો માલીક હમેશાં સૌથી વધારે કિંમત આપવાને કબુલ થનાર ખેડુને પોતાની જમીન ભાડે આપે છે. જ્યારે જમીનભાડાં આવી રીતે નક્કી થાયછે ત્યારે બિજી કોઈ સાધારણ

ચીજના વેચનાર લેનાર વચે જેમ સોદો થાયછે તેમજ જમીનદાર અને જમીન ભાડે રાખનાર વચ્ચે થાયછે.

સ્પર્ધાથી નિયમિત થતું જમીનભાડું કયા ધોરી નિયમોને અનુસરીને નક્કી થાયછે તે પ્રથમ સમજાવીશું. અને પછી ટુંકામાં રીવાજથી ચાલતી બિજી રીતો વિષે કહીશું. જમીનના માલીક જમીન જેવી ચીજ કે જે તેમને અથવા બિજા કોઇયે ઉત્પન્ન કરી નથી તેના માલીક કેમ થયા તે વિષે તપાસ કરવાની જરૂર નથી. જમીન ગમે તે કોઇ માણસના પણ તાબામાં હોયછે એ વાત કબુલ રાખવી એજ બસ છે. અને આ વાત કબુલ રાખવા ઉપરજ આ ભાગમાં આણેલાં અનુમાનોનો આધાર રહેલોછે. જમીનભાડું તે જમીનના માલીકોએ જમીન સ્વાધીન કર્યાની અસર છે. જમીનનો વિસ્તાર દુનિયાપર છે તેટલોજ છે તેમાં કંઈ વધારો થાય તેમ નથી અને તેનો ખપ જ્યાં ત્યાં હોવાને લીધે જમીનના માલીકો હમેશાં તેનું ભાડું ઉપજાવી શકેછે. એ વિષે મીલ કેહેછે કે "જમીનના માલિકો જમીનનું ભાડું લઈ શકે છે તેનું કારણ એ છે કે જમીન એવી ચીજ છે કે તે ઘણાને જોઇયે છિયે અને તે જમીનના માલીકો શિવાય બિજા કોઈ પાસેથી મળી શકે તેમ નથી."

**જમીનભાડાના સ્વરૂપનું વધારે પૃથક્કરણ.** ખેતી કરવાની જમીનનું ભાડું બે વાતને આધારે નક્કી થાયછે; જમીનની ફળદ્રુપતા અને સઘવડ ભરેલી સ્થિતિ. જો આ બેમાંથી એક પણ સરત કોઈ જમીનમાં બિલકુલ નહોય તો તેનું કંઈ ભાડું ઉપજે નહિ. કારણકે જે જમીન એવી વેરાન હોય કે તે ખેડવાને વાપરેલી મુડી અને મેહેનતને પુરો બદલો ન મળે એવી તેમાંથી પેદાશ થાય તો તેવી જમીનનું કોઈ ભાડું આપશે નહિ. તેમજ જમીન ગમે તેવી ફળદ્રુપ હોય પણ કવગી જગાએ આવી હોય તો તેનું પણ કોઈ ભાડું આપશે નહિ.

કોઇપણ દેશમાં જમીન બધી રીતે એક સરખી હોતીજ નથી. એકને એક દેશમાં ફળદ્રુપતા અને વગ પડતી સ્થિતિ એ બે ગુણો જુદી જુદી જમીનોમાં વધારે ઓછા હોયછે, ને જો જમીનભાડું સ્પર્ધાથી નક્કી થતું હોય તો એક બિજી જમીનની *ઉત્પાદકશક્તિમાં

* આ ઠેકાણે તેમજ બિજાં ઠેકાણાઓએ પણ ઉત્પાદકશક્તિ એ શબ્દમાં ફળદ્રુપતા અને વગ પડતી સ્થિતિ બન્નેનો સમાવેશ થાયછે.

જેટલો ફેર હોય તેજ પ્રમાણમાં તેમના ભાડામાં પણ તફાવત હોવો જોઇયે. એટલે બે ખેતરમાંથી જો એકની ઉત્પાદકશક્તિ વધારે હોવાને લીધે તેમાંથી બિજાના કરતાં મુડી અને મહેનતપર વધારે બદલો મળે તો વધારે ઉત્પાદક ખેતરનું ભાડું બિજા ખેતરના ભાડા કરતાં વધારે હશે, અને આ વધારો બિજા ખેતર કરતાં પહેલાં ખેતરમાં જે ફાયદાઓ છે તેની કિંમતની બરોબર હશે. પણ એ સવાલ રહેછે કે એ બે ખેતરોના ભાડાની રકમ શા પ્રમાણે નક્કી થાયછે? એ વાત તો ખરી કે ઓછા ઉત્પાદક ખેતરના કરતાં વધારે ઉત્પાદક ખેતરનુ ભાડું વધારે ઉપજશે, પણ પ્રથમ થોડા ઉત્પાદક ખેતરનુંજ ભાડું શા પ્રમાણે નક્કી થાયછે? આ સવાલોનો જવાબ આપવા માટે જમીનભાડા સંબંધીનો અર્થશાસ્ત્રી રિકાર્ડોનો સિદ્ધાંત સમજવાની જરૂર પડશે.

**રિકાર્ડોનો જમીનભાડા વિષેનો સિદ્ધાંત.** ખેડવામાં આવતી સૌથી ખરાબ જમીન કે જેનું ફક્ત નામનુંજ ભાડું ઉપજી શકે છે તેની ઉત્પાદકશક્તિથી ઉપલા દાખલામાંના ઓછા ઉત્પાદક ખેતરની ઉત્પાદકશક્તિ જેટલી વધારે હોય તેનું નાણામાં મૂલ્ય કરિયે તે એ ઓછા ઉત્પાદક ખેતરનું ભાડું. રિકાર્ડોનો સિદ્ધાંત આપણે ઉપલા વાક્યમાં સંક્ષિપ્ત રીતે કહ્યો ને હવે આપણે તેને સાબીત કરીશું. દરેક દેશમાં એવી તો જમીન હોયછે કે જે કાં તો એવી વેરાન હોય અથવા તો એવીકવગી જગાએ આવેલી હોય છે કે તેમાંથી ફક્ત એટલીજ ઉપજ થાય કે તેને ખેડનારા કર્મકારોને મુસારો અને તેનાપર કામે લગાડેલી મુડીને નફાનો સાધારણ દરજ મળી રહે ને તે ઉપરાંત કંઈ રહે નહિં. આવી જમીનનું કંઈ પણ ભાડું ઉપજી શકે નહિ. કારણ કે ફક્ત કર્મકારને મુસારો અને મુડીને સાધારણ નફો આપવામાંજ બસ થાય છે. એવી તેની પેદાશમાંથી જો ભાડું આપવાનું હોય તો ખેડુતને પોતાની મુડી ઉપર સાધારણ નફો પણ પરવડશે નહિ; ને તેથી જો એવી જમીનનું ભાડું લેવામાં આવે તો તે ખેડાતી બંધ પડશે કારણ કે જે ધંધામાં નફાના સાધારણ દરથી ઓછું પરવડે તેવા ધંધામાં માણસો પોતાની મુડી રોકશે નહિ.

**ખેડાણની સીમા.** ત્યારે ખેડવામાં આવતી સૌથી ઓછી ઉત્પાદક જમીન કે જેનું કંઇ ભાડું ઉપજતું ન હોય તેની પેદાશ કરતાં

કોઈ અમુક જમીનની જેટલી વધારે પેદાશ થાય તે ઉપરથી તે અમુક જમીનનું ભાડું નક્કી થાયછે. ખેડવામાં આવતી સૌથી ઓછી ઉત્પાદક જમીન કે જેનું કંઈ ભાડું આવતું નથી તે ખેડાણની સીમા ઉપર છે એમ રિકાર્ડો કહેછે. કારણકે તે જમીનથી જે ઓછી ઉત્પાદક જમીન હશે તેમાંથી ભાડું આપવાનું હોય નહિ તોપણ જો ખેતીની પેદાશની કિંમતમાં વધઘટ થઈ ન હોય તો ખેડુને નફાનો સાધારણ દર પણ પરવડશે નહિ. આ ઉપરથી આપણે રિકાર્ડોના સિદ્ધાંતના વિવેચનના બિજા ભાગ ઉપર આવ્યા.

**ખેડાણની સીમા ઉપર આવેલી જમીન ઉત્પાદકશકતીના ક્રમમાં કઈ પાયરી ઉપર છે તેનાપર ખેતીની પેદાશની કિંમતનો આધાર રેહેછે.** એ વાત તો ખુલ્લી છે કે જુદે જુદે કાળે અને જુદા જુદા દેશોમાં ખેડાણની સીમા ઉપર આવેલી જમીનની ઉત્પાદકશક્તિમાં ઘણો ફેર પડે છે. ખેતીવાડીની પેદાશમાંનો મોંઘામાં મોંઘો ભાગ તૈયાર કરતાં જે ખરચ લાગે તે ઉપરથી ખેતીની પેદાશની કિંમત નક્કી થાયછે, એટલે ખેડાણની સીમા ઉપર આવેલી જમીન ઉત્પાદક શક્તિના ક્રમમાં કેટલામી પાયરીએ છે તે ઉપરથી ખેતીવાડીની પેદાશની કિંમત નક્કી થાયછે. હવે ત્યારે આ સવાલોનો જવાબ આપવો જોઇયે. પ્રથમ તો એ કે જેનું કંઈ પણ ભાડું ઉપજતું નથી એવી ખેડાણમાં આવતી જમીન ઉત્પાદકશક્તિમાં કઈ પાયરીએ હોય તે શા ઉપરથી નક્કી થાયછે? અને બિજું એ કે એક દેશમાં ખેડાણની સીમા ઉપર આવેલી જમીનનું, જો તેજ જમીન બિજા કોઇ દેશમાં આવેલી હોય તો, ઘણું સારૂ ભાડું ઉપજી શકે તેનું કારણ શું? ખેતીવાડીની પેદાશની કિંમત સંબંધી વિચાર કરવાથી આ બન્ને સવાલોનો જવાબ આપી શકાશે. કઇ પાયરીની જમીન ખેડાણની સીમા ઉપર હોવી જોઇયે તે બધા દેશોમાં વસ્તીની જરૂરિયાતો અને તે પુરી પાડવાના તેમની પાસે જે સાધનો હોય તે ઉપર આધાર રાખેછે. ધારો કે કોઈ દેશમાં ધાન્ય પોતાના દેશ શિવાય બિજેથી આણી શકાય તેમ નથી. હવે જો વસ્તી વધે તો તે દેશની પહેલાં ખેડાણમાં નહિ આવતી હોય એવી ઓછી ફળદ્રુપ જમીન ખેડાણમાં લેવી પડશે. આમ થયું એટલે ખેડાણની સીમા નીચી ઉતરી અને તેથી ખેતીની

પેદાશની કિંમત અને જમીનભાડું ચઢવાનું. હવે જો ધાન્ય જોઇયે તેટલું બિજા દેશોમાંથી આણી શકાય એમ હોય તો વસ્તી વધવાને લીધે ધાન્યનો વધેલો ખપ થોડા વખત લગી ખેડાણની સીમા ઉતર્યા શિવાય પુરો પાડી શકાશે. વિલાયતમાં સને ૧૮૭૪ થી સન ૧૮૮૪ સુધી આમ થયેલું છે. તે દેશમાં વધેલી વસ્તીને લીધે વધેલો ખપ બિજા દેશોમાંથી ધાન્ય આણવાનું સુગમ થવાને લીધે પુરો પાડવામાં આવ્યો. આવી રીતે બીજા દેશોમાંથી જોઇયે તેટલું સોંઘું ધાન્ય આવી શકવાને લીધે ધાન્યની કિંમત ઘટી અને તેમ થવાથી ખેડાણની સીમા ઉંચી ચઢી. એ વાત કેટલીક જમીન ખેડાતી બંધ થવાથી અને ખેતીની જમીનના ભાડામાં સામાન્ય ઘટાડો થવાથી પ્રત્યક્ષ થઈ.

જ્યાં ખેતીની પેદાશ સોંઘી હોયછે ત્યાં ખેડાણની સીમા ઘણી ઉંચી હોયછે અને ત્યાં ઘણી ફળદ્રુપ જમીન હોય તેજ ખેડવી પાલવેછે. જેમ ખેતીની પેદાશ મોંઘી થતી જાયછે તેમ ખેડાણની સીમા ઉતરેછે કારણ કે કિંમતો વધવાથી ઓછી ફળદ્રુપ જમીન ખેડવામાં પણ નફો પડેછે. આ વાત ખરી છે એમ બતાવવા આપણે એક દાખલો લઇયે. ધારો કે ખેતીની પેદાશની કિંમત એક તૃતીયાંશ જેટલી વધી. આમ થવાથી ખેડુતોને સામાન્ય દરથી ઘણો ભારે નફો પડશે. પણ તે નફો લેવા બિજા લોકો ઉપરાઉપરી પડશે ને તેથી આ વધારાનો નફો ખેડુતો હમેશાં પોતે રાખી શકશે નહિ. આખરે ખેતરોનું પહેલા કરતાં વધારે ભાડું ઉપજશે અને તેથી જે જમીન પહેલાં ખેડાણની સીમા ઉપર આવેલી હતી અને કંઈ પણ ભાડું આપી શકતી નહોતી તેનું ભાડું ઉપજશે અને જે જમીન પહેલાં વગર ભાડે પણ નફો મળે તેમ ખેડી શકાય તેમ ન હોતું તે હવે ખેડાણની સીમા ઉપર આવશે અર્થાત્ ખેડાણની સીમા નીચી ઉતરશે.

**વસ્તીનો વધારો થવાથી ખેતીની પેદાશની કિંમત વધેછે.** એ વાત ધ્યાનમાં રાખવાની છે કે ખેતીની પેદાશની કિંમત વધે તોજ ખેડાણની સીમા નીચી ઉતરે કારણ કે ખેડાણની સીમાની નીચેની જમીન જો પેદાશની કિંમત વધે તોજ ખેડાણમાં લેવી પરવડે. પહેલાં આપણે બતાવી ગયા છિયે કે ખેતીની પેદાશની કિંમત તેનો ખપ વધે તો વધે અને ખપ જો વસ્તી વધે તો વધે. વસ્તી વધવાથી અવશ્ય

ધાન્યનો વધારે ખપ થવોજ જોઇયે. ને ખપ વધ્યો તો કિંમત પણ વધવાની ને તેથી ખેડાણની સીમા ઉપર જે જમીન હોય તેથી ઓછી ઉત્પાદક જમીન ખેડવાથી પણ નફો પડવા માંડશે, અર્થાત્ કે ખેડાણની સીમા નીચી ઉતરશે.

વસ્તી વધવાથી જમીનભાડું બે રીતે વધેછે. પ્રથમ તો ખેતીની પેદારાનો ખપ વધવાથી તેનું મૂલ્ય વધેછે અને બિજું એ કે ખેડાણની સીમા નીચી ઉતરવાને લીધે જમીનના માલીકને ભાડાતરીકે પેદારાનો પહેલાં કરતાં વધારે ભાગ મળેછે. કારણ કે આપણે આગળ આપેલી વ્યાખ્યા પ્રમાણે જમીનભાડું તે કોઈ અમુક જમીનની ઉત્પાદકશક્તિ અને ખેડાણમાં આવતી ખરાબમાં ખરાબ જમીન કે જેનું કંઇ પણ ભાડું ઉપજતું નથી તેની ઉત્પાદકશક્તિ વચેના તફાવતનું મૂલ્ય છે. તેથી જ્યારે ખેડાણની સીમા નીચી ઉતરેછે ત્યારે પહેલાં કરતાં પણ ઓછી ઉત્પાદકજમીન ખેડવામાં આવવાને લીધે આ તફાવત વધતો જાયછે. અને તેથી બધી જમીનોનાં ભાડાં વધેછે. ધારો કે એક અમુક ખેતરની ઉત્પાદકશક્તિનું મૂલ્ય ૧૦૦ છે એમ કહિયે અને ખેડાણની સીમા ઉપર આવેલી જમીનની ઉત્પાદકશક્તિ ૩૦ છે. ત્યારે પહેલા ખેતરનું ભાડું ૭૦ થશે. પણ ધારો કે ખેડાણની સીમા નીચી ઉતરી ને હવે ૩૦ ને બદલે ૨૦ ઉત્પાદકશક્તિવાલી જમીન ખેડાણની સીમા ઉપર આવી ત્યારે ૧૦૦ ઉત્પાદકશક્તિવાલા ખેતરનું ભાડું હવે પહેલા ૭૦ હતું તે વધીને ૮૦ થશે.

**રિકાર્ડોના સિદ્ધાંતનો ટુંકામાં સારાંશ.** કોઇપણ અમુક જમીનની ઉત્પાદકશક્તિ અને ખેડાણમાં આવતી સઉથી ખરાબ જમીન કે જેનું કાંઇપણ ભાડું આવતું નહિ હોય એટલે કે જે જમીન ખેડાણની સીમા ઉપર હોય તેની ઉત્પાદકશક્તિ વચેનો તફાવત તે તેનું ભાડું. તેથી જો કોઇપણ હકીકતથી ખેડાણની સીમા નીચી ઉતરે તો તેથી ભાડું વધે કારણકે ખેડાણની સીમા નીચી ઉતરવાથી કોઇપણ અમુક જમીનની ઉત્પાદકશક્તિ અને ખેડાણમાં આવતી સૌથી ખરાબ જમીનની ઉત્પાદકશક્તિ વચેનો તફાવત વધેછે.

**વસ્તી એ કાંઈ પ્રજાની આબાદાનીનું ચિન્હ નથી.** રિકાર્ડોનો જમીનભાડા વિષેનો સિધ્ધાંત બરોબર સમજવામાં આવ્યો

હોય તો અર્થશાસ્ત્રના ઘણા ગુંચવણિયા પ્રશ્નો છોડવી શકાશે. આ તેમજ પહેલા ભાગમાં કહેલો સિધ્ધાંત કે ચીજોનો ખપ તે કાંઈ મેહેનતનો ખપ નથી એ બે સિધ્ધાંતજો બરોબર સમજવામાં આવે તો ઘણા લોકો જે ભુલ ભરેલા વિચારો ધરાવેછે તેની ભુલ પકડી શકાશે અને તેવી ભૂલ થતી અટકશે. જેમ કે ઘણી વખતે લોકોને એમ કહેતા સાંભળિયે છિયે અને ન્યુસ-પેપરો એમ લખેછે કે કોઈ દેશ કેટલો આબાદ છે તે તેની વસ્તી ઉપરથી તુરત જણાઈ આવશે એટલે તેઓનું એમ કહેવું છે કે જે પ્રમાણમાં દેશની વસ્તી વધેછે તેજ પ્રમાણમાં દેશની આબાદાની વધેછે. આ કહેવું ઓસ્ટ્રેલિયા જેવા દેશના સંબંધમાં ખરૂં છે. કારણ કે ત્યાં જોઇયે તેટલી ફળદ્રુપ જમીન મળી આવેછે અને તેથી જીંદગીને જરૂરીઆત ચીજો ઘણી સોંધી મળેછે. એવા દેશમાં વસ્તી વધવાથી દેશનું દ્રવ્ય વધેછે કારણકે દેશની ઉત્પત્તિ વધારવાને માટે વધારે મેહેનતની જરૂર છે પણ આપણા જેવા દેશના સંબંધમાં આ વાત ખરી નથી. કારણ કે અહિયાં તો વસ્તીમાં જોઇએ તે કરતાં વધારે વધારો થઈ ચુક્યોછે ને તે પ્રમાણમાં દ્રવ્ય વધ્યું નથી; લોકોના મનમાં સુખનું ધોરણ ઘટતું જાયછે અને ઘણા લોકો તો બિચારા મહા મેહેનતે પોતાનું પુરૂં કરેછે. લોકો પાસે કંઈ પણ સંઘરો હોતો નથી અને જો એક પાક ન પાક્યો તો તુરત ખાવાના સાંસા પડેછે. તાણના વખતમાં એશઆરામની ચીજો લેવી બંધ કરી જરૂરી ચીજો લઈ પુરૂં કરે એમ કરવાનું હોયજ શાનું. તેમને કંઈ પણ એશઆરામ હોય તો એમ બને કેની. તેઓ સારા વખતમાં પણ બચારા દુઃખે પાપે દહાડા કહાડતા હોય તો પછી જરા ખરાબ વખત આવ્યો તો ભુખેજ મરવાનું. ત્યારે એ સ્પષ્ટ છે કે આવી સ્થિતિવાળા દેશમાં ફકત વસ્તીનો વધારોજ એ કંઈ આબાદાનીનું ચિન્હ નથી.

**જમીનભાડું આપવું પડે તેથી ખેતીની પેદાશની કિંમત વધેછે એમ નથી.** રિકાર્ડોના સિદ્ધાંત ઉપરથી એક અગત્યનું અનુમાન કરવામાં આવેલું છે કે ખેતીની પેદાશની કિંમતમાં જમીનભાડાનો સમાવેશ થતો નથી; અર્થાત્ જો સઘળી જમીન ઉપરથી જમીનભાડું માફ કરવામાં આવે તોપણ તેથી ખેતીની પેદાશ જરાપણ સોંઘી થશે નહિ. આ વાત સહેજ વિચાર કરવાથી સ્પષ્ટ થશે. આ-

પણ ઉપર કહી ગયા કે દરેક દેશમાં હમેશાં એવી જમીન હોયછેજ કે જે ખેડાણની સીમા ઉપર હોયછે, ને જેનું કંઈ પણ ભાડું ઉપજતું નથી. ધારોકે એકદમ બધી જમીનો ઉપરના ભાડાં માફ કરવામાં આવ્યાં. આમ થવાથી જમીનદારોને ભાગે નુકશાન થશે ખરૂ પણ તેથી કાંઇ ખેતીની પેદાશના ખપમાં જરાપણ ફેર પડશે નહિ. ધાન્ય તો પહેલાં જોઇતું હતું તેટલુંજ જોઇશે અને તેથી પહેલાં જેટલી જમીન ખેડાણમાં હતી તેટલીને તેટલીજ ખેડાણમાં રાખવાની જરૂર પડશે. એટલે જે જમીન પહેલાં ખેડાણની સીમા ઉપર હતી તથા જેનું કંઈ પણ ભાડું આવતું નહોતું તે પણ ખેડાણમાં રહેવી જોઇયે. પણ જો ભાડાં માફ થવાથી ખેતીની પેદાશની કિંમત ઉતરી જાય તો આવી જમીન ખેડાતી બંધ થશે. કારણકે કોઇપણ માણસને જો નફાનો સાધારણ દર નમળે તો તે કામમાં પોતાની મેહેનત તથા મુડી રોકશે નહિ. પણ તેવી જમીન ખેડવી બંધ કરી શકાય તેમ નથી કારણકે અનાજનો ખપ કંઈ ઓછો થયો નથી. અને જો તેવી જમીન ખેડાણમાં રાખવીજ હોય તો ખેતીની પેદાશની કિંમતમાં જરા પણ ઘટાડો થવો જોઇયે નહિ કારણકે આપણે બતાવી ગયાકે જો તેવો ઘાટડો થશે તો તે જમીન ખેડવી પરવડશે નહિ. એટલે જોકે સઘળાં ભાડાં માફ કરવામાં આવે તોપણ ખેતીની પેદાશની કિંમત ઉતરી શકે તેમ નથી.

સ્પર્ધાથી નક્કી થયેલું જમીનનું ભાડું (એટલે ખેડાણમાં આવતી સૌથી ખરાબ જમીનના ઉત્પન્ન કરતાં તેમાં જેટલું વધારે ઉત્પન્ન થતું હોય તે) તે સ્પર્ધાસિધ્ધ જમીનનું ભાડું.

રિકાર્ડોના સિધ્ધાંતની સામુ લોકો ઘણી હરકતો ઉઠાવેછે, તેમાંની એક એવી છે કે ભાડું નહોય એવી ખેડાણમાં આવતી કોઇ જમીન હોતીજ નથી કારણકે સઘળા ખેડુતોને કંઈ કંઈ પણ ભાડું આપવાનું હોય છેજ. બેશક એ તો ખરૂં છે કે એવાં ખેતરો નહી જડે કે જેમાંની બધી જમીન એવી અનુત્પાદક હશે કે તે આખા ખેતરનું કાંઈ પણ ભાડું ઉપજે નહિ. પણ કેટલાંક ખેતરોના કેટલાક ભાગની જમીન તો એવી તરેહની મળી આવશેજ; અને જોકે ભાડું તો ખેતર કુલ જેટલા વિઘાંનું હોય તેટલાં વિઘાં ઉપર ગણાય પરંતુ જે ભાગમાંથી તે ખેડવામાં વાપરેલી મેહેનત અને મુડીનો સાધારણ બદલો

વળી રહે તેટલીજ ઉપજ થાયછે તે ભાગ આખા ખેતરમાંથી કાંહાડી નાંખ્યો હોય તોપણ બાકીના ભાગનું પહેલા આખા ખેતરનું જે આવતું હશે તેથી કાંઈ ઓછું ભાડું આવશે નહિ. વળી રિકાર્ડોના સિધ્ધાંત સામુ બિજી એ હરકત બતાવવામાં આવેછે કે ખેડુતો અને જમીનના માલકો એ સિધ્ધાંત સમજતા નથી અને તેઓ કંઈ તેને અનુસરીને જમીનભાડું નક્કી કરતા નથી. આમ કહેવું તે તો કોઈ એમ કહે કે ઘણા લોકો પોતાના શરીરની અંદરની રચના કેમ ગોઠવેલી છે તે જાણ્યાવગર જન્મારો કહાડે છે માટે શરીરશાસ્ત્ર ખોટું છે તેના સરખુંછે. માણસો ખોરાક પચવાની ક્રિયા વિષે કાંઇપણ જાણ્યાવગર તેમને જે ખોરાક અનુકૂળ આવે તે ખાઈ શકેછે તેમજ ખેડુતો અને જમીનના માલિકો રિકાર્ડોનો સિધ્ધાંત સ્વપ્નેપણ સાંભળ્યો ન હોય તોપણ, સ્પર્ધાસિદ્ધ જમીનભાડું આપી અને લઈ શકેછે.

અત્યારસુધી જે વાત કરી તે સ્પર્ધાથી જમીનભાડાં નક્કી થતાં હોય તેમ ધારીને કરવામાં આવી. ઇંગ્લાંડમાં અને સ્કોટલાંડમાં બધે ઠેકાણે જમીનભાડાં સ્પર્ધાથીજ નક્કી થાયછે. પણ બિજા દેશોમાં ને આપણે અહિંયા પણ ઘણે ઠેકાણે જમીનભાડાં રીવાજથી નક્કી થાયછે. આપણે અહિંયા જે રીવાજથી ભાડાં નક્કી થાયછે તેને ભાગવટીની રીત કહેછે. દેશીરાજ્યોમાં ઘણે ખરે ઠેકાણે એ પ્રમાણે ભાડાં લેવામાં આવેછે એટલે રાજા ખેડુપાસેથી પેદાશનો અમૂક ભાગ લેછે. યુરોપના કેટલાક દેશોમાં આવી તરેહની ભાગવટીની રીત છે. જમીનનો માલીક પેદાશનો અડધો ભાગ લેછે. ખાતર સારૂ મુડી તથા ઢોર જમીનદારે કે ખેડુએ કહાડવા તે સંબંધી જુદે જુદે ઠેકાણે જુદો જુદો રીવાજ હોયછે. જ્યાં ભાડું આવી રીતે ગમે તે રીવાજ પ્રમાણે નક્કી થાયછે ત્યાં પેદા થયેલા દ્રવ્યના શા પ્રમાણે વિભાગ થાયછે, તે વિષે અર્થશાસ્ત્ર કંઇ નિયમ આપી શકતું નથી.

ભાગવટીની રીતમાં ખેડુને પોતાની માલકીની જમીન હોય તેટલી બધી તો નહિ પણ થોડે દરજ્જે તેવીજ કામ સારૂ કરવાની હોંશ હોયછે. કારણ કે પોતે સારી મેહનત કરી જમીનની પેદાશ વધારશે તો તેમાંથી અડધું પોતાને મળશે એવી તેને ખાતરી હોયછે. પણ જેમ સ્પર્ધાસિદ્ધ જમીનભાડામાં જમીન સુધારવામાં મુડી વાપરવાની

હોંસ ખેડુને થતી નથી તેમ ભાગવટીની રીતમાં ખેડુને પોતાની માલકીનું ખેતર હોય તો જેવી થાય તેવી હોંશ થતી નથી. કારણ કે એ મુડી વાપરવાથી જે લાભ થાય તેમાંથી પોતાને તો ફક્ત અડધ અથવા એવોજ કાંઈ ભાગ મળશે ને બાકીનું જમીનનો માલીક મફતમાં લઈ જશે એમ તે જાણેછે. આ પ્રકરણમાં જમીનભાડા વિષે વિવેચન કર્યું હવે આવતા પ્રકરણમાં મુસારા વિષે કહેવામાં આવશે.

## પ્રકરણ ૧ ઉપર સવાલો. જમીનભાડું.

૧. જમીનભાડું એટલે શું? જમીનભાડાં સ્પર્ધાથી નક્કી થાયછે એનો અર્થ સમજાવો.

૨. જમીનના માલીકો ભાડાં શા કારણથી ઉપજાવી શકેછે?

૩. જે જમીનનું ભાડું ઉપજે તેમાં કયા બે ગુણો હોવા જોઈએ?

૪. કોઈ અમૂક જમીનનું ભાડું શા ઉપરથી નક્કી થાયછે?

૫. "ખેડાણની સીમા" અટલે શું?

૬. ખેડાણની સીમા કયાં હોવી જોઈયે તે શાથી નક્કી થાયછે?

૭. ખેતીની પેદાશની કિંમતમાં ફેર પડવાથી ખેડાણની સીમામાં કેવી રીતે ફેર પડેછે તે દાખલો આપી બતાવો.

૮. ખેતીની પેદાશની કિંમત શાથી નક્કી થાયછે?

૯. ખેડાણની સીમા નીચી ઉતરવાથી કઈ એ રીતે ભાડું વધે છે?

૧૦. રિકાર્ડોનો જમીનભાડા વિષેનો સિધ્ધાંત સંક્ષિપ્ત રીતે કહો.

૧૧. હલકા મુસારાથી હમેશાં ખેડુતને અને જમીનના માલિકને ફાયદો થતો નથી એ બતાવો.

૧૨. ઑસ્ટ્રેલિયા જેવા દેશની આબાદાની ઉપર વસ્તીના વધારાથી શી અસર થાયછે?

૧૩. હિંદુસ્તાન જેવા દેશની આબાદાની ઉપર વસ્તીના વધારાથી શી અસર થાયછે?

૧૪. જમીનભાડું ખેતીની પેદાશની કિંમતનો ભાગ નથી એ બતાવો.

૧૫. જમીનભાડાં શું હમેશાં સ્પર્ધાથી નક્કી થાયછે?

---

૧. ખેડુ સ્પર્ધાસિદ્ધ જમીનભાડું આપતો હોય તો પછી જમીન વેરાન હોય કે ઉત્પાદક તેથી કંઈ તેને ફેર પડશે?

૨. વિલાયત જેવા દેશને ૧૦૦ ચોરસ માઈલ ફલદ્રુપ જમીન જો જોડી શકાય તો તેથી ખેતીની પેદાશની કિંમત ઉપર શી અસર થશે?

૩. તે અસર હંમેશા સુધી ટકશે કે કેમ?

૪. તમે ખેડુત થવાની ઇચ્છા રાખતા હો તો તમે સ્પર્ધાસિદ્ધ જમીનભાડું આપવું પસંદ કરશો કે ભાગવટીની રીત પસંદ કરશો?

૫. આખા હિંદુસ્તાનમાં બધા ખેડુતોને ગણોત માફ કરવામાં આવે તો તેથી શું ધાન્ય સોંઘું થશે?

૬. હિંદુસ્તાનમાં ઘણે ખરે ઠેકાણે ખેડુતો સરકારને ગણોત આપેછે. તેને બદલે બંગાળાની માફક તેઓને ખાનગી માલીકોને ગણોત આપવાનું હોય તો તેથી દેશના સામાન્ય દ્રવ્ય ઉપર શી અસર થશે?

## પ્રકરણ ૨. મહેનતનો મુસારો.

દ્રવ્યનો જે ભાગ મેહેનત કરનારાને મળેછે તે મુસારો. મુસારો મુડીમાંથી આપવામાં આવેછે, એ વાતની સામું કેટલાક લોકો જે હરકત ઉઠાવેછે, તે વિષે આપણે પહેલાં બોલી ગયા'છિયે. ખરેખર એવાત તો યાદ રાખવી જરૂરની છે, કે તરસાલે જોતાં તો મુસારો તેમજ નફો મહેનત અને મુડી મળીને જે પેદા કરેછે તેના મુલ્યમાંથીજ મળેછે. પણ પેદા કરેલી ચીજ બજારમાં મુકી શકાય ત્યાં લગી મુડીદાર ધીર ખમી શકેછે, અને હાલની સ્થિતિ પ્રમાણે ઘણું ખરૂં કર્મકાર તે પ્રમાણે ધીર ખમી શકતો નથી તેથી પેદા થયેલી ચીજમાંથી કર્મકારને મળવાના ભાગનું મુલ્ય મુડીદાર કર્મકારોને રોજના રૂપમાં અગાઉથી આપેછે. આમ થાયછે તેથી મુસારો મુડીમાંથી અપાય છે અને તે કારણથી તે કોઇ અમુક ચીજના ઉત્પાદનખરચનો ભાગ છે, એમ કહેવાય.

**સ્પર્ધાથી નક્કી થયેલો મુસારો.** જમીનભાડાની માફક મુસારો પણ રીવાજથી અથવા સ્પર્ધાથી નક્કી થાયછે. આપણા દેશમાં ઘણા ધંધાઓમાં મુસારા રીવાજથી નક્કી થયેલાછે. કડિયાઓ, સુથારો, દરજી વિગરે કારીગરોના રોજો રીવાજથી ઠરેલા હોયછે. તેમાં કંઈ વધઘટ થતી નથી. જ્યાં આમ ચાલેછે ત્યાં આ મુસારાના દરવિષે આપણે કંઇ નિયમ આપી શકીશું નહિ. પરંતુ જે લોકો ચાકરી અગર છુટક મજુરી કરે છે તેઓમાં મુસારા સ્પર્ધાથી નક્કી થાયછે. સ્પર્ધાથી નિયમિત થતા મુસારાને લાગુ પડતા ધારાઓ કે જે વિષે આપણે

નીચે વિવેચન કરીશું તે તેમને લાગુ પડશે. પણ જે ધંધાઓમાં દસ્તુર પ્રમાણેજ મુસારો આપવામાં આવે છે તેમને તે ધારાઓ લગાડતાં પહેલાં ચાલતા રીવાજોની અસરને લીધે તે ધારાઓની પુરતી અસર નહિ થાય એ વાત ધ્યાનમાં રાખવી. જ્યાં સ્પર્ધાથી કામ ચાલે છે ત્યાં કર્મકારો અને તેમના કામે લગાડનારા વચ્ચે અમુક ચીજ વેચનાર અને લેનાર સરખો સંબંધ હોય છે. તેમને કામે લગાડનારા માણસોને મહેનત મેળવવાની જરૂર હોય છે; અને કર્મકારોને પોતાની મહેનત વેચવાની હોય છે. મહેનત કામે લગાડનારાઓ મહેનત જેમ બને તેમ સોંઘી મેળવવાનો યત્ન કરશે. પણ તેઓ પડાપડી કરીને મહેનત મેળવવા માંહી માંહી સ્પર્ધા કરશે અને તેથી મહેનતની કિંમત એટલે મુસારો વધશે. ધારો કે વેપાર ઘણો તેજ ચાલે છે અને તેથી મહેનતનો ખપ ઘણોજ છે. આવે વખતે કર્મકારોને કામે લગાડનારા માણસો, જે મહેનતથી પોતે નફો મેળવી શકે છે તે ખોવાને બદલે ગમે તેમ કરી મુસારા વધારીને પોતાના કર્મકારોને પોતાનીજ નોકરીમાં રાખશે અને બિજે જતા રહેતા અટકાવશે. કર્મકારો પોતાની મહેનત જેમ બને તેમ વધારે કિંમતને સારૂ વેચવાનો યત્ન કરશે પણ તેઓની માંહી માંહીની સ્પર્ધાને લીધે મુસારાનો દર ઉતરશે. ધારો કે એક ઠેકાણે એક કર્મકાર રાખવાની જરૂર છે ને તે નોકરી મેળવવાને ત્રણ કર્મકારો તૈયાર છે. ધારો કે તે ત્રણે હુશિયારીમાં બરોબર સરખા છે અને તેઓમાં અનિયંત્રિત સ્પર્ધા છે. એમ છે ત્યારે તે ત્રણમાંનો જે સોથી ઓછો મુસારો લેવાને તૈયાર થશે તેને તે નોકરી મળશે. હવે એથી ઉલટો દાખલો લો. ધારો કે કર્મકાર એકજ છે અને તેને રાખનાર ત્રણ વેપારી છે. એમ છે ત્યારે જે સૌથી વધારે મુસારો આપવાને તૈયાર થશે તે તે કર્મકારને રાખી શકશે. પણ જે દેશોમાં સ્પર્ધાથી મુસારો નક્કી થાયછે ત્યાં પણ કંઇ બધા કર્મકારો દરેક કામને સારૂ સ્પર્ધા કરતા નથી. બધા ધંધેદાર માણસોના ચડતા ઉતરતા વર્ગ પડેલા હોયછે ને ઘણું ખરૂં એક વર્ગના માંહેના માણસો વચ્ચેજ સ્પર્ધા હોય છે. એક વર્ગના માણસો ઘણું કરીને કંઈ બિજા વર્ગના માણસોનું કામ મેળવવા સ્પર્ધા કરવા જતા નથી. જે અંગ મહેનતનુંજ કામ કરનારા માણસો છે

તે કંઇ ઝીણી અક્કલ વાપરવાનું કામ લેવા સ્પર્ધા કરવા જતા નથી તેમજ ઝીણી અક્કલ વાપરવાનું કામ કરનારા કર્મકારો કંઈ બારિસ્ટરો અને દાક્તરોસાથે સ્પર્ધા કરવા જતા નથી. જુદી જુદી જાતના ધંધાઓમાં મુસારાના દર જુદા જુદા થવાનું આ એક મોટું કારણ છે.

**મુસારાનો દર નક્કી કરનારાં કારણો.** કેટલાક ધંધાઓમાં બિજા ધંધાઓ કરતાં રોકેલી મુડીનો વધારે ભાગ મુસારો આપવામાં વપરાય છે; અર્થાત્ કે કેટલાક ધંધાઓમાં બિજા કરતાં વધારે મહેનત કામે લગાડવી પડેછે. તેથી કોઇ પણ દેશમાં કેવી જાતના ધંધાઓ વધારે ચાલેછે તે ઉપર દેશના મુસારાના ભંડોળનો આધાર રહેછે. જો કોઈ દેશમાં એવા ધંધાઓ વધારે ચાલતા હોય કે જેમાં ઘણી મહેનત કામે લગાડવાની જરૂર પડતી હોય તો તે દેશની કુલ મુડીનો ઘણો ભાગ મુસારો આપનારા ભંડોળ તરીકે વપરાશે. અને આમ થવાથી તે દેશમાં મુસારાનો સાધારણ દર બીજા દેશોમાં જ્યાં એવા ધંધાઓ નહિ હોય તેના કરતાં વધારે થશે. કારણ કે મુસારાના ભંડોળ અને મહેનતુ વસ્તીની સંખ્યા વચ્ચે શું પ્રમાણ છે તે ઉપર દરેક દેશમાં મુસારાનાં સાધારણ દરનો આધાર રહે છે. જ્યારે કોઈ દેશમાં બધા ધંધાઓ ચલાવવાની રીતમાં કંઇ મોટો ફેરફાર થાય, જેમ કે આ સૈકામાં વિલાયતમાં ઘણા ધંધાઓમાં વરાળ યંત્રોથી કામ કરવાનું દાખલ કરવામાં આવ્યું હતું, ત્યારે મહેનતુ વર્ગને થોડી મુદત સુધી નુકશાન ખમવું પડેછે. જ્યારે વિલાયતમાં ઉપર કહ્યા પ્રમાણે વરાળયંત્રો દાખલ થયાં ત્યારે મુસારાના ભંડોળના ઘણા ભાગની યંત્રોના રૂપમાં સ્થાયિ મુડી થઇ ગઇ ને તેથી જે પ્રમાણમાં મુસારાનું ભંડોળ ઘટયું તેજ પ્રમાણમાં કર્મકારોના મુસારા પણ ઘટયા. પણ આવું નુકશાન તેમને ઘણીજ થોડી મુદત વેઠવું પડયું. કારણ કે યંત્રોની સહાય વડે પહેલાં કરતાં ઘણું વધારે દ્રવ્ય ઉત્પન્ન થવા લાગ્યું અને તે દ્રવ્ય મુડી તરીકે ઉત્પાદક રસ્તે વપરાવા માંડયું: આથી મહેનતનો ખપ ઘણો વધ્યો અને મુસારા આપવામાં વપરાતી મુડી આખર ઘટવાને બદલે ઉલટી ઘણી વધી. વળી યંત્રો દાખલ થવાથી આખી પ્રજાને ફાયદો થયો તેની સાથે કર્મકારોને પણ થયો. કારણ કે યંત્રો દાખલ થવાથી ઘણા પદાર્થો પહેલાં કરતાં સોંઘા મળવા લાગ્યા.

એટલે ખરૂં જોતાં કર્મકારોને બે રીતે ફાયદો થયો; મુસારો વધ્યો તેમજ પહેલાં અમુક નાણું આપવાથી જેટલી ચીજો મળી શકતી હતી તેના કરતાં હવે તેટલુંજ નાણું આપવાથી વધારે મળવા લાગી.

**વસ્તીની મુસારા ઉપર અસર.** ઘણે ખરે ઠેકાણે મુસારાનું જોડાળ વધેછે કે તરત તેજ પ્રમાણમાં મુસારો લેનારા માણસોની સંખ્યામાં પણ વધારો થાય છે ને તેથી કરીને મજુરિયાત માણસોની સ્થિતિ કાયમ સુધરે એમ બનતું નથી. વિલાયતમાં પરદેશથી આવતા માલ ઉપર ભારે જકાત લેવામાં આવતી હતી તે કાહાડી નાંખવામાં આવી તે વખત એમ આશા રાખવામાં આવતી હતી કે ધાન્ય ઘણુંજ સોંઘું મળવા માંડશે ને તેથી મજુરીયાત ગરીબ માણસોની સ્થિતિ હમેશાંને સારૂ સુધરશે. કેટલાક એમ કહેતા હતા કે હવે તો કોઈ ભુખે મરશે નહિ ને ભિખારિયોની સંખ્યા ઘણી ઓછી થઈ જશે. પણ ખરી હકીકત તો આથી ઉલટી નીકળી. ખોરાક સોંઘો મળવા માંડ્યો એટલે વસ્તીમાં ઘણો વધારો થયો અને જોઈયે તેટલો સોંઘો ખોરાક મળવા માંડવાથી જે ફાયદો મળત તે હજારો માણસની નવી વસ્તી વધી તેમનું પુરૂં કરવામાં તણાઈ ગયો. ખોરાક સોંઘો થવાથી મજુરીયાત માણસો પહેલાં કરતાં વધારે સુખ ભોગવવાને બદલે વધારે છોકરાંઓનું પોષણ કરતા થયા. આ હકીકત ઉપરથી એમ અનુમાન થાયછે કે મજુરિયાત વર્ગોની સ્થિતિમાં થયેલો સુધારો જો તેજ પ્રમાણમાં વસ્તી વધતી અટકાવનાર પ્રસંગો નહોય તો જાથુ રેહશે નહિં.

**સુખનું ધોરણ વધારવાની અગત્ય.** ગરીબ માણસોમાં સુખનું સામાન્ય ધોરણ વધારવું એ વસ્તી વધીજતી અટકાવવાનું ઘણુંજ અસરકારક સાધન છે. કારણ કે જો એક વખતે તેઓને વધારે સારા સુખથી રેહવાની ટેવ પડી તો પછી તેઓ તે સુખ મુકી દેવું ન પડે એવો યત્ન કરશે. દરેક માણસ એમ તો જાણેજ છે કે જેમ વિસ્તાર વધશે તેમ ખરચ વધારે થશે ને સુખ ઓછું મળશે. તેથી જો મજુરિયાત લોકોમાં સુખનું ધોરણ વધે તો જેમ બને તેમ વસ્તી ઓછી વધારવી એ ફાયદાકારક છે એમ તેમના મનમાં ઠસશે. વળી મજુરિયાત વર્ગને સારી કેળવણી આપવામાં આવે તો ઘણો ફાયદો થાય. કેળવણી પામેલા માણસોનું સુખનું ધોરણ સ્વભાવિક રીતે ઉંચું

હોયછે. અને વસ્તીની ગરદી વધવાથી પડતા દુઃખોનો તેમને કંટાળો હોયછે. વળી કેળવણી મળવાથી તેઓ વધારે મિતાહારી થાયછે ને દુર્વ્યસન મુકી દેછે. તેમ થવાથી કર્મકારોના ઘણા પૈસા દારૂ વિગરે પીવામાં બગડેછે તે બચવાથી તેઓ બિજી રીતે વધારે સુખથી રહી શકે. વળી કેળવણી વધવાથી તેઓ વધારે ચંચલાઈથી કામ કરી શકે અને તેથી તેઓની મહેનત વધારે ઉત્પાદક થાય અને મુડીદારનો નફો ઘટાડયા શિવાય તેઓને વધારે મુસારો મળે. વળી કેળવણી મળો હુશિયાર થયેલો કર્મકાર પોતાના ગામમાં અથવા દેશમાં સારો મુસારો ન મળતો હોય ને બિજા ગામમાં અથવા દેશમાં ઘણો સારો મુસારો મળતો હશે તો ત્યાં જવાને તૈયાર થશે ને આપણા અજ્ઞાન મજુરો જેમ કપાળે હાથ દઈ બેશી રહેછે તેમ કરશે નહિ.

**વસ્તી વિષે મેલથસનો મત.** મેલથસે પોતાના વસ્તી વિષેના નિબંધમાં એમ બતાવ્યુંછે કે જેટલો ખોરાક તૈયાર હોય તેના પ્રમાણમાં જોઈએ તે કરતાં ઘણું વધી જવાની પ્રાણિયોમાં વૃત્તિ હોય છેઃ અને તેથી જો વસ્તી વધવાઉપર કંઈ અંકુશ ન હોયતો કુલ જેટલો ખોરાક પેદા થઈ શકે તે મનુષ્ય જાતનું પુરૂં કરવાને થોડો પડશે. કેટલાકનું એમ કહેવું હતું કે મેલથસે ભુલ ખાધી છે કારણકે દુનિયાની વસ્તીનું પુરૂં કરવાને ખોરાક થોડો પડશે એવો કંઇ સંભવ દેખાતો નથી. પણ તે લોકો મેલથસનું કેહેવુંજ બરોબર સમજ્યા નથી. મેલથસનું કહેવું એમ નથી કે દુનિયાની વસ્તીને કુલ જેટલો ખોરાક પેદા થઇ શકે તે થોડો પડશે પણ તેનું કહેવું તો એમ હતું કે જો વસ્તીના વધારા ઉપર કંઈ અંકુશ ન હોય તો આવી તંગાશ પડે. પણ દરેક દેશમાં આવા અંકુશો જારી છે ને તેથી તેમ થતું અટકેછેઃ એટલે કાંતો દરેક દેશમાં જેટલાં છોકરાં જન્મી શકે તેટલાં જન્મતાં નથી અથવા તો જન્મેલામાંના ઘણા મરી જાયછે. વસ્તી વધવા ઉપરના અંકુશ બે જાતના છે, નીતિસિદ્ધ અને સ્વતસ્સિદ્ધ. લોકો પોતેજ સમજથી પુરૂં કરવાની શક્તિ ન હોય તો ન પરણે અગર મનોવૃત્તિ ઉપર દબાણ રાખી ઓછાં બાળકોને જન્મ આપે તે નીતિસિદ્ધ અંકુશો. કેટલાક દેશમાં રાજ્યકર્તા તરફથી આવા અંકુશો રાખવામાં આવેછે; એમ ઠરાવ્યું હોયછે કે અમુક ઉમર પહેલાં કોઇ સ્ત્રીપુરૂષે પરણવું નહિ અને

તેટલી ઉમર પછી પણ પરણેલા જોડાનું પુરૂં કરવાની શક્તિ છે એમ સાબીત કરે તોજ પરણાય. લડાઈ, દુકાળ, મરકી વિગરે સ્વતસ્સિધ્ધ અંકુશો છે. આપણા દેશમાં નીતિસિદ્ધ અંકુશો ઘણાજ થોડા છે. નાનપણાથી છોકરા છોકરિયો પરણાવી દેવાનો રિવાજ હોવાને લીધે વસ્તી ઘણી વધે છે. છોકરાને કુંઆરો રાખવામાં આપણા લોકો નાનમ સમજે છે પછી તે છોકરામાં બાયડી છોકરાંનું પુરૂં કરવાની શક્તિ હોય કે નહિ. વળી લોકો એમ સમજે છે કે છોકરાં વગરનો અવગતે જાયછે. માટે ગમે તેમ કરી બે ત્રણ બાયડિયો પણ પરણીને છોકરાં મેળવવા યત્ન કરેછે. આ બધા રિવાજો કેવળ ખરાબ છે ને તે ધીમે ધીમે કહાડી નાંખવા જોઇએ. પ્રાણી તથા ઉદ્‌ભિજ્જ વર્ગમાં વંશ વધારવાની પ્રેરણા તો એટલીજ બધી છે કે જો તેમને અનિયંત્રિત વધવા દેવામાં આવે તો મેલથસના બતાવ્યા પ્રમાણે થોડા હજાર વર્ષમાં તો કરોડો દુનિયાઓ ભરાઈ જાય. પણ રોગ, ખાવાની તંગી વિગરે કારણોથી વસ્તી વધવા ઉપર અંકુશ રહેછે. જેમ દેશમાં કેળવણી વધતી જાયછે તેમ નીતિસિદ્ધ અંકુશો વધતા જાયછે.

વસ્તીમાં વધારો થાય તેથી થતી અસરો અટકાવનાર કંઈ બિજી હકીકત જો બને નહિ તો કર્મકારોની સ્થિતિ ઉપર બે તરેહથી અસર થાયછે. વસ્તી વધવાથી ખોરાકનો ખપ વધેછે અને તે પુરો પાડવા સારૂ ઓછી ઉત્પાદકજમીન કામમાં લેવાની જરૂર પડેછે. આમ થવાથી ખોરાકની ચીજોની કિંમતો વધેછે. બિજી વાત એકે મુસારા લેનારા વર્ગના માણસોની સંખ્યા વધવાથી કર્મકારોના બજારમાં સ્પર્ધા વધેછે અને તેથી આખરે મુસારાનો દર ઘટે છે. એટલે જીંદગીને જરૂરી ચીજોની મોંઘવારી થાયછે અને તેજ વખતે મુસારો પણ ઓછો મળેછે; એ બે રીતે વસ્તી વધવાથી મજુરિયાત વર્ગને નુકશાન થાયછે.

**પરદેશગમન.** કોઇ દેશમાં બહુ વસ્તી વધી ગઇ હોય તો તેમાંના કેટલાક માણસો પરદેશ જઇ વસે તો દેશ દુઃખમાંથી છુટે એમ કહેવામાં આવેછે. પણ વસ્તી વધવાથી થયેલા દુઃખો નિવારણ કરવાનો આ કંઇ બહુ સારો ઉપાય નથી. કારણ કે વસ્તીમાંના જે છેક ગરીબ ભુખરૂ હશે તેમને તો પરદેશ જવા જેટલા પણ પોતાની પાસે પૈસા હોતા નથી. વળી જો સરકાર પૈસા આપી તેમને પરદેશ મોકલે

તો જે દેશમાં તેમને મોકલવામાં આવે ત્યાંની સરકાર પરદેશના કચરાને પોતાની હદમાં લેવા હરકત લેછે. ત્યારે જે લોકોને આપણે ગમે તે રીતે કહાડવા ચાહિયે તેમને તો પરદેશમાં પણ કોઇ સંઘરે નહિ. અને આપણે ત્યાં જે સારી ને આબાદ સ્થિતિમાં હોય તેઓ તો જવાનેજ તૈયાર થાય નહિ. વળી એમ ધારો કે આ હરકતો ગમે તે રીતે કહાડીને આપણે વધેલી વસ્તી પરદેશ મોકલીને નિકાલ કરિયે તો પણ તેથી કંઈ હંમેશાંને સારૂ ફાયદો થશે નહિ. કારણ કે જ્યાંલગી વસ્તી વધવા ઉપર નીતિસિદ્ધ અંકુશો નથી ત્યાંલગી જેટલાં માણસો પરદેશ કહાડવામાં આવશે તેમની જગ્યા પુરવાને નવા જનમ્યાંજ જશે. વળી પરદેશ માણસો મોકલવામાં ત્રીજી હરકત એ છે કે પેહેલવહેલું તો નવા સંસ્થાનોમાં માણસ મોકલવા ફાવશે ને તેથી કંઇ ફાયદો થશે કારણ કે ત્યાં માણસોની ખોટ હોયછે; પણ આખરે ત્યાં પણ વસ્તી વધશે ત્યારે પછી ત્યાં માણસો મોકલવાથી કંઇ પણ ફાયદો થશે નહિ.

**મહેનતની ઉત્પાદકશક્તિ વધવાથી મુસારાના દર ઉપર થતી અસર.** જો કોઇ પણ કારણથી મેહેનતની ઉત્પાદકશક્તિ વધે તો તેની સાથે મુસારો પણ વધવોજ જોઇયે. જમીન, મેહેનત, અને મુડીની એકત્ર ક્રિયાથી જો વધારે દ્રવ્ય ઉત્પન્ન થવા માંડે તો જમીનના માલિકને ભાડા તરીકે, કર્મકારને મુસારા તરીકે અને મુડીદારને નફા તરીકે પહેલા કરતાં વધારે વેહેંચી લેવાનું મળશે. જો સારી કેળવણી મળવાથી અથવા એવાજ કોઈ સબબથી કર્મકારો વધારે ચંચળાઇ અને પ્રમાણિકપણાથી કામ કરે તો મહેનતની ઉત્પાદકશક્તિ વધે. ચંચળાઇ વધવાથી કર્મકાર હથિયાર વિગરે બિજી ચીજોનો સારો ઉપયોગ કરી શકશે અને પ્રમાણિકપણું વધવાથી તેમના ઉપર વારેવારે દેખરેખ રાખવાનું ખરચ ઉગરશે; આમ થવાથી વધારે દ્રવ્ય ઉત્પન્ન થશે અને તેથી મુસારા વધારી શકાશે, ઉત્પાદન ખરચ ઘટશે અને દેખરેખ રાખનાર માણસનો પગાર ઉગરશે.

કર્મકારોની મહેનત વધારે ઉત્પાદક થવાથી જે ફાયદો થાય તેનો લાભ કર્મકારોને આપવાના ઉદ્દેશથી જે ધારણાઓ કરવામાં આવેછે તે એ સિદ્ધાંત ઉપર બાંધવામાં આવેછે કે જો કર્મકારોને પોતાની ઉત્પાદકશક્તિ વધારવામાં તેમનો સ્વાર્થ રહેલોછે એમ તેમની નજરમાં આવે

તો તેઓ ઘણી મેહેનત, ચંચળાઈ અને કિફાયતથી કામ કર્યા વગર રહેશે નહિ. એટલે એમ કરવું જોઇયે કે જો તેઓ વધારે ચંચળાઇ અને ઝડપથી કામ કરશે તો તેમ થવાથી થતા ફાયદામાંથી તેમને તેમના મુસારા ઉપરાંત અમુક રકમ મળશે. આમ કરવાથી તેમને પોતાની મેહેનતની ઉત્પાદકશક્તિ વધારવાની હોંશ થાયછે. કારણ કે તેમના મનમાં પછી એમ નથી રહેતું કે વધારે દ્રવ્ય ઉત્પન્ન કરો કે ઓછું પણ આપણને તો આપણા ઠરાવેલા રોજથી કંઇ પાઈ પણ વધારે મળવાની આશા નથી. તેમને વધારે મૂલ્યનું કામ કરવામાં પ્રત્યક્ષ લાભ માલમ પડેછે. આવી રીતે કરવાથી ફતેહમંદ થયેલી યોજનાઓના દાખલા ભાગ ૩ જાના ૪ થા પ્રકરણમાં આપવા આવશે.

**સ્થાનિક અને ધંધામી કારણોથી મુસારાના દરમાં વારંવાર ફેરફાર પડેછે.** મેહેનતને મળતો મુસારો નક્કી થવાનાં સામાન્ય કારણો વિષે આપણે ઉપર કહી ગયા પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે સ્થાનિક અને ધંધામી કારણોથી મુસારાના દરમાં ઘણો ફેરફાર પડેછે. જેમ ચીજોની કિંમત તે ઉત્પન્ન કરનારાઓને મુસારા અને નફાનો ચાલુ દર મળી રહેવાને બરોબર પુરતી થાય તે રકમથી કોઇવાર થોડી અને કોઇવાર વધારે એ પ્રમાણે વારંવાર ચડઉતર થયાં કરેછે તે પ્રમાણે અમુક જાતની મહેનતની કિંમત પણ મહેનતનો ખપ અને મહેનતુ વસ્તીની સંખ્યા વચેના પ્રમાણથી નક્કી થયેલા સામાન્ય દરથી વારંવાર વધારે ઓછી થયાં કરેછે.

**શું ચીજોની કિંમતો વધી ગઈ હોય તો મુસારા પણ વધે?** કેટલાક એમ કહેછે કે જો કિંમતો ચડે તો મુસારાનો દર પણ ચડે. આ કેહેવું કેટલે દરજ્જે ખરૂં છે તે તપાસતાં પહેલાં એ વાત ધ્યાનમાં રાખવાની છે કે મુસારાનું ભંડોળ અને મુસારો લેનારા વર્ગની સંખ્યા વચેનાં પ્રમાણમાં જ્યાં સુધી કંઈ ફેર થાય નહિ ત્યાંલગી કોઇપણ કારણથી મજુરિયાત માણસોની સ્થિતિ ઉપર કાયમ અસર થઈ શકે નહિ. આ વાત ધ્યાનમાં રાખીને આપણે કિંમતો ચડેથી અથવા ઊતરેથી મુસારો ચડયા ઘટયાના જે દાખલા આપવામાં આવેછે તે તપાસિયે. એવા ઘણા દાખલા મળી આવશે કે જેમાં કિંમતો ચઢવાથી મુસારા ઉપર કંઇ પણ અસર થયેલી નથી. જે ચીજોની છત વધારી શકાય

છે તેમની કિંમતનો આધાર તેમના ઉત્પાદનખરચ ઉપર રહેલોછે. ઉત્પાદનખરચ ત્રણ અંશનું બનેલું છે: મહેનત, અનુપભોગ અને જોખમ. કોઇ પણ માણસ વધારેમાં વધારે મળી શકે તેટલો બદલો મળ્યા શિવાય આ અંશોમાનું ગમે તે એક પણ ખમશે નહિ: એટલે ચીજોની કિંમત એવી હોવી જોઇયે કે તેમાંથી મુસારા અને નફાનો સાધારણ દર મળી રહે. જો કોઈ ચીજ પેદા કરવામાં વધારે મહેનત, અનુપભોગ અને જોખમ ખમવાં પડે તો તેની કિંમત વધવીજ જોઇયે; અથવા તો કોઇપણ પ્રસંગથી તેને ઉત્પન્નકરનારાઓ પોતાના કામસારૂ વધારે બદલો રાખી શકે એમ બને તોપણ તેની કિંમત વધવી જોઇયે. પહેલી રીતે એટલે તે ચીજ ઉત્પન્ન કરવાને વધારે મહેનત, અનુપભોગ અને જોખમની જરૂર પડવાને લીધે જો તેની કિંમત વધે તો કિંમત તેવી રીતે વધવાથી મુડી ઉપરનો નફો અથવા મહેનતનો મુસારો કંઇ વધશે નહિ. વળી જો કોઇ ચીજ ઉપર કંઇ કર નાંખવામાં આવે તો તેથી પણ તે ચીજની કિંમત વધે પણ તેથી તે પ્રમાણમાં મહેનતના મુસારામાં કંઈ વધારો થાય નહિ. પરંતુ કેટલાક એવા પ્રસંગો છે જેમાં કિંમતો વધવાથી મુસારાઓમાં અંધામી (થોડી મુદત સારૂ) વધારો થાય છે. ધારો કે સુતરના કાપડનો ખપ ઘણોજ વધ્યો; થોડી મુદત સુધી ખપ અને છત તે કાપડની કિંમત વધવાથી બરોબર થશે. આવી રીતે કિંમતમાં વધારો થવાથી કાપડ તૈયાર કરનારાઓને ઘણો ભારે નફો પડશે. અને તે લેવાની લાલચે સુતરના કાપડની છતમાં વધારો કરવાને માટે નવી મુડી કામે લગાડવી પડશે; તે કાપડ તૈયાર કરનારા વેપારિયો નવી મિલો અને સંચાઓ ઉભા કરશે, આ સંચાઓ ચલાવવા માટે ઘણા નવા કર્મકારોનો ખપ પડશે. આવી રીતે કર્મકારોનો ખપ વધવાથી મુસારા વધશે, આ દાખલામાં કિંમતો ચઢવાથી મુસારા પણ વધ્યા એમ બન્યું. પણ નફા અને મુસારામાં આવો વધારો થવાને લીધે તે મેળવવાને વેપારિયો અને કર્મકારો પડાપડી કરશે. લોકો બિજાવેપારમાં રોકેલાં નાણાં ત્યાંથી ખેચી લઈ કાપડના વેપારમાં નાંખવાં માંડશે. અને તેથી કાપડની છત ઘણીજ વધી પડશે. તેમજ બિજા ધંધાઓમાં લાગેલા કર્મકારો તે ધંધાઓ છોડી દેઇ કાપડના વેપારમાં ભારે મુસારો લેવાની લાલચે આવી પડશે અને તેથી એ ધંધામાં કર્મકારોની છત પણ ઘણી

14

વધી પડશે. કાપડની છત પણ ઘણી વધી પડવાથી તેની કિંમત ઉતરવા માંડશે અને પહેલાં હતી તેની લગભગ આવી પહોંચશે. કોઇ કોઈ વખત તો તે ધંધામાં પહેલાં મુસારા અને નફાનો જે ચાલુ દર હોય તેટલોજ મળી શકવાને જેટલી જોઇયે તેથી પણ કિંમત નીચી ઉતરી જશે. જ્યારે આમ થશે ત્યારે જે પ્રમાણમાં કિંમત ઉતરી જશે તેજ પ્રમાણમાં મુસારો અને નફો બન્ને ઘટતા જશેજ. મુસારામાં ઘટાડો જે રીતે થશે તે રીત આ પ્રમાણે છે. ખપ કરતાં વધારે ઉત્પન્ન થવાથી ઉત્પાદન અટકે છે; માલ બનાવનારાઓને ભારે નફાઓ મળતા બંધ થાયછે; કોઇ વખત તો નફાના સાધારણ દરથી પણ તેમને ઓછું મળવાનો વખત આવેછે; આમ થવાથી તેઓ છત ઓછી કરવાનો યત્ન કરેછે; તેઓ નવા મકાનો વિગરે બાંધી કામ વધારવાને બદલે ઉલટા પહેલાં જેટલાં માણસો કામે લગાડતા તેમને પણ થોડું કામ કરવાની શરતે રાખશે. જ્યારે આમ થયું ત્યારે મહેનતના મુસારાપર શી અસર થશે? પ્રથમ જે માલની છત વધવાને લીધે મુસારા વધ્યા તેનો ફાયદો લેવાની લાલચે ઘણા કર્મકારો તે કામમાં આવવા લાગ્યા એમ આપણે ધાર્યુંછે તેથી જ્યારે વેપાર પાછો મંદ થયો અને જયારે માલ બનાવનારાઓની ઉત્પાદન ઓછું કરવા તરફ વૃત્તિ થઇ તે વખતે કામ મેળવવાને ઇંતેજાર કર્મકારોની સંખ્યા પણ વધારે છે. આવી હકીકત હોવાને લીધે બેશક મુસારામાં ઘટાડો થવો જોઇયે. જો કર્મકારો આ ઘટાડો કરવાની સામા થશે ને ઓછે મુસારે કામ કરવાનું ના પાડશે તો તેથી તો ઉલટો માલ બનાવનારને તો ભાવતું હતું ને વૈદે કહ્યું તેમ થશે. કેમ કે જ્યારે તેને સાધારણ દરથી ઓછો નફો મળવા લાગે ત્યારે તો પોતાના સાંચાઓ બંધ રાખી ઉત્પાદન ઓછું કરવામાં તેને ફાયદો છે. આમ થયું કે હજારો કર્મકારો કંઈ પણ કામ વગર રખડવાના. કિંમતો ચઢી જવાથી મુસારાપર થતી અસર ફક્ત થોડી વખત ટકે એવી છે એ બતાવવાને આપણે આ ઘણોજ અસાધારણ દાખલો લીધો. પણ દરેક પ્રસંગે એટલું તો બનવાનુંજ કે જો કર્મકારોમાં માંહી માંહી સ્પર્ધા ચાલી રહી હોય તો મુસારામાં ઘણો મોટો વધારો થવાથી મહેનતની છત ઘણી વધી પડવાની અને તેમ થવાથી મોડા વહેલા આખરે મુસારો ઉતરીને પાછો અસલ

દર ઉપર આવી જવાનો. છત અને ખપ વિશેનો જે સિદ્ધાંત આપણે આ પહેલાના ભાગમાં બતાવ્યો હતો તેનો આ એક દાખલો છે. મહેનતનો ખપ તેની છત કરતાં વધારે હોયછે ત્યારે મહેનતની કિંમતમાં વધારો થવાથી ખપ અને છત બરાબર થાયછે. પણ ભારે મુસારાથી લલચાઇને મહેનતની છત ઘણી વધી પડેછે, અને તેની કિંમત એટલે મુસારાનો દર ઉતરવાથી છત અને ખપ પાછાં સરખાં થાયછે.

**સ્પર્ધા ખુબ ચાલતી હોયછે ત્યારે વેપારમાં કંઈ સ્થાનિક મંદી થવાથી મુસારાપર થયેલી અસર થોડો વખત લગીજ પહોંચે છે.** જ્યારે કોઈ અમુક વેપાર મંદ હોય અને મુસારો સાધારણ દરથી ઓછો મળતો હોય ત્યારે હમેશાં મુસારા અને નફાને તેમને અસલ ઠેકાણે આણવાની પ્રવૃત્તિ થાયછે. વેપારિયો કંઈ પહેલાના પ્રમાણમાં ટોટો ખમીને ચીજો બનાવશે નહિ. તેમજ ચંચળ કર્મકારો બિજે મળે તેથી ઓછો મુસારો જે ધંધામાં મળે તેમાંને તેમાં મહેનત કર્યા જશે નહિ. તેથી મંદ પડેલા વેપારમાં મુડી અને મહેનતની છત ઓછી થશે, ઉત્પાદન ઘટશે અને તેથી છત ઓછી થવાને લીધે કિંમતો વધશે અને મુસારાઓ પાછા અસલ ઠેકાણે આવી જશે.

**પરોપકારાર્થે જે મદદ આપવામાં આવે તે અર્થશાસ્ત્રના નિયમોની અસર અટકાવે તેવી રીતે નહી પણ તે અસર થવી સુગમ થાય એવી રીતે આપવી જોઈયે.** ઘણી વખત એમ બને છે કે જ્યારે કોઇ ધંધો બહુ મંદ પડી ગયો હોયછે અને તેમાંથી ઘણો થોડો નફો અને મુસારો મળતો હોયછે ત્યારે મજુરિયાત વર્ગને માથે થોડી મુદત લગી ઘણું દુઃખ પડે છે. કેમકે તેમાંના ઘણાકને બિલકુલ કામજ મળતું નથી. આવે વખતે જો સ્પર્ધા બરોબર ચાલતી હોય ને તેને અટકાવવાને કંઈ પણ યત્ન કરવામાં ન આવે તો ઘણા મજુરિયાત માણસો તે ધંધો મુકી બિજા ધંધામાં જઇને અગર તો એક ગામથી બિજે ગામ જઇને રોજી મેળવશે; તેમના પર પડેલું દુઃખ આવી રીતે પરોપકારાર્થ મદદ વગર પણ નિવારણ થશે. હવે ધારો કે તે અમુક ધંધાનું બજાર બેશી જવાને લીધે જેમની રોજી ગયેલી છે એવા કર્મકારો ઉપર દયા લાવી લોકો તેમને દાન આપેછે ત્યારે શી હકીકત બને છે. આમ થવાથી બીજી જગ્યાઓએ જ્યાં વેપાર તેજ ચાલતો હોય ત્યાં

જઈ રોજી મેળવવાનો વિચાર બંધ કરી જ્યાં હોય ત્યાં હાથ પગ જોડી નસીબ ઉપર હાથ દઈ બેશી રહેવાનું તેમને ઉત્તેજન મળેછે. આ રીતે પરોપકારાર્થે દાન આપવાથી ઉલટું તેમને નુકશાન થાયછે. હવે વેપાર તેજ હોય એવી બિજી જગ્યાઓએ જાય અથવા તે મંદ પડી ગયેલો ધંધો મુકી દઈ બિજા બધા ધંધા શિખે તેને તેમ કરવાના ખરચના રૂપમાં જો એ દાન આપવામાં આવ્યું હોય તો તેથી ભુખે મરતા કર્મકારોને તેમજ લોકસમસ્તને ફાયદો થાય. પરોપકાર્થે મદદ આપવી પણ તે વિવેકથી આપવી જોઇયે. આપણા દેશમાં લઠ્ઠ જેવા વાઘરિયો, કોળિયો વિગરે રાખ ચોળી બાવાનો વેશ ધારણ કરી માંગવા નિકળે છે તેની શી અસર થાયછે તે જુવો. જો તેઓને આવી રીતે ભિખ માંગવાથી ખાવાનું મળતું ન હોય તો તેઓ ગમે તેમ કરી ધંધા રોજગારે લાગી પોતાનું પુરૂં કરે. તેમ થવાને બદલે આવી રીતે તેઓને વગર મહેનતે ભિખ માંગીને પુરૂં કરવામાં ઉત્તેજન મળવાથી તેઓનો જન્મારો ખરાબ થાયછે. તેઓ જો મહેનત કરતા હોય તો તેથી જે દ્રવ્ય ઉત્પન્ન થાય તેટલુંજ દુનિયાને નુકશાન થાયછે એમ નહિ પણ તેઓ ઉલટા લોકોને માથે ભાર થઈ પડે છે ને તેમનું પુરૂં કરવામાં જેટલું દ્રવ્ય વપરાય છે તેટલું વળી છુટી પડેછે. આવી રીતે ભિખારિયોને દાન આપવામાં આપણા લોકો પુણ્ય તથા મોટાઈ સમજે છે તે ભૂલ ભરેલો વિચાર કહાડી નાખી જેટલો પૈસા એવા કામમાં વપરાય છે તે એવા બિનધંધાદાર લોકોને ધંધાઓ શિખવવામાં અને પોતે પોતાનું પુરૂં કરતા થાય તેમ કરવામાં જો વાપરવામાં આવે તો તે પૈસો હાલ છુટી પડેછે ને તેથી ઉલટા માઠાં પરિણામ થાયછે તે અટકે ને લોકોની સ્થિતિ સુધરે.

કર્મકારોમાં અનિયંત્રિત સ્પર્ધા હોય તો તેથી મુસારા ઘણા વધી ગયા હોય તો તે ઘટવા તરફ વળણ થાયછે, તેમજ જો મુસારાઓ ઘણા ઉતરી ગયા હોય તો તે પાછા ઠેકાણે આવવાનું પણ વળણ તેથીજ થાય છે. પરંતુ જેટલી ઝડપથી સ્પર્ધાને લીધે જુદી જુદી જગાઓએ ચીજોની કિંમત સરખી થઈ જાયછે તેટલી ઝડપથી મહેનતની કિંમત એટલે મુસારા જુદી જુદી જગ્યાઓએ સરખા થઈ જતા નથી. અમદાવાદ અને મુંબઈમાં ઘઉં જેવી ચીજના ભાવમાં એક ગામથી બિજે લઇ જવાને જેટલું ખર્ચ પડે તેથી વધારે ફેર ઘણીવાર સુધી

રહી શકે નહિ. પરંતુ મહેનતની કિંમત ઉપર સ્પર્ધાની આટલી બધી ઝડપથી અસર થતી નથી. અમદાવાદનો કર્મકાર એમ જાણતો હોય કે મને મુંબાઈ જવાથી ઘણો ભારે મુસારો મળશે પણ પ્રથમ તો તે બિચારા પાસે પોતાના છોકરાં છૈયાં તથા ઘરબાર મુંબાઈ ઉપાડી લાવવાને ખર્ચ થાય તેટલાજ પૈસા હોય નહિ. વળી જે ગામમાં પોતે જન્મારો ગાળ્યો હોય ને જ્યાં સગાં સંબંધી થયાં હોય તે મુકી બિજે ગામ જવાની પણ તેની એકદમ ઇચ્છા થાય નહિ.

આપણા દેશમાં કર્મકારો વચ્ચે સ્પર્ધા ઘણી ખરી છેજ નહિ. તેઓ બચારા એવા અજ્ઞાન હોયછે કે તેમને પોતાનું ગામ છોડી દસ ગાઉ ઉપર બિજું ગામ હોય ત્યાં જવાનું કહો તે પણ તેમને લંકા જવા જેવું લાગે. વળી ઘણા ધંધાઓના મુસારાના દર તો રિવાજથી નક્કી થયેલા હોયછે. એટલે તેમાં સ્પર્ધા ચાલતી નથીજ એમ કહેવાય.

**જુદા જુદા ધંધાઓમાં મુસારાનો દર જુદો હોવાના એડમ સ્મિથે બતાવેલાં કારણ.** જો દરેક વર્ગના કર્મકારોમાં અનિયંત્રિત સ્પર્ધા ચાલતી હોય તો એકજ સરખા કામને સારૂ જુદી જુદી જગ્યાઓએ મળતા મુસારામાં કંઈ ફેર રહેશે નહિ. પણ જુદી જુદી જાતના કામોમાં તો મુસારાના દરમાં હમેશાં ફેર રહેવાનોજ. જુદી જુદી જાતના કામમાં મુસારાના દર જુદા જુદા થવાના અર્થશાસ્ત્રી એડમ સ્મિથ પાંચ કારણો ગણાવેછેઃ—

૧. કામની રૂચિરતા અથવા અરૂચિરતા.

૨. કામ શિખવાની સહેલાઈ અને સસ્તાઇ અથવા મુસ્કેલી અને ભારી ખરચ.

૩. તે કામમાં રોજીની સ્થિરતા અથવા અસ્થિરતા.

૪. કામ કરનારાઓ ઉપર વધારે અથવા ઓછો ભરોસો રાખવાની જરૂર.

૫. તે કામમાં ફતેમંદ થવાનો સંભવ અથવા અસંભવ.

આ કારણોની સાથે વળી કર્મકારોના જે ચઢતા ઉતરતા વર્ગ પડેલા હોય છે તેમાંના એક વર્ગના કર્મકારો બિજા વર્ગના કર્મકારો જોડે સ્પર્ધા કરતા નથી પણ પોતે જે વર્ગમાં જનમ્યા હોય તેમાંજ જનમારો ગાળેછે એ વાતથી પણ જુદા જુદા કામોમાં મુસારાના દરો

જુદા જુદા થવા તરફજ અસર થાયછે. ઘણું કરીને ખેડુતનો છોકરો ખેડુતનાજ કામમાં રહેછે, ને સોનીનો છોકરો સોનીનુંજ કામ કરેછે, તેઓ ભાગ્યેજ બિજા ધંધામાં પડવા જાયછે.

અમુક કામની રૂચિરતા અથવા અરૂચિરતાની કામ કરતા માણસોના મુસારા પર શી અસર થાયછે તેનો ઘણો સારો દાખલો ખાણ ઉઘાડવાના ધંધામાં મળી આવશે. જે કર્મકારો ખાણમાં જમીનની નીચે ઉંડાણમાં કામ કરેછે તેઓને, જે કર્મકારો બહાર કાહાડેલી અશુદ્ધ ધાતુના કકડા કરવા, તેને ધોવી એવી તરેહના ઓછાં જોખમવાળા ને કંટાળો નહિ ઉપજે એવાં કામ કરેછે તેઓનાં કરતાં, ઘણા ભારે મુસારા મળેછે. કારણ કે કોઇ પણ માણસ ઘણા જોખમવાળા અથવા તંદુરસ્તીને નુકશાન પોહોચે એવાં કામ કરવાને, તે જોખમ ખમવાને બદલ ભારે મુસારો મળે તે શિવાય, તૈયાર થશે નહિ. કોયલાની ખાણની અંદર કામ કરવું જીવને ઘણુંજ જોખમ ભરેલું છે માટે તેમાં કામ કરનારા માણસોને મુસારાના સાધારણ ચાલુ દર ઉપરાંત ઘણું વધારે મળેછે ને તેથી તેઓ લલચાઇને તેવું જોખમ ભરેલું કામ કરેછે. બિજી બધી હકીકત એક સરખી હોય તો જેમ એક ખાણ બિજા કરતાં વધારે જોખમ ભરેલી તેમ તેમાં કામે લાગેલા કર્મકારોનો મુસારો વધારે.

કામની રૂચિરતા અને અરૂચિરતાના મથાળામાં જે ધંધાઓથી માન અગર ધિક્કાર અને અપ્રીતિ મળે તેનો સમાવેશ થઇ જાયછે. કેટલીક નોકરિયોના પગાર હલકા હોયછે પણ તે જગોના માન મરતબાને લીધે લોકો તે લેવાને ખુશી હોયછે. તેઓને જે થોડો પગાર મળેછે તેનો બદલો તેમને જે માન આબરૂ મળેછે તેથી મળેછે. તેમ બીજી તરફથી જે લોકો એવા ધંધા કરેછે કે જેથી લોકોમાં તેઓ ધિક્કારાયછે તેમને તેવી ગેર આબરૂ મળવાના બદલા તરીકે ભારે મુસારો મળેછે. આપણે અમદાવાદ સુરત જેવા ગામોમાં જોઇયે છિયે કે કુતરાં મારી નાંખવા ઉપર એક અમલદાર હોયછે તેને તેના કામની સહેલાઇના પ્રમાણમાં પગાર વધારે મળેછે: તેનું કારણ એ કે એ જગો લેનાર માણસ લોકોમાં ઘણો ધિક્કારાયછે ને આ અપમાન ખમવાને કોઇપણ માણસ કયારે તૈયાર થાય કે તેને એવો પગાર મળવો જોઇયે કે તેથી તે લલચાય; એટલે તેટલીજ મહેનતનું

બિજું કામ હોય તેમાં જે મુસારો મળે તેથી આ કામમાં અપમાન ખમવું પડે તેના બદલા તરફિ વધારે મુસારો મળવો જોઇયે.

વળી કેટલાક ધંધાઓ શિખતાં ઘણો વખત અને ખરચ લાગેછે ને કેટલાક ઘણા સહેલથી અને વગર ખરચે શિખી શકાય અને જેમાં ગમે તે માણસ ચાલી શકે. તેથી જે ધંધાઓ શિખતાં ઘણો વખત અને ખરચ લાગે તે ધંધો કરનારા માણસોને તેમણે તે શિખતાં જે વખત ગુમાવ્યો હોય તથા ખરચ કર્યું હોય તેના બદલા તરફિ ભારે મુસારો મળવોજ જોઇયે; કારણ કે જો કંઈ વધારે મળવાની આશા ન હોયતો કોણ મફત ખરચ કરે ને વખત ગુમાવે? વહાણ બાંધનારનું અથવા કાચના વાસણ કરવાનું કામ શિખવા સારૂ ઘણો વખત લગી તો ઉમેદવારી કરવી પડેછે ને ઉમેદવારી કરે ત્યાં લગી કંઈ મળતું નથી એટલુંજ નહિ પણ ઉલટો કેટલીક વખત શિખવનારને દરમાયો આપવો પડેછે. આટલું કરતાં પણ તે કામમાં જોઇયે એવી કુશળતા મેળવતાં ઘણી મુસ્કેલી પડેછે. આવું ખરચ તથા મુશ્કેલી વેઠી તૈયાર થયેલા કારિગારોને જે કારિગરોનો ધંધો શિખતાં કંઇ પણ મુશ્કેલી અથવા ખરચ લાગતું ન હોય તેમનાથી અવશ્ય ભારે મુસારો મળવોજ જોઇયે.

જે ધંધાઓમાં જોઇતી કુશળતા મેળવવાને લાંબા અનુભવની તેમજ કુદરતી બક્ષીશની જરૂર હોય છે તેવા ધંધાઓનો મુસારો નક્કી થવામાં "કામ શિખવાની મુસ્કેલી" ઉપર ઘણો આધાર રહેછે. સઉથી સરસ ગવૈયાઓને જે ભારે ઉપજ થાય છે તેનો તેઓએ કુશળતા મેળવવા કરેલા ખરચ ઉપરજ ફક્ત આધાર રહ્યો છે એમ નથી. તેમનાથી જે ગવૈયાઓ ઓછા કુશળ ગણાતા હશે તેમણે પણ પોતાનો કંઠ કેળવવા પાછલ પેલા પહેલા નંબરના ગવૈયાઓ જેટલીજ મહેનત લીધી હશે ને ખરચ કર્યું હશે. પણ પેલાઓને તેમના કરતાં ઘણી ભારે રોજી મળે છે તેનું કારણ એ કે તેઓને કંઠની અથવા અક્કલની કુદરતી બક્ષીસ સારી હોવાને લીધે તેઓ ફાવી ગયા હોયછે. હંમેશાં લોકો સઉથી સરસજ ગાયનની માંગણી કરવાના અને તેવું સરસ ગાનારા થોડા એટલે તેમને ભારે મુસારો મળે એમાં કંઈ નવાઇ નથી. તેવીજ રીતે ઘડિયાળ બનાવવાના વિવિધ ઝિણા કામોમાં પણ જેઓને સારી હથોટી પડી ગઇ હોય છે તેમને ભારે કમાઈ થાયછે.

ધંધામાં હમેશ રોજી મળશે એવી ખાતરી હોય કે ન હોય તે વાતની તેમાં મળતા મુસારા ઉપર અસર થાય છે. જેમાં વરસના નવ મહિના રોજી ચાલે એવું હોય તેમાં નવ માસને સારૂં જો વધારે મુસારો ન મળતો હોય તો કોઈ તે ધંધામાં જવાને તૈયાર થશે નહિ. આપણા જોવામાં દરરોજ આવે છે કે રસોઇઆ અથવા ચાકરને હંમેશાને સારૂં નોકર રાખવાનું કહેશો તો મહીનાનો જે પગાર માંગશે તેના કરતાં જો તેને ફક્ત એકજ મહીનો રાખવાનું કહેશો તો વધારે પગાર માંગશે. વળી જો આઠ દીવસજ રાખવાનું કહેશો તો તેના પ્રમાણમાં તેથી પણ વધારે માંગશે. થોડી મુદત પછી પાછું બિજે નોકરી ખોળવા જવું પડે ને મળે ત્યાં લગી વગર પગારે રખડવું પડે એ જોખમ માથે લેવાને, તેના બદલમાં તેને કંઈ વધારે મળે તોજ, માણસ તૈયાર થાય.

કોઇ પણ ધંધામાં કામે લાગેલા માણસો ઉપર જેટલો વિશ્વાસ રાખવાની જરૂર પડે તેની તેઓને મળતા મુસારા ઉપર ઘણી અસર થાયછે. જેમ વધારે વિશ્વાસુ માણસની જરૂર તેમ તેને વધારે મુસારો આપવો પડવાનો. ખજાનચીઓ, નાણાવટીના તથા ઝવેરિના ગુમાસ્તાઓ, આગગાડીના એન્જીન ચલાવનારાઓ, ગાર્ડો વિગરે, એવા માણસો હોવા જોઇયે કે જેમના ઉપર સુખેથી ઘણો ભરોસો રાખી શકાય. જે માણસો પ્રમાણીક તથા ચોખ્ખા છે એમ માલુમ પડે તેમનેજ એવી જગો ઉપર રાખવામાં આવે અને તેઓ વિશ્વાસ રાખવા લાયક છે એમ ઠર્યું કે તેમના ઉપર મુકેલા વિશ્વાસને અંગે તેમને માથે જે જવાબદારી આવે છે તેના બદલા તરીકે તેઓ ભારે દરમાયા માગેજ.

ઘણા ધંધાઓમાં ફતેહ મળશે એ વાતની ખાતરી હોય છે. ખેડુત, દરજી અથવા એવા બિજા ધંધેદારને પોતે પસંદ કરેલા ધંધામાં પોતે ફતેહમંદ થશે તે વિષે ભાગ્યેજ કંઈ શક હોય છે. પણ બૅરિસ્ટર અથવા દાક્તર તરીકે કામ કરવા તૈયાર થનાર માણસને પોતે તે ધંધામાં ફતેહમંદ થશે કે નહિ તે વિષે ઘણો શક હોય છે ને આ જોખમ માથે લઈ જે તે કામ કરવા માંડે છે તેને ફતેહમંદ થવાશે કે નહિ એ બાબતનું જોખમ માથે લીધા બદલ જે ધંધાઓમાં ફતેહમંદ થવાનું નક્કીજ હોય છે તેના કરતાં વધારે ઉપજ થાયછે.

એ વાત ધ્યાનમાં રાખવાની છે કે જુદા જુદા ધંધાઓમાં મુસા-

રાના જુદા જુદા દર ઉત્પન્ન કરનારાં એડમ સ્મિથે આપેલાં પાંચ કારણો જુદા જુદા ધંધાઓમાં ચાલતી સ્પર્ધાને અટકાવવાથીજ અસર કરેછે. જેમકે જો કોઈ ધંધો અરૂચિર હોય તો તેથી તેમાં કામે લાગનારની સંખ્યા ઓછી થશે; જો તે કામ ઘણુંજ કંટાળા ભરેલું હશે તો ગમે તેટલો ભારે મુસારો મળે તો પણ ઘણાજ થોડા માણસો તે કામ કરવાને તૈયાર થશે. આપણે જે કુતરા મારનારની જગાનો દાખલો આપ્યો તેમાં ગમે તેટલો ભારે મુસારો મળે પણ ઘણાજ થોડા માણસો તે લેવાને તૈયાર થશે. તેમજ કોઈ કામ શિખવાની મુશ્કેલી અને ખરચને લીધે કામમાં મુસારો વધારે મળવાનું કારણ એ છે કે તેવી મુશ્કેલી અને ખરચને લીધે તેવા કામમાં થોડા માણસો પડેછે. એટલે અમુક ધંધો શિખવાની મુશ્કેલી અથવા ખરચ ઉપરજ તેમાં મળતા મુસારાનો આધાર રહેછે એમ નહિ પણ તેવી મુશ્કેલી અને ખરચને લીધે જે પ્રમાણમાં લોકો તે ધંધામાં પડતા અટકેછે તે પ્રમાણમાં તેમાં મળતા મુસારા વધારે હોયછે. પહેલાં ફક્ત મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયેલાને ભારે પગાર મળતા હતા ને હવે વધારે મુશ્કેલી તથા ખરચ ખમી બિ. એ. અથવા એમ. એ. થયેલાને પહેલાના પ્રમાણમાં કંઈજ મળતું નથી. કારણ કે તે કામમાં મુશ્કેલી ને ખરચ છે તોપણ તેમાં સ્પર્ધા કરનારા માણસોની સંખ્યા ઘટવાને બદલે ઉલટી વધેછે. વળી પ્રમાણીકપણું તથા વિશ્વસનીયતાના સંબંધમાં પણ તેમજ થાયછે. જ્યાં સુધી એ ગુણવાળા થોડા જડી આવે ત્યાં લગી તેઓને ભારે મુસારા મળે. પણ જો તે ગુણ બધા માણસોમાં જડી આવે તો પછી કંઈ તેઓને વધારે મુસારો મળે નહિ. જુદા જુદા ધંધાઓમાં મુસારાના જુદા જુદા દરો હોવાના એડમ સ્મિથે આપેલાં પાંચ કારણો યથાર્થ સમજવાને માટે આપણે હમણા કહી તે હકીકત ધ્યાનમાં રાખવી જોઈયે; કારણ કે જો એવો સિદ્ધાંત કંઈપણ અપવાદ વગર ખરો હોય કે કોઈપણ ધંધો અરૂચિર હોય અથવા તેને અંગે જવાબદારી હોય તો તેમાં કામે લાગેલા માણસોને તે પ્રમાણમાં વધારે મુસારો મળવોજ જોઈયે તો ભંગી, કોયલાની ખાણમાં કામ કરનારા મજુર, એન્જીન હાંકનારા વિગેરેને જડજ અથવા કલેક્ટર કરતાં પણ વધારે મુસારો મળવો જોઈયે. જુદા જુદા ધંધાઓમાં

મુસારાના જુદા જુદા દર કરનારા એડમ સ્મિથે આપેલાં કારણોની અસર કેટલી થાયછે તે વિચારતાં પહેલાં તે કારણોની અસર જે ધંધાઓ ઉપર થતી હોય તેમાં કામ મેળવવા સ્પર્ધા કરનારા માણસોની સંખ્યા કેટલે દરજ્જે તે કારણોથી ઓછી થાયછે તે પ્રથમ જોવું જોઇયે.

**પ્રકરણ ૨ ઉપર સવાલો. મહેનતનો મુસારો.**

૧. મુસારો એટલે શું ? તેનો સાધારણ દર શાથી નક્કી થાય છે ?

૨. ત્યારે મહેનતુ વર્ગની સ્થિતિ સુધારવાની ફક્ત કઇ રીત છે ?

૩. શા કારણથી વિલાયતમાં મુસારાનું ભંડોળ ખુબ વધ્યું ?

૪. જે પ્રમાણમાં મુસારાનું ભંડોળ વધ્યું તે પ્રમાણમાં કર્મકારની સ્થિતિમાં કઇ સુધારો થયો કે નહિ ?

૫. વિલાયતમાં પરદેશાથી આવતા અનાજ ઉપર લેવાતી જકાત કહાડી નાંખી તેથી કર્મકારની સ્થિતિ ઉપર શી મુખ્ય અસર થઇ છે ?

૬. વસ્તી વિષે મેલથસનું શું કહેવું છે ?

૭. વસ્તી વધવા ઉપરના અંકુશના તે શા વર્ગ પાડેછે ?

૮. કેળવણીના વધારાથી આ અંકુશોમાંથી કયો વધારે પ્રબળ થાયછે ?

૯. વસ્તી વધવાથી કર્મકારની સ્થિતિ કઇ બે રીતે ખરાબ થાયછે ?

૧૦. કેટલાક લોકોને પરદેશ મોકલી દેવા એ વસ્તી જોઇયે તે કરતાં વધી ગયાનો પુરતો ઉપાય છે ? ને નહિ તો શા માટે ?

૧૧. નફાના સાધારણ દરની મુસારાના ભંડાળ ઉપરની અસર બરોબર બતાવો.

૧૨. મુસારામાં વધારો થવાથી કર્મકારોને કામે લગાડનારાઓને સાધારણ દરથી ઓછો નફો મળે તો શું કર્મકારોને આખર ફાયદો પડે ?

૧૩. મહેનતની ઉત્પાદકશક્તિ વધવાથી મુસારાના ભંડાળ ઉપર કેવી રીતે અસર થાય છે ?

૧૪. મહેનતની કિંમત ફેરફારને પાત્ર છે કે કેમ ?

૧૫. ભારે કિંમતોથી શું ભારે મુસારા થાય છે? દાખલા આપો.

૧૬. મુસારાનો દર છેક ઘટી ગયો હોય અથવા છેક વધી ગયો હોય તો તે સ્પર્ધાથી પાછો કેવી રીતે ઠેકાણે આવેછે તે બતાવો.

૧૭. સ્પર્ધાની અસર ચીજોની કિંમતો ઉપર થાય છે તેના કરતાં મહેનતના મુસારા ઉપર ઘણી ધીમી થાય છે તેનું કારણ શું?

૧૮. પરોપકારાર્થ આપવાની મદદ કેવી રીતે આપવી જોઇયે તે દાખલો આપી સમજાવો.

૧૯. જુદા જુદા વર્ગના કર્મકારોએ એક બિજા સાથે સ્પર્ધા ન કરવાના કેટલાક કારણો બતાવો.

૨૦. જુદા જુદા ધંધાઓમાં મુસારાના દર જુદા જુદા થવાનાં એડમ સ્મિથે આપેલાં પાંચ કારણો ગણાવો.

૨૧. આ પાંચ કારણોની મુસારા ઉપરની અસરના દાખલા આપો.

૨૨. એડમ સ્મિથે આપેલાં કારણોની કોઇ પણ ધંધાના મુસારા ઉપરની અસર વિચારતાં પહેલાં શી વાત ધ્યાનમાં રાખવી જોઇયે?

---

૧. સને ૧૮૭૧ ના જુલાઇ માસમાં વિલાયતમાં પ્રસિદ્ધ થતા **ડહી ન્યુસમાં** આ પ્રમાણે લખેછેઃ—"આ વર્ષમાં થયેલા વરતીપત્રકમાં બતાવેલી ઇંગ્લાંડ અને વેલ્સની વરતી ઉપરના રજીસ્ટ્રાર જનરલના રિપોર્ટ ઉપરથી દેશની આબાદાની કેટલી બધી વધી તે સાફ જણાઈ આવશે. વરતીમાં એટલો બધો વધારો થયોછે કે તે કોઈના ધાર્યામાં પણ નહિ હોય. દસ વર્ષ ઉપર ઇંગ્લાંડ અને વેલ્સમાં જેટલા માણસો હતાં તેના કરતાં ગયા એપ્રીલમાં ૨૬૩૭૮૮૪ વધારે હતાં. દસ વર્ષની મુદતમાં આટલો વધારો કોઈ દિવસ થયો નથી." ઉપર કહેલા વખતમાં લંડન શાહેરમાં ભિખારિયોનું પુરૂં કરવાનું ખર્ચ ૧૩૦ ટકા વધ્યું. અને ઇંગ્લાંડ અને વેલ્સમાં સન ૧૮૬૬ થી ૧૮૬૯ ના વર્ષોમાં પુઅર હાઉસમાં આવી મદદ લેનાર ભિખારિયો તથા એમને એમ બારોબાર મદદ લેનારા ભિખારિયો અનુક્રમે ૧૭ તથા ૧૦$\frac{1}{2}$ ટકા વધ્યા એ વાત ધ્યાનમાં રાખી ઊપલા વાક્યો ઉપર ટીકા લખો.

૨. વેપાર મંદ હોય ત્યારે કર્મકારોને દાન લેવાથી વધારે ફાયદો થશે કે જ્યાં મહેનતનો ખપ હોય ત્યાં જવા સારૂ મદદ લેવાથી?

૩. સને ૧૮૭૦ માં એક ન્યુસ પેપરમાં આ પ્રમાણે લખ્યું હતું "કોયલા તથા લોઢું ઉત્પન્ન કરવામાં કામે લાગેલા લોકો વેપારની મંદીની અસરમાંથી નિકળતા જાયછે અને પાછા પહેલાના માફક લગ્નો કર્યાં જાયછે" આથી તે કર્મકારોની આબાદાની ઉપર શી અસર થશે?

## પ્રકરણ ૩. મુડી ઉપરનો નફો.

**દ્રવ્ય ઉત્પાદન કરવામાં જે કામ મુડી બજાવે છે તે ખાતર તેને જે બદલો મળે છે તે નફો.** દ્રવ્યનો જે ભાગ ભવિષ્યમાં ઉત્પાદન કરવામાં મદદ લાગવા સારૂ રાખી મુકવામાં આવે તે મુડી એમ આપણે આગળ વ્યાખ્યા આપી ગયા છિયે. એટલે મુડી બચાવવાથી એકઠી થઇ શકેછે પણ તે પોતાનું કામ બજાવવા માટે બધી અથવા થોડી પણ વપરાઈ જવી જોઇયે. એ વાત તો ખુલ્લી છે કે ભવિષ્યમાં જે દ્રવ્ય ઉત્પન્ન થવાનું તેમાંથી જો પોતાનો ભાગ ન મળે તો, દ્રવ્યના માલિકો, તે ઉત્પાદન કરવામાં પોતાનું દ્રવ્ય વાપરવાનું કબુલ કરશે નહિ. આ ભાગને નફો કહેવામાં આવેછે. કેટલાક માણસો એમ ધારે છે કે મુડી દ્રવ્યઉત્પાદનમાં જે કામ કરે તે બદલ તેને કંઇ બદલો મળે એ ગેરવાજબી છે. મુડીદારોને ઘણા લોકો સ્વાર્થી વ્યાજખોરિયા તરીકે ધિક્કારી કહાડેછે અને તેઓ પોતાના નાણાંવતી જે વ્યાજ કમાયછે તેટલું લોકો પાસેથી તેઓ મફત ચોરી જાયછે એમ તેઓ ધારેછે. આ વિચાર કેવા ભૂલ ભરેલા છે અને મુડીદારોને જે નફો મળેછે તે કાયદેસર છે ને તે હમેશાં મળવોજ જોઇયે એ વાત ફ્રાન્સ દેશના એક બાશિયા નામના વિદ્વાન ગૃહસ્થે નીચેની વાતમાં બરોબર બતાવી આપીછે. એક ગામડામાં જેઇમ્સ નામનો એક સુથાર હતો ને તે બિચારો રાત દિવસ મહેનત કર્યા કરતો હતો. તેને એક દિવસ એમ વિચાર આવ્યો કે મારી પાસે ફક્ત વાંસલો, કરવત અને હથોડીજ હોવાને લીધે સફાઈ બંધ સામાન બનાવી શકતો નથી ને તેથી મને બરાબર પૈસા મળતા નથી; જો મારી પાસે રંદો હોય તો સફાઈ બંધ સામાન બનાવી મારા ઘરાકોનું મન રાજી કરૂં તો તેઓ મને વધારે પૈસા આપે, માટે લાવો હું જાતેજ એક રંદો બનાવી તે વાપરવા માંડું. આમ ઠરાવ કરી તેણે આઠ દસ દિવસમાં એક સરસ રંદો તૈયાર કર્યો; અને તે વળી પોતે જાતે બનાવેલો એટલે તેને ઘણો કિંમતી લાગતો હતો. આવી રીતે રંદો તૈયાર કર્યા પછી બિજે દિવસે તે રંદો વાપરવાથી શો વધારે નફો થશે તેનો વિચાર કરતો બેઠો હતો તેટલામાં પાસેના ગામડાનો તેનો વિલિયમ નામનો એક ઓળખીતો સુથાર કંઇ કામ સારૂ તેને ત્યાં આવી પોહોચ્યો; તેની નજરે પેલો રંદો

પડ્યો તે તેને પસંદ પડ્યો અને તે રાખ્યવાથી ઘણા ફાયદા થાય એમ તેને લાગ્યું. તે ઉપરથી તેણે જેઇમ્સને નીચે પ્રમાણે કહ્યું:—

તમે મારૂં એક કામ કરો; આ રંદો મને એક વર્ષ લગી માંગ્યો આપો; જેઇમ્સ બોલી ઉઠ્યો કે એમ તે કેમ બને? હું તમારૂં એટલું કામ કરૂં તેને બદલે તમે મારૂં શું કરશો?

વિ૦—કંઇ નહિ; શું તમે જાણતા નથી કે કંઈ વસ્તુ માંગી આપિયે તેના બદલામાં તે કંઈ લેવાનું હોય?

જે૦—હું એવું કાંઈ સમજતો નથી. મેં રંદો બનાવ્યો છે, તે કાંઈ તમને આપવા સારૂ બનાવ્યો નથી.

વિ૦—હશે ત્યારે, જેવી તમારી ઇચ્છા. બોલો ત્યારે તમે મારૂં આટલું કામ કરશો તેના બદલામાં તમે શું માગો છો?

જે૦—પ્રથમ તો એકે તમે રંદો એક વર્ષ વાપરશો કે તે પુરોજ થઇ જવાનો. માટે તમારે બરોબર એના જેવોજ એક રંદો મને પાછો આપવો.

વિ૦—એ વાજબી છે. એ સરત મારે કબુલ છે. હું ધારૂં છું કે તમે એટલેથીજ સંતોષ પામશો. કંઈ વધારે તો નહિ જોઇયે ને?

જે૦—ના ભાઇ એમ તો નહિ. મેં રંદો કંઈ તમારે સારૂં નહિ પણ મારે સારૂ બનાવ્યો છે. તે વાપરીને કંઈ લાભ મેળવવાની આશાથી મેં એ બનાવ્યો છે. મારૂં કામ એ વાપરીને વધારે સફાઈબંધ કરી મારી સ્થિતિ સુધારવાના ઇરાદાથી મેં એ બનાવ્યો છે; તેથી જો તમે વર્ષ દિવસ પછી ફકત રંદોજ મને પાછો આપો તો વર્ષ દહાડા લગી તે વાપરવાથી થતો લાભ બધો તમે લેશો. ત્યારે મને કંઇ પણ બદલો મળ્યા શિવાય આવો લાભ તમને આપી દેવાને હું બંધાયો નથી. માટે જો તમારી એ રંદો લેવાની ઇચ્છા હોય તો વર્ષ દહાડા પછી એવો રંદો પાછો આપવાની સરત કરો એટલુંજ નહિ પણ તે મુદત લગી એ રંદાનો મને કંઈ લાભ મળે નહિ તેના બદલામાં એક નવું પાટિયું મને તમે આપો.

આ સરતો બન્ને જણાએ કબુલ કરી. પણ વધારે ખુબીની વાત એ છે કે જ્યારે વર્ષ દહાડા પછી રંદો પાછો જેઇમ્સ પાસે આવ્યો

ત્યારે તેણે વળી પાછો તેને ભાડે આપ્યો ને હમેશાં પછીથી એ પ્રમાણે કરવા માંડયું. આ વાત ઉપરથી શો સાર લેવાનો છે તે આપણે જુવો. રંદો તે મુડીરૂપ છે અને પેલું પાટિયું તે વ્યાજરૂપ છે. ત્યારે જેમ પેલો રંદો વાપરવા આપવા બદલ જેઇમ્સને પાટિયું મળ્યું તે વ્યાજબી છે એમ આપણને લાગે છે તેમજ મુડીદારો પોતાની મુડી બિજાને વાપરવા આપે તે બદલ તેને વ્યાજ મળવું જોઇયે એ પણ વ્યાજબી છે. વળી એ વાત ઉપરથી બિજું પણ એક અનુમાન થાય છે તે એ કે વ્યાજ આપવું એ મુડી ઉછીની લઈ જનારને કંઈ નુકસાનકારક નથી. જેમ્સ અને વિલિયમ વચ્ચે જે કરાર થયો તે તેમની પોતાની રાજી ખુશીથી થયો. અને વિલિયમે તેની સરતો કબુલ કરી તે ઉપરથી સાબીત જણાય છે કે તેમ કરવાથી પોતાને લાભ થશે એમ તે ધારતો હશે. વર્ષ દહાડો રંદાનો ઉપયોગ કરવાથી પાછો આપવાનો જે રંદો અને પાટિયું તેની કિંમત ઉપરાંત તેને લાભ થવાની ખાતરી હોવી જોઇયે.

**મુડી ઉપરના નફામાં ત્રણ અંશો હોયછે.** મુડી ઉપરનું વ્યાજ જોખમનો બદલો, અને દેખરેખ રાખવાનો મુસારો. કોઇ પણ દેશમાં મુડી ઉપરનું વ્યાજ શું છે તે જાણવું હોયતો તે દેશમાં કંઇપણ જોખમ અથવા દેખરેખની મહેનત ન પડે એવી ધીરધારમાં શું વ્યાજ પરવડે છે તે જાણવું જોઇયે. આપણે અહિંયા સરકારી સેવિંગ્સ બેંકમાં રૂપિયા મુકવામાં આવેછે તેમાં જોખમ છેક નહિજ જેવું છે; તેમ રૂપિયા મુકયા પછી કંઈપણ દેખરેખ રાખવાની મહેનત પડતી નથી. આવી રીતે રૂપિયા ધીરનારને ૩॥ ટકાનું વ્યાજ મળેછે. તેથી આપણા દેશમાં વ્યાજનો હાલ તો ચાલુ દર ૩॥ ટકાનો કહેવાય. હવે જે ધીરધારમાં આથી વ્યાજનો દર વધારે ઉપજે ત્યાં એમ સમજવું કે રૂપિયા આપનારને દેણદારની શાહુકારીમાં તે પ્રમાણમાં ઓછો ભરોસો છે. જેમ શાહુકારી ઓછી તેમ લેણું ડુબવાનું જોખમ વધારે અને તેથી જે પ્રમાણમાં મુડીદાર વધારે જોખમમાં ઉતરે તે પ્રમાણમાં તે નાણાં ધીરવા બદલ વધારે બદલો માંગે. એટલે જો મુડી ઉપરનો નફો ને મુડી ઉપરનું વ્યાજ બે સરખાંજ હોયતો લોકો કોઈ પણ ધંધામાં નાણાં નાંખીને જોખમ માથે લેવાને તૈયાર થશે નહિ. જો વેપારમાં ફકત ચાર ટકાજ પરવડતું હોય તો વેપારિયો તેવા જોખમમાં પડવાને

બદલે સરકારી પ્રોમીસરી નોટો વિગરેજ રાખી તેટલું વગર જોખમે વ્યાજ લેવાને તૈયાર થશે. વધારે મળવાનું ન હોય તો જોખમવગરના નિરાંતના ચાર ટકા ખાવાના મુકી જોખમ ખમી તેટલોજ બદલો લેવા કોણ જાય? જે ધંધાઓમાં જોખમ તથા દેખરેખ રાખવાની મહેનત સૌથી વધારે તેમાં મુડીદારનો નફો પણ સૌથી વધારે. જુદા જુદા ધંધાઓમાં જે પ્રમાણમાં આ બે અંશોમાં ફેરફાર હોય તે પ્રમાણમાં તેમાં રોકેલી મુડી ઉપરના નફાના દરમાં ફેર પડવાનો.

જંગલી દેશોમાં માલમિલકતની સલામતી નહોવાને લીધે મુડી ઉપરના નફામાં મોટો ભાગ જોખમના બદલાનો હોયછે. આપણા હાલના પણ કેટલાક દેશી રાજ્યોમાં એવી અવ્યવસ્થિત રીતે રાજકારભાર ચાલેછે કે ત્યાં ધીરધાર કરનારને પોતાની મુડી પાછી મળે એ વિષે ઘણી ધાસ્તી હોયછે. તેથી ત્યાં રાજાને પણ રૂપિયા લેણા લેવાં હોય તો તેને પણ વ્યાજનો દર એટલો તો ભારે આપવો પડેછે કે લેણદારને ફક્ત થોડા વર્ષના વ્યાજમાંથીજ મુદલ લગભગ વળી રહે. એ વાત તો ખરી છે કે શાહુકારને નાણાં મળે તેના કરતાં દેવાળિયાને નાણાં ઘણાજ મોઘાં મળે. પૈસાદાર માણસોના ઉડાઉ અને વ્યસની છોકરાઓએ બાપ મુએ બમણા અને બે દોકડાના વ્યાજની સરતે રૂપિયા દેવા કહાડયાની વાત ઘણી વખત આપણા સાંભળવામાં આવેછે, લોકો તેમની પાસે આટલી બધી સખ્ત સરતો માંગેછે કારણ કે રૂપિયા પાછા મળશે કે નહિ તેનો ભરૂસો હોતો નથી ને તેથી તેઓ જોખમના પ્રમાણમાં વધારે માગેજ. આવી રીતનું જોખમ ખાઈ નાણાં ધીરનાર મળેછે તેનું કારણ એ કે જોખમ તો ખરૂં પણ કંઈ બધાને ધીરેલાં નાણાં જતાં નથી. એકને ધીરેલા નાણાનું મુદ્દલ તથા વ્યાજ બન્ને જાય તો વળી બિજાને ધીર્યાં હોય તેમાંથી બરોબર વળતર મળવાથી પેલી ખોટ પુરાય. વળી આવા દેવાલિયા લોકોને ધીરધાર કરનારની લોકોમાં સહેજ ગેર આબરૂ પણ થાયછે તેથી તેઓ આ ગેરઆબરૂ માથે લેવા બદલ કંઈ વધારે માગે.

**એકજ દેશમાં એકજ વખતે સઘળા ધંધાઓમાં વ્યાજનો દર તો એકજ હોવો જોઈયે. જો જુદા જુદા ધંધાઓમાં મળતા નફામાંથી જોખમ, ગેર આબરૂ અને દેખરેખ રાખવાની**

મહેનતના બદલા તરીકે મળતી રકમ બાદ કરવામાં આવે તો ફક્ત મુડી ઉપરનું વ્યાજ બાકી રહેશે. અને તેનો દર એકજ દેશમાં એકજ વખતે સઘળા ધંધાઓમાં જો સ્પર્ધા હશે તો એક સરખોજ માલુમ પડશે. ખેડુત, ગાંધી, મોચી વિગરેના ધંધાઓમાં રોકેલી મુડી ઉપર વ્યાજ તો એક જગ્યાએ અને એકજ વખતે સરખુંજ પરવડવાનું પણ તે ધંધાઓમાં મળતા નફાના દરમાં તો તે ધંધાઓમાં જોખમ, આબરૂ અને દેખરેખ રાખવાની મહેનતમાં જે પ્રમાણમાં ફેરફાર હોય તે પ્રમાણમાં ફેર પડવાનો. તેથી જુદા જુદા ધંધાઓમાં નફો એક સરખો થવાનું વળણ થાય એમ કહેવું એ ભૂલ ભરેલું છે. કારણ કે કોઇ ધંધામાં બિજા કરતાં હમેશાં વધારે જોખમ હોય છે, અને આ જોખમ ખમવા બદલ તેમાં રોકેલી મુડીને બદલો મળવોજ જોઇયે. વળી કોઇ ધંધાઓમાં બિજા કરતાં વધારે દેખરેખ રાખવાની જરૂર પડે છે; અને તે મહેનત બદલ પણ તેમાં રોકેલી મુડી ઉપર કંઇ વધારે પરવડવું જોઇયે. તેથી સ્વભાવિક રીતે જુદા જુદા ધંધાઓમાં પરવડતા નફાના દરમાં તો હમેશાં કાયમ ફેરફાર હોવોજ જોઇયે. ફક્ત એકજ વખતે એકજ દેશમાં જુદા જુદા ધંધાઓમાં રોકેલી મુડી ઉપરનું વ્યાજ એક સરખું હોવું જોઇયે.

**જેમ દ્રવ્ય અને વસ્તી વધતી જાય તેમ વ્યાજના દરમાં થતો ઘટાડો.** જેમ દ્રવ્ય અને વસ્તી વધતી જાય તેમ વ્યાજનો દર ઉતરવાના કારણો હવે આપણે તપાસિયે. રિકાર્ડોના જમીનભાડા વિષેના સિદ્ધાંતનો આ એક સરસ દાખલો છે. મહેનત અને મુડીને કેટલો બદલો મળવો જોઇયે તેનો આધાર આખરે તેમની ઉત્પાદકશક્તિ ઉપર રહેલો છે એટલે જો કોઇ પણ કારણથી તેટલીજ મુડી અને મહેનતથી પહેલા કરતાં વધારે દ્રવ્ય ઉત્પન્ન થાય ને બિજી બધી હકીકત પહેલાં સરખી રહી હોય તો તે પ્રમાણમાં વ્યાજ અને મુસારામાં વધારો થવો જોઇયે. તેમજ જો અમુક મુડી અને મહેનતથી કોઇ પણ કારણને લીધે પહેલા કરતાં થોડું દ્રવ્ય ઉત્પન્ન થાય તો મુસારા અને વ્યાજમાં તેજ પ્રમાણમાં ઘટાડો થવો જોઇયે. ધારો કે એક માણસ અમુક વખતમાં એક મણ ઘઉંની કિંમત જેટલું ખરચ કરી ૧૪ મણ ઘઉં નવા ઉત્પન્ન કરે છે. આમ છે ત્યારે તેની મહેનત અને મુડી ઉપર

બદલો ૫૦ ટકાને દરે પડયો. હવે જો કંઇ કારણથી તેને ઓછી ફળદ્રુપ જમીન ખેડવાની જરૂર પડે ને તેથી અમુક મુદતમાં એક મણ ઘઉંની કિંમત જેટલું ખરચ કરી ફક્ત ૧⅕ મણ ઘઉં ઉત્પન્ન કરે તો તેની મુડી અને મહેનતના બદલામાં (એટલે નફા અને મુસારામાં) ૨૫ ટકાનો ઘટાડો થયો. જેમ જેમ ખેડાણની સીમા ઉતરતી જાયછે એટલે વસ્તીની જરૂરીઆતો પુરી પાડવા અર્થે જેમ જેમ ઓછી ઓછી ફળદ્રુપ જમીન ખેડવી પડેછે તેમ તેમ નફા અને મુસારામાં ઘટાડો થતો જાય છે અને જમીનભાડાં વધતાં જાયછે. કારણ કે અમુક જમીનની ફળદ્રુપતા અને ખેડાણમાં આવતી સૌથી ખરાબ જમીન કે જેનું કંઇ પણ ભાડું ઉપજતું ન હોય એવી જમીનની ફળદ્રુપતા વચ્ચેનો જે તફાવત તે પેલી અમુક જમીનનું ભાડું. રિકાર્ડોના સિદ્ધાંતમાં બતાવ્યું છે કે જેમ વસ્તી વધતી જાય છે તેમ ખોરાકનો વધેલો ખપ પુરો કરવા સારૂ પહેલા કરતાં ઓછી ફળદ્રુપ અથવા ઓછી સગવડતાવાળી જમીન ખેડાણમાં લેવાની જરૂર પડેછે. એમ થવાથી ખોરાક પેદા કરવાને પહેલા કરતાં વધારે મુડી અને મહેનત વાપરવાની જરૂર પડેછે; અર્થાત્ મહેનત અને મુડી પહેલાં કરતાં ઓછાં ઉત્પાદક થાયછે. અને તેથી મુસારા અને વ્યાજ ઘટેછે.

**ક્ષયમાન ઉત્પાદકશક્તિ.** વસ્તી વધવાથી જે વધારે ખોરાક જોઇયે તે જો પહેલાં ખેડાણમાં હોય તેટલીને તેટલીજ જમીનમાંથી પેદા કરવામાં આવે તો તેની પણ ઉપર પ્રમાણેજ અસર થાયછે. જમીનમાંથી વર્ષોવર્ષ પાક કરવામાં આવે તેમ તેનો કસ ઉતરતો જાયછે. ને તેથી અમુક જમીન ઉપર અમુક મહેનત અને મુડી કામે લાગતી હોય તેથી જો બમણી મહેનત અને મુડી કામે લગાડવામાં આવે તો તેથી કંઇ બમણો પાક ઉતરતો નથી. જે પ્રમાણમાં વધારે મહેનત તથા મુડી કામે લગાડવામાં આવે તેજ પ્રમાણમાં વધારે પેદાશ ઉતરે તો તો લોકોની સ્થિતિમાં મોટો ફેરફાર થઇ જાય. એક ખેતરમાંથી આખા દેશનું પુરૂં થાય તેટલો પાક ઉતરે અને પછી તો તલભાર પણ ઉભા રહેવાની જગા મળે ત્યાં લગી વસ્તી વધેજ જાય

નફા અને મુસારામાં ઘટાડો થવાનું વલણ શામાટે થાયછે તથ જુના દેશ કરતાં નવા દેશમાં નફા તથા મુસારાનો દર ભારે શામાટે

હોયછે તે ક્ષયમાન ઉત્પાદકશક્તિના નિયમથી સમજાશે. આપણા જેવા દેશમાં ઘણા વર્ષોથી પાક પકવવામાં આવવાને લીધે જમીનમાંનો કસ ઘણો ઉતરી ગયેલો હોયછે ને દીવસે દીવસે ઉતરતો જાયછે. પણ નવા દેશમાં તો જમીન તાજી હોયછે. જુના દેશમાં અમુક મહેનત તથા મુડી જમીનપર કામે લગાડી હોય તો જેટલી પેદાશ થાય તેના કરતાં તેટલીજ મહેનત તથા મુડી નવા દેશમાં જમીનપર કામે લગાડ્યાથી વધારે પેદાશ થાય અને પેદાશ વધારે થાય એટલે તે પ્રમાણમાં મહેનત અને મુડીનો વધારે બદલો મળે, અર્થાત્ કે નવા દેશમાં જુના દેશ કરતાં મુસારા તથા નફાનો દર વધારે હોય. આ વાત ખરી છે એ વિલાયત અને ઓસ્ટ્રેલિયા દેશની હકીકત સરખાવવાથી પ્રત્યક્ષ સાબીત થાયછે. ઇંગ્લાંડમાં ખેડાણની સીમા ઘણી નીચી છે અને ઓસ્ટ્રેલિયામાં કોઈ ખપમાં ન લે એવી ખરાબ જમીન પણ ત્યાં ખેડવામાં આવેછે. ઇંગ્લાંડમાં અમુક મહેનત તથા મુડી ખેતીવાડીના કામમાં વાપરવામાં આવે તેટલીજ ઓસ્ટ્રેલિયામાં વાપરવામાં આવે તો ઇંગ્લાંડના કરતાં વધારે ઉત્પાદક થાય છે. ને તેથી ઓસ્ટ્રેલિયામાં મહેનત અને મુડીનો બદલો (મુસારો અને નફો) વધારે મળેછે. આ હકીકત ઉપરથી એમ સાબીત થાયછે કે મહેનતને મળતા મુસારાનો દર વધારે છે કે ઓછો તે ઉપર કંઈ નફાનો આધાર રહેલો નથી. પણ જો બધી સ્થિતિ સરખી હોય તો નફાનો આધાર તો મહેનતની ઉત્પાદકશક્તિ ઉપર એટલે મુસારામાં અપાતી રકમ અને મહેનતથી થતી પેદાશ વચ્ચેના પ્રમાણ ઉપર રહેલો છે. એક દેશમાં અમુક ધંધામાં મુસારાનો દર રોજના આઠ આનાનો હોય ને બિજા દેશમાં મુસારાનો દર રોજનો એક રૂપિયાનો હોય તો તે ઉપરથી પહેલા દેશમાં બિજા દેશ કરતાં તે ધંધામાં વધારે નફો પરવડશે એમ કહેવાય નહિ. તેનો આધાર તો મહેનતની ઉત્પાદકશક્તિ ઉપર રહેલોછે. એટલે જો પહેલા દેશમાં એક મજુર આઠ આના રોજ લઇને બે રૂપિયાની પેદાશ કરતો હોય ને બિજા દેશમાં એક મજુર એક રૂપિયો રોજ લઇને ૬ રૂપિયા જેટલી પેદાશ કરતો હોય તો રૂપિયાનો રોજ આઠ આનાના રોજ કરતાં ઉલટો સોંઘો પડે અને રૂપિયો રોજ આપીને પણ બિજા દેશમાં પહેલા દેશકરતાં વધારે નફો

પરવડે. ઓસ્ટ્રેલિયામાં મુસારાના દર ઇંગ્લાંડ કરતાં ઘણા ભારે છે. પણ મજુરીખરચ ઘણું સોઘું પડે છે કારણ કે ત્યાં મહેનત ઇંગ્લાંડ કરતાં ઘણી વધારે ઉત્પાદક થાયછે. આ વાત ખરી છે એ ઓસ્ટ્રેલિયામાં ઇંગ્લાંડ કરતાં નફા ઘણા ભારે છે અને વ્યાજનો દર પણ ભારે છે એ ઉપરથી સાફ જણાઇ આવેછે.

**ચીજોની કિંમતો વધી હોય તે ઉપરથી નફો પણ વધ્યો છે એમ કહેવાય નહિ.** ચીજોની કિંમતો વધી ગઇ એટલે નફો પણ વધ્યોજ હશે એમ ધારવું એ ભૂલ ભરેલુંછે. એ વાત ખરી છે કે કોઇ ચીજનો એકદમ ખપ જાગવાથી કેટલીક વખતે તે બનાવનારાઓને નફા અને મુસારાનો સાધારણ દર પરવડવાને બસ થાય તેના કરતાં થોડી મુદત સુધી તેની કિમત વધારે રહેછે. પણ આપણે ઘણી વખત કહી ગયા છિયે કે મુડીદારો અને કર્મકારો પડાપડી કરીને આવી રીતે મળતો ભારે મુસારો અને નફો પાછો ઠેકાણે લાવશે; એટલે જ્યાં અનિયંત્રિત સ્પર્ધા ચાલી કે હમેશાં કિંમત ઉત્પાદનખરચને આધારે નિયમિત થવાની. આપણે આગળ એક પ્રકરણમાં બતાવી ગયા કે ચીજોની કિંમતો વધે તો તેથી કંઇ મુસારામાં વધારો થવોજ જોઇયે એમ નથી. નફાના સંબંધમાં પણ તેજ પ્રમાણે બનેછે. આપણે સુતરના કાપડનોજ દાખલો લઇયે. ઉત્પાદનખરચમાં ત્રણ અંશ હોયછે: મહેનત, અનુપભોગ અને જોખમ; વળી કોઇ પણ ચીજનું ઉત્પાદનખરચ કરથી પણ વધે. આ ચારમાંથી ગમે તે અંશ વધે અને તેથી ચીજોની કિંમતો વધવાનું વળણ થાય. કોઇ કારણને લીધે રૂ પેદા કરવાને વધારે મહેનત કામે લગાડવાની જરૂર પડે અને તેથી રૂ મોઘું થાય અથવા રૂ ઉપર અથવા વણાઇ તૈયાર થયેલા કાપડ ઉપર કર લેવામાં આવે. આમ થવાથી સુતરના કાપડની કિંમત વધે ખરી પણ તે બનાવવામાં રોકેલી મુડી ઉપર કંઇ વધારે નફો પરવડે નહિ; વખતે એમ પણ બને કે ઉત્પાદનખરચના બાકીના બિજા અંશોનું ખરચ વધવાથી મુડી ઉપર થયેલો નફો ઉલટો ઘટે; અને તેથી કેટલીક વખતે ભારે કિંમતો થાય તેની સાથે નફાનો દર ઉલટો ઉતરે. અમેરિકાની લઢાઇ વખતે રૂ મેળવવું ઘણું મુસ્કેલ તથા મોઘું પડવાને લીધે સુતરના કાપડની કિંમત ઘણી ચઢી

ગઈ હતી; પણ તે બનાવનારાઓને તો બારે ટોટો જતો હતો અને મુસારા તો ઘણાજ ઓછા થઈ ગયા હતા. ભારે કિંમતોથી હંમેશ કંઇ ભારે નફો પડતો નથી એ વાત સહેજ વિચાર કરવાથી ખરી છે એમ માલુમ પડશે. નફાનો દર એ એક પ્રમાણ છે અને તે પ્રમાણ કેટલું છે તે જાણવાને કંઈ એકજ પદ જાણવું બસ નથી; પણ તે એક પદ અને બિજા પદ વચે શો સંબંધ છે તે જાણવો જોઇયે. ખરૂં જોતાં વ્યાજના દરનો આધાર ઉત્પાદનખરચના બિજા અંશો સોંઘા પડેછે કે મોઘા તે ઉપર રહેલોછે અને આ અંશોમાંનો સઉથી વધારે અગત્યનો અંશ મહેનત છે. તેથી વ્યાજનો દર મજુરીખરચ ઉપર આધાર રાખે છે એમ કહિયે તો ચાલે. આપણે ઘણી વખત કહી ગયા છિયે કે મહેનત અને મુડીના સામટા કામે લાગ્યાથી ઉત્પન્ન થયેલી ચીજની કિંમતમાં નફો અને મુસારો આવી જવાં જોઇયે. એટલે જેમ તે કિંમતનો વધારે ભાગ મહેનતને મુસારા તરીકે આપવો પડે તે પ્રમાણમાં મુડીદારને નફા તરીકે મળવાનું ઓછું રહે. મુડીદારને મહેનતનું શું ખરચ પડયું એટલે તે સોંઘી પરવડી કે મોંઘી તેનો આધાર મુડી અને મહેનતે મળી ઉત્પન્ન કરેલી વસ્તુના મૂલ્યનો કેટલો ભાગ મહેનતને બદલા તરીકે મળેછે તે ઉપર રહેલોછે.

**મજુરીખરચનો આધાર શા ઉપર રહેલોછે?** ત્યારે મુડીદારને જે મજુરીખરચ પડેછે તેનો આધાર શા ઉપર રહેલોછે તે નક્કી કરવું જરૂરનું છે. મિલ કહેછે કે મુડીદારને પડતું મજુરીખરચ ત્રણ બાબતોથી નક્કી થાય છે અને તે ત્રણેમાં હંમેશાં ફેરફાર પડેછે.

૧. મહેનતની ઉત્પાદકશક્તિ.

૨. મહેનતનો મુસારો (અહિં એનો અર્થ કમંકારને મળતો ખરેખરો બદલો સમજવો એટલે પોતાના મુસારાવતી જે ચીજો તે વેચાતી લેછે તે.)

૩. જે પદાર્થોનો ઉપર કહ્યા પ્રમાણેના ખરા બદલામાં સમાવેશ થાયછે તે પદાર્થો બનાવવાનું અગર વેચાતા લેવાનું વધારે અથવા ઓછું ખરચ.

મહેનતની ઉત્પાદકશક્તિ વધે અને મુસારામાં અને જીંદગીને જરૂરના પદાર્થોના ખરચમાં કંઈ ફરક પડે નહિ તો મુડીદારને મજુરી-

ખરચ ઓછું પડે. મુસારા વધે અને તે પ્રમાણમાં જો મહેનતની ઉત્પાદકશક્તિમાં વધારો થાય નહિ તો મુડીદારને મજુરી ખરચ વધે.

કર્મકારને મળતા ખરા બદલામાં જે પદાર્થોનો સમાવેશ થાય છે તે જો સોંઘા થાય અને કર્મકારો તે પદાર્થો પહેલા કરતાં વધારે વાપરે નહિ તો મુસારા ઘટશે અને મુડીદારને મજુરીખરચ ઓછું પડશે.

અમુક મહેનત અને મુડીના સામટા કામે લાગવાથી જે કુલ પેદાશ થાય તેનો શો ભાગ મહેનતને મળેછે તે ઉપર નફાના દરનો આધાર રહેલોછે અને સહેજ વિચારપરથી માલુમ પડશે કે નફાના સામાન્ય દરમાં જે કંઇ વધઘટ થાય તે ઉપર ગણાવેલી ત્રણ બાબતોમાં કંઇ ફેરફાર પડવાને લીધેજ થવી જોઇયે.

**એક દાખલો.** ઓસ્ટ્રેલિયા જેવા દેશમાં ફળદ્રુપ જમીન જોઇયે તેટલી મળી આવવાને લીધે મહેનતની ઉત્પાદકશક્તિ ઘણી વધારે છે અને તેજ કારણથી જીંદગીને જરૂરી પદાર્થો પણ ઘણા સોંઘા મળેછે. તેથી ત્યાં નફાનો તેમજ મુસારાનો દર બન્ને ઘણા ભારે છે.

**મુસારાઓ એટલા વધે કે તેથી કર્મકારને કામે લગાડનારાઓને સાધારણ દરથી ઓછો નફો પરવડે તો તેવા વધારાથી આખર કર્મકારોને કંઈ ફાયદો થાય નહિ.** ગયા પ્રકરણમાં મુસારા અને નફા વચ્ચેનો સંબંધ સમજાવતી વખતે આપણે કહ્યું હતું કે કોઈ અમુક ધંધામાં મુસારાનો એવો વધારો થાય કે તેથી તે ધંધામાં મુડી રોકનારાઓને સાધારણ દરથી ઓછો નફો પરવડે તો તેવા વધારાથી તે ધંધામાં કામે લાગેલા કર્મકારોને કંઈ હંમેશાને સારૂ ફાયદો થાય નહિ. પણ કોઇ એમ કહેશે કે દેશના બધા કર્મકારો સંપ કરી ભારે મુસારો માગે તો મુડી અને મહેનતથી ઉત્પન્ન કરેલા દ્રવ્યમાંથી તેઓ વધારે ભાગ મેળવી શકે અને તે દેશમાં નફાનો ચાલુ દર ઘટે. આવી માગણી કરી શકવા માટે દરેક વર્ગના કર્મકારોએ એક સંપથી અને એક મતથી ચાલવું જોઇયે. આમ થવામાં જે અગણિત અડચણો છે તે એક કોરે રાખી ધારો કે આપણા દેશમાં બધા કર્મકારોએ એકત્ર થઈ વધારે મુસારા માગ્યા, તેમની માગણી આપવામાં આવી ને તેથી નફાઓ ઉતર્યા. અને વ્યાજનો દર જે હાલ ૩॥ ટકાનો છે તે ૨ ટકાનો થયો. હવે આમ થવાનું આખર પરિણામ શું

થશે તે આપણે તપાસિયે. વ્યાજના દરમાં આવી તરેહનો ઘટાડો થવાથી બે રીતે દેશાની મુડી ઓછી થશે અને તેથી આખરે મુસારા પાછા ઘટશે. જેમ વ્યાજનો દર ભારે તેમ બચાવવાની લાલચ વધારે. વ્યાજનો દર ઘટે તો ઘણા માણસો પોતાનું દ્રવ્ય વ્યાજે મુકવાને અથવા કોઇ ધંધામાં નાંખવાને બદલે એશઆરામમાં વાપરશે અથવા સંઘરી મુકશે. કારણ કે જો ૧૦૦ રૂપિયા બચાવે તો વર્ષ દહાડે બે રૂપિયા મળે; આવી થોડી રકમ મેળવવા માટે દુઃખ ભોગવી કરકસર કરી રૂપિયા બચાવવાનું લોકોને મન થશે નહિ. આમ થવાથી દ્રવ્ય મુડી તરીકે ઉત્પાદકરીતે વપરાતું અટકશે. વળી બિજી તરફથી કેટલાક માણસોના મનમાં એમ આવશે કે આપણી મુડી ઉપર ૨ ટકાનું વ્યાજ મળેછે તેમાં તો કંઈ આપણું પુરૂં થાય એમ લાગતું નથી માટે લાવો આપણે કોઇ બિજા દેશામાં જ્યાં વધારે વ્યાજ મળતું હોય ત્યાં નાણું બિરિયે. આમ થવાથી વળી દેશાની કેટલીક મુડી પરદેશ જશે ને ઉપર બતાવ્યા પ્રમાણે બચાવવાની લાલચ ઓછી થવાને લીધે નવી મુડી તૈયાર થતી કેટલેક દરજે અટકશે. આમ થવાથી દેશાની મુડી ઘણી ઘટશે. જંગમ મુડી હમેશ દેશાની કુલ મુડીના અમુક પ્રમાણમાં હોયછે. પહેલા ભાગમાં સમજાવ્યા મુજબ મુડીના બે ભાગ હોયછે, સ્થાયી મુડી અને જંગમ મુડી. તેથી જો દેશાની કુલ મુડી ઘટે તો તે પ્રમાણમાં સ્થાયી અને જંગમ બંને જાતની મુડી ઘટવાની. જંગમ મુડીનું મુખ્ય કામ કર્મકારોને મુસારો પુરો પાડવાનું હોયછે તેથી જંગમ મુડી ઘટવાથી મહેનતના મુસારામાં ઘટાડો થવોજ જોઇયે. આ ઉપરથી જણાશે કે જો દેશામાં વ્યાજના દરમાં જરા ભારે ઘડાડો થાય તો તેથી મુડી એકઠી થતી અટકેછે અને મુડી પરદેશ જાયછે; આમ થવાથી દેશાની કુલ મુડી ઓછી થાયછે, જંગમ મુડી ઘટેછે, અને તેથી આખરે મુસારા ઉતરેછે.

જો કર્મકારો વધારે મુસારો માગે ને તેથી વ્યાજનો દર ઘણો ઘટે તો આખરે જ્યારે દેશાની જંગમ મુડી ઘટવાની ત્યારે મજુરિયાત વર્ગની ભારે દુર્દશા થવાની. થોડી મુદત લગી જે તેમને ભારે મુસારા મળ્યા હશે તેને લીધે તેમની વસ્તી ઘણી વધીહશે. અને તેથી જ્યારે મુસારા પાછા ઘટશે ત્યારે તેઓને ખાવાનું પુરૂં કરવાના સાધન ઘટવાનાં અને ખાનારા વધવાના, એટલે તેઓ બે તરફથી દુઃખી થવાના.

**મુડી પરદેશ જવાથી સ્પર્ધાનો પ્રદેશ વધેછે.** આપણે આગળ બતાવી ગયા છિયે કે જ્યારે કોઈ અમુક ધંધામાં ભારે નફો પડેછે ત્યારે બીજા મુડીદારોની સ્પર્ધાથી નફો પાછો ઉતરીને સાધારણ દર ઉપર આવી જાયછે. આવી રીતે એક દેશમાંના એકબીજા ધંધા વચ્ચે જેમ બનેછે તેમ કેટલેક થોડે દરજ્જે જુદા જુદા દેશ વચ્ચે પણ બને છે. એકબીજા ધંધાઓ વચ્ચે સ્પર્ધા જેવા જોરથી ચાલેછે તેટલા જોરથી એક બિજા દેશ વચ્ચે ચાલતી નથી. પોતાના ગામમાં અને દેશમાં ચાર ટકાનું વ્યાજ પરવડતું હોય તે પોતાને ઓછું લાગતું હોય તો પણ પરદેશમાં પાંચ અથવા છ ટકાનું વ્યાજ પરવડતું હોય ત્યાં રૂપિયા ધીરવા ઘણા તૈયાર થશે નહિ. કારણ કે પરદેશમાં નાણું રોકવામાં ત્યાં જવાઆવવાની તથા દેખરેખ રાખવાની ઘણી અડચણો નડે છે. પણ જેમ વિદ્યા વધતી જાયછે અને પરદેશ જવાઆવવાનું સુગમ થતું જાયછે તેમ તેવી અડચણો દૂર થતી જાયછે અને એક બિજા દેશ વચ્ચે પણ સ્પર્ધા ચાલવા માંડેછે. દ્રવ્યના સંબંધની મુખ્ય ત્રણ બાબતોનું આપણે વિવેચન કરી રહ્યાઃ પરંતુ આ ભાગ પુરો કરતાં પહેલાં આવતા પ્રકરણમાં મહાજનો હડતાળ અને મહેનત અને મુડીના એકીકરણની મુમારા અને નફા ઉપર અસર વિષે કહીશું.

## પ્રકરણ ૩ ઉપર સવાલો. મુડી ઉપરનો નફો.

૧. મુડી ઉપરનાં નફાનું ખરૂં સ્વરૂપ શું છે ?

૨. દાખલા આપી બતાવો કે મુડીદારને નફો મળવો એ વ્યાજબી છે અને તે હંમેશાં મળવોજ જોઇયે ?

૩. મુડી ઉપરના નફામાં કયા ત્રણ અંશ છે ?

૪. મુડી ઉપરનું વ્યાજ તે શું ? અને કોઈ પણ દેશમાં અમુક વખતે વ્યાજ શી રીતે નક્કી કરી શકાયછે ?

૫. જુદા જુદા ધંધાઓમાં નફાના દરમાં શાથી ફેર પડેછે ?

૬. માલમિલકતનું રક્ષણ ન થાય તો તે નફા ઉપર શું અસર થાય ?

૭. એકજ દેશમાં અને એકજ વખતે વ્યાજના દરમાં ફેર પડે ?

૮. વસ્તી વધેછે તેમ વ્યાજનો દર ઘટેછે તેનું કારણ શું ?

૯. ખેડાણની સીમા ઉતરે તેમ વ્યાજનો દર ઘટેછે એ વાત દાખલો આપી બતાવો.

૧૦. કેટલીક વખતે એમ કહેવામાં આવેછે કે મુસારાના દર ઉપર નફાનો આધાર રહેછે. આમ કહેવું શા માટે બરોબર નથી તે સમજાવો અને નફાનો ખરો આધાર શાના ઉપર છે તે કહો.

૧૧. શું ભારે કિંમતો હોય તો નફો પણ ભારે હોવોજ જોઇયે ?

૧૨. કેટલીક વખતે ભારે કિંમતોની સાથે નફાના દરમાં ઘટાડો થયાની વાત દાખલો આપી બતાવો.

૧૩. મુડીદારને લાગતું મજુરી ખરચ શા ઉપર આધાર રાખેછે ?

૧૪. કોઇ પણ અમુક દેશમાં વ્યાજના દરમાં ઘટાડો થવાથી તે દેશની મુડી બે તરેહથી કેવી રીતે ઓછી થવાનું વલણ થાયછે ?

૧૫. આવી રીતે મુડી ઓછી થવાથી મહેનતુ વર્ગની સ્થિતિ ઉપર શી અસર થાયછે તે સમજાવો.

૧૬. ત્યારે મુડી પરદેશ જવાથી નફા ઉપર શી અસર થાયછે?

૧૭. એકજ દેશમાં જુદા જુદા ધંધા વચ્ચે સ્પર્ધા ચાલેછે તેના કરતાં એક બિજા દેશ વચ્ચે સ્પર્ધા ઘણી ધીમી ચાલે છે તેનું કારણ શું ?

---

૧. સટ્ટાનો વેપાર કરનારને જ્યારે નફો મળેછે ત્યારે ખેતીના ધંધા-કરતાં ઘણો ભારે મળેછે તેનું કારણ શું ?

૨. વ્યાજખોરિયા થવામાં પાપ છે ? કોઇએ અમુક દરથી વધારે વ્યાજ ન લેવું એવો ધારો કર્યો હોય તો તેથી કંઇ ફાયદો થાય ?

૩. ધારો કે દુનિયાના સઘળા કર્મકારો એકઠો કરીને એટલો ભારે મુસારો મેળવે છે કે મુડીને તે જે દ્રવ્ય પેદાકરવામાં કામે લાગી હોય તેમાંથી કંઇ પણ ભાગ મળતો નથી. આથી ઉત્પાદન ઉપર અને લોક સમસ્તની આબાદાની ઉપર શી અસર થશે ?

૪. બતાવો કે નફાનો ભારે દર કેટલીક વખતે એમ બતાવે છે કે દેશ સારી સ્થિતિમાં છે અને કેટલીક વખતે તેથી ઉલટું પણ બતાવેછે.

---

## પ્રકરણ ૪.

### મહાજનો, હડતાળ અને મુડી અને મહેનતનુ એકીકરણ.

**ધંધેદારોના મહાજન.** આપણા દેશમાં ઘણું ખઇ દરેક ધંધામાંકામે લાગેલા માણસોનાં પોતપોતાના મહાજન હોયછે; જેમકે કડિયાનું મહાજન સુથારનું મહાજન વિગરે. મહાજનો તે અમુક ધંધામાંકામે લાગેલા

માણસોએ શો મુસારો લેવો વિગરે, નક્કી કરેછે. જેમકે સુથારનું મહાજન એકઠું મળી સુથારોએ શો રોજ લેવો તે નક્કી કરેછે, ને તેથી ઓછે રોજે કામ કરવા જાય તેને અમુક શિક્ષા ઠરાવેછે. કયારે અને કેવી રીતે પાખી પાળવી તે નક્કી કરવાનું કામ પણ મહાજનનુંજ હોયછે. પરંતુ ઇંગ્લાંડમાં ધંધેદારોના જે મહાજનો છે, તેમાં એક જુદી તરેહની ખુબી રહેલી છે, ને તેનો દાખલો લેવા લાયક છે. ત્યાંના મહાજનો પોતાના ધંધામાં કામે લાગેલા માણસોના સ્વાર્થ જાળવવા તરફ નજર રાખેછે એટલુંજ નહિ પણ દરેક મહાજનનું ભંડોળ હોયછે તેમાં મહાજનનો દરેક માણસ દરેક અઠવાડીયે અથવા મહીને એક અમુક રકમ આપે એવો ધારો હોયછે. હવે જો કોઇ વખતે તે મહાજનમાંનો માણસ માંદો પડે અગર બિજા કોઇ કારણથી બીનરોજગારી થાય તો મહાજનના ભંડોળમાંથી તેને મદદ મળેછે; અથવા જો તે મરી જાય તો તેની બાયડીછોકરાંને તે ભંડોળમાંથી અમુક રકમ મળેછે. આવું આપણા દેશમાં પણ હોય તો ઘણા ફાયદા થાય. કારણ કે મજુરિયાત લોકો અજ્ઞાન હોવાને લીધે તેઓ ભવિષ્યની ફિકર રાખી બચાવતા નથી પણ જો મહાજનનો ધારો હોય તો ગમેતેમ કરી તેટલી રકમ બચાવી ભંડોળમાં આપ્યા વગર છુટકો જ નહિ, ને તે રકમનો તેઓને બિનરોજગાર થયા હોય તો પોતાને અથવા પોતાના મોત પછી બાયડીછોકરાંને ફાયદો મળે. વળી ત્યાં મુડીદારો કર્મકારોને પુરતો મુસારો ન આપે તો તેઓનું મહાજન એકઠું મળી હડતાળ પાડી જ્યાં લગી તેમને જોઇતો મુસારો મળે ત્યાં લગી કામ કરવાનું નાપાડેછે.

**હડતાળ.** કર્મકારો તેમને કામે લગાડનારાઓને કહેલી સરતે પોતાની મહેનત વેચવાની નાપાડે તે હડતાળ. બજારમાં એક કણિયો એમ કહેશે કે હું તો મારા ઘઉં ૫૦ રૂપિયે શેર પણ નહિ આપું તો તેને તેમ કહેવાનો હક છે. તે પ્રમાણે ગમે તે કોઈ કર્મકારને પણ પોતે કામ કરવાની ના પાડવાનો હક છે એ વાતની કોઈ ના કહેશે નહિ. અને જો એક કર્મકારને તેમ કરવાનો હક છે તો તેવી રીતે બસે, હજાર અથવા ગમે તેટલા કર્મકારોને પણ તેમ કહેવાનો હક છે. વધારે મુસારો મેળવવા ખાતર હડતાળ પાડવી એ ડહાપણનું કામ છે કે નહિ તે જુદી વાત છે

પરંતુ તે ઠપકાને પાત્ર અથવા નીતિવિરૂધ્ધ છે એમ કોઈથી કહેવાશે નહિ. દરેક માણસને, જ્યાં લગી તે કોઈ બિજા માણસના હક ઉપર હાથ નાંખતો નથી ત્યાં લગી, પોતાની મરજીમાં આવે તે કરવાનો હક છે. જો મજુરિયાત લોકો આ નિયમને અનુસરી ચાલતા હોય તો તેમના દુષ્મનોને તેમનો તલભાર પણ વાંક કાહાડવાનું કારણ જડત નહિ. પરંતુ કર્મકારો, જે લોકોની મરજી નહોય તેમને પણ પોતાના મહાજનમાં દાખલ કરી તેમની સ્વતંત્રતા ઉપર હાથ નાંખવા માંગેછે. ઈંગ્લાંડમાં ઘણી વખતે અમુક વર્ગના કર્મકારોએ કામ કરવાની હડતાળ પાડી હોય તે કામ બિજા કોઈને નહિ કરવા દેવા માટે કર્મકારોએ મારામાર તથા ખુન પણ કરેલાં છે. પરંતુ આવી રીતે કોઈ વર્ત્યા તેથી કંઈ કર્મકારોને એકઠા મળી પોતાના હક જાળવવા માટે મરજીમાં આવે તેવા કાયદેસર ઇલાજ લેવાનો હક નથી એમ કંઈ કહેવાય નહિ.

જ્યાં ઉપર કહેલી રીતનાં મહાજન હોયછે ત્યાં એક એ ફાયદો થાયછે કે કર્મકારોને મુડીદારો સાથે પોતાનો મુસારો ઠરાવવાનું ઠીક પડેછે. મુડીદારને, કર્મકાર ન મળે તો, તેને ફક્ત પૈસાનું નુકશાન થાય છે. પણ બિચારા કર્મકારને કામ ન મળે તો તેને તો ખાધા વગર રવડી મરવાનો વખત આવે છે. એટલે જો એવી રીતે સઘળાનો સંપ ન હોય, ને જ્યાં લગી માગ્યો મુસારો ન મળે ત્યાં લગી મહાજનના ભંડોળમાંથી તેમનું પુરૂં થતું ન હોય તો બચારા કર્મકારોને ઝખ મારીને મુડીદારો જે આપે તે લઈને કામ કરવુંજ પડે. ઈંગ્લાંડ દેશના મહાજનોમાં જ્યાં લગી હડતાળ પહોંચે ત્યાં લગી તેમાના માણસોનું મહાજનનાં ભંડોળમાંથી પુરૂં કરવામાં આવેછે ને તેથીકરીને કર્મકારો મુડીદારોની સામું ટક્કર ઝીલી શકેછે.

**મહાજનવાળાઓ ભારે મુસારા મેળવવા જે ઉપાયો કરેછે તે વિષે.** આપણે ઉપર કહી ગયાકે ધંધેદારોના મહાજનોનું મુખ્ય કામ પોતાના ધંધાના માણસોને બને તેટલો ભારે મુસારો મળે એમ કરવાનું છે. મુસારા તરીકે અપાતી રકમ અને તે રકમ જેમને આપવામાં આવે છે તેમની સંખ્યા વચેના પ્રમાણ ઉપર મુસારાના દરનો આધાર રહેલો છે એ અર્થશાસ્ત્રનો સિધ્ધાંત તેઓ બરોબર સમજી ગયા લાગેછે. આ સિદ્ધાંત તેઓ કાંઈ આખા દેશનાં મજુરિયાત વર્ગ સમસ્તના

સંબંધમાં નહિ પણ પોતાના અમુક ધંધામાં કામે લાગેલા માણસોના સંબંધમાં લગાડેછે. એટલે તેઓ પોતાનો ધંધો કરનારા માણસોની સંખ્યા જેમ બને તેમ ઓછી રાખવાના ધારા ઘડી કહાડેછે. જેમ કે ઇંગ્લાંડમાં વાહાણ બાંધનારાઓના મહાજનનો એવો ધારો હોયછે કે જેણે તે કામ શિખવા સાત વર્ષ લગી ઉમેદવારી કરી હોય તે એ મહાજનમાં દાખલ થઈ શકે. ને એવી રીતે સાત વર્ષ ઉમેદવારી ન કરી હોય એવા કોઈ માણસને કોઈ પણ વેપારી વાહાણ બાંધવાના કામ સારૂ રાખી શકે નહિ. કારણ કે જો તેમ કરે તો તે વેપારીને ત્યાં બિજા પેલા મહાજનના વહાણ બાંધનારાઓ હોય તે બધા એકદમ કામ કરવાની ના પાડે. આપણે અહિંપણ મહાજનો પોતાના ધંધામાં જેમ બને તેમ ઓછા માણસો રાખવા વિષેના ધારા કરતા જણાય છે. જેમ કે કુંભારોના મહાજનમાં હમેશાં, અમુક માણસોને નળિયાં કરવાનું, અમુક માણસોને ગોળીયો કરવાનું, એવી રીતે કામ વહેંચી આપવામાં આવેછે. એટલે નળિયાં ઘડનારાઓ નળિયાંજ ઘડે જાય અને બિજા કુંભારો તેમની જોડે તે કામમાં સ્પર્ધા કરવા જાય નહિ; તેમ કોડિયાં કરનારા કોડિયાંજ કર્યા જાય વિગરે.

વકીલ બારિસ્ટરો તથા દાકતરોના ધંધામાં તેમના મુસારાનો દર તે ધંધામાં કામે લાગેલા માણસોની સંમતીથી ઠરેલો હોયછે. વકીલ બારિસ્ટરોમાં ધારો હોયછે કે કોઈએ અમુક પ્રથી ઓછું લેવું નહિ ને જે લે તેને તેઓ પોતાની સમાજમાંથી ન્યાત બહાર જેવો ગણે છે. જેમ કર્મકારો સંપથી મુસારો વધારવા મહેનત કરેછે તેમ ઘણા ધંધાઓમાં મુડીદારો પણ એક સંપ કરી પોતાનું કામ સાધેછે. ઇંગ્લંડમાં જુદા જુદા વર્ગના વેપારિયોનાં મહાજન હોયછે, જેમકે કાપડના સાંચાઓવાળાના, લોઢું બનાવનારાઓ વિગરેનાં. તેથી જ્યારે તેઓને કર્મકારોનાં મુસારા ઓછા કરવા હોયછે ત્યારે એકઠા મળી તે વિષે ઠરાવ કરી બધા એકદમ એક અમુક દિવસે તે ઘટાડો કરી નાંખેછે.

જ્યારે આવી રીતે મુડીદારો અને કર્મકારો પોતપોતામાં એક સંપથી ચાલેછે ત્યારે મુડીદાર અને કર્મકારનું હિત વિરૂદ્ધપક્ષે હોય એમ થાયછે. એટલે જો મુડીદારો ઓછો મુસારો આપવાનો ઠરાવ કરે તો એકદમ બધા કર્મકારો હડતાળ પાડેછે ને કામ કરતા નથી. તેમ

બિજી તરફથી જો કર્મકારો એકઠા મળી વધારે મુસારો માગે અથવા થોડું કામ કરવાનું માગે તો બધા મુડીદારો એકદમ પોતાનું કામ બંધ કરી સઘળા કર્મકારોને રજા આપે. આમ થાય ત્યારે જ્યાં લગી બેમાંથી એક પક્ષ હારીને પોતાની માંગણી મુકીદે અથવા બે પક્ષ થોડુંવત્તું ઓછું કરી સમજે ત્યાં લગી દ્રવ્યઉત્પાદનનું કામ બિલકુલ બંધ થાયછે.

**એકીકરણ, પંત્યાળું અને નફામાં ભાગ આપવા વિષે.** ઉપર આપણે હમણાજ બતાવ્યુંકે હાલ મુડીદાર અને મહેનતુ વર્ગના સ્વાર્થ એક બિજાથી ઉલટા છે એમ લોકોને લાગે છે; તે વાત દુર કરી મુડીદારને તથા મજુરિયાત વર્ગને મુખ્ય મુદ્દે એક બિજાના સ્વાર્થ એક સરખા છે એમ લાગે એમ કરવાની ઘણી યોજનાઓ ઘડી કહાડવામાં આવેલીછે. આ બધી યોજનાઓનો મુખ્ય પાયો એ છે કે કર્મકારો પોતે જે ધંધામાં કામે લાગ્યા હોય તે ધંધાની આબાદાનીમાં તેમને પ્રત્યક્ષ સ્વાર્થ થાય. કોઈ અમુક ધંધો ચલાવવામાં જેટલી મુડી જોઈયે તેટલી બધી અથવા તેનો કોઈ ભાગ તે ધંધામાં કામે લાગેલા કર્મકારોએ જો કહાડ્યો હોય તો ઉપર પ્રમાણેનો સ્વાર્થ ઉત્પન્ન થાય. જ્યારે કોઈ અમુક ધંધામાં જોઈતી મુડી બધી તેમાં કામે લાગેલાં કર્મકારોએ કહાડી હોય તો તે ખરેખરા એકીકરણનો દાખલો થયો અને તેમ હોય ત્યારે મુડી અને મહેનત વચ્ચે પછી જરાપણ વિરૂધ્ધ સ્વાર્થ રહ્યો નહિ. જ્યારે મુડીનો કંઈ ભાગ કર્મકારોએ કહાડ્યો હોય ત્યારે નફામાં કર્મકારોને અને તેમને કામે લગાડનારને ભાગ મળેછે. આ યોજનાને પંત્યાળું કહેવામાં આવે. મુડી અને મહેનતનો એક સ્વાર્થ કરવા માટે આ શિવાય વળી એક ત્રિજી યોજના છે. તે પ્રમાણે કર્મકારોને મુડીદાર થવાની કંઈ જરૂર નથી. પરંતુ કર્મકારો અને મુડીદાર વચ્ચે એવો ઠરાવ કરવામાં આવે છે કે, જે ધંધામાં તેઓ કામે લાગ્યા હોય તે ધંધામાં મળતો નફો જો અમુક રકમથી વધારે આવે તો તે વધારાનો નફો મુડીદારે પોતે એકલાએ રાખવો નહિ પણ પોતે તથા કર્મકારોએ એક ઠરાવેલા પ્રમાણમાં વેહેંચી લેવો. આવી રીતે કરવાથી કર્મકારોને જેમ બને તેમ વધારે નફો પડે તેમ કરવાનો સ્વાર્થ થાયછે અને તેથી તેઓ તન દઈને કામ કરેછે અને ઓજાર અને બિજાં સાહિત્યોનો બહુ કરકસરથી ઉપયોગ કરે-

છે. આવી રીતે નફો વહેંચી લેવાની યોજના વિષે વાત કરતાં પહેલાં એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે એમ કરવાથી કંઈ મુડીદારના ગજવામાંથી નાણાં કહાડીને કર્મકારોને પૈસાદાર કરવામાં આવતા નથી. જો કર્મકારોને એવી તરેહનો પ્રત્યક્ષ સ્વાર્થ નથી હોતો તો વધારાનો નફો ભાગ્યેજ થાયછે. પણ જ્યારે આવી રીતે તેમને પ્રત્યક્ષ ફાયદો આપવામાં આવેછે ત્યારે તેઓ તનદઇને પોતાની જાતનું કામ હોય તે માફક સારી મહેનત કરેછે અને તેથી હમેશાં ઘણો સારો નફો થાયછે. એટલે આવી રીતે નફો વહેંચવાની યોજનાથી મુડીદારને કંઈ પણ ગેરફાયદો થવાને બદલે ઉલટો ફાયદો થાયછે અને કર્મકારોને પણ વધારે નાણાં મળેછે અને તેઓ સુખી થાયછે.

પંત્યાળાં અને નફો વહેંચવાની યોજનાઓના ઘણા ફતેહમંદ દાખલાઓ ફ્રાન્સ દેશમાં બનેલાછે. તે દેશમાં નફો વહેંચવાની યોજનાનો એક ઘણોજ ફતેહમંદ દાખલો બનેલોછે તે આપણે અહિં ટાંકિયે. એક લેકલેર નામનો કર્મકાર હતો. પ્રથમ તો તે રૂપિયા દોહોડ રૂપિયાનો રોજ જેમ તેમ કરી કુટી કહાડતો હતો. પણ પાછળથી પોતાની અક્કલ હુંશીઆરીથી વધારે કમાવા લાગ્યો અને આખરે પોતાના પૈસાનું એક કારખાનું તેણે ચલાવવા માંડ્યું. તે કારખાનું થોડા દિવસ ચાલ્યા પછી લેકલેરને કંઈ વિચાર આવ્યાથી તેણે પોતાના મન સાથે બે સવાલ કર્યા. પ્રથમ તો એ કે મારા કારખાનામાં કામે લાગેલો દરેક કર્મકાર જો વધારે તન દઈ કામ કરે તો અમુક મુદતમાં ( એક દિવસમાં ) તે હાલ કરે છે તેના કરતાં એક કલાકના મુસારાના (૦। રૂપિયો) મૂલ્ય જેટલું વધારે કામ કરી શકે કે નહિ ? ને બિજું એ કે જો મારા કારખાનાનો દરેક કર્મકાર તેને આપેલી ચીજો તથા ઓજારો વધારે સંભાળથી વાપરે તો દરેક દિવસે તે બે આનાનો બગાડ થતો અટકાવી શકે કે નહિ ? જો આમ બને તો હિસાબ ગણતાં લેકલેરને લાગ્યું કે દરવર્ષે હાલ પડેછે તેના કરતાં રૂ. ૩૦૦૦૦ વધારે નફો પડે. હવે આવી રીતે બરોબર તન દઈને અને વધારે સંભાળથી મહેનત કરવાની હોંશ કર્મકારોને થાય માટે તેણે એમ ઠરાવ્યું કે હાલ મને જેટલો નફો પરવડે છે તેથી જેટલો વધારે આવશે તેટલો હું એકલો રાખીશ નહિ પણ મારા કર્મકારોને તેમાંથી ભાગ

આપીશ. આમ કરવાથી તેની ધારણા પાર પડી અને આવી રીતે પોતે તથા કર્મકારો વચ્ચે વહેંચી લેવાતા વધારાના નફાની રકમ દરવર્ષે વધતી ગઈ. આવી રીતની યોજના તેણે સને ૧૮૪૧ ની સાલથી ચલાવી. સને ૧૮૪૨ થી સને ૧૮૮૨ના વર્ષ લગીમાં વધારાના નફામાંના ભાગ તરીકે બધા મળી ૧૨૫૫૮૦૦ રૂપિયા કર્મકારોને મળ્યા. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે નફો વહેંચવાની યોજનાથી મુડીદારને નુકસાન થવાને બદલે તેને તેમજ કર્મકારોને ઘણો ભારે ફાયદો થાય છે. એકીકરણનું ખરૂં સ્વરૂપ એ છે કે મુડી અને મહેનતનો એક સ્વાર્થ કરવો. તેથી મુડીદાર અને બિજા ઘરાકોના સ્વાર્થ એક કરવાની જે યોજનાઓ ચાલેછે તેને યથાર્થ રીતે એકીકરણ કહેવાય નહિ. ઘરાકો અને વેચનારના સ્વાર્થ એક કરવાની ઘણી યોજનાઓ ઇંગ્લાંડ દેશમાં ફતેહમંદ રીતે ચલાવવામાં આવેલીછે. એવી યોજનાઓનો મુખ્ય નિયમ એ હોયછે કે રોકડે નાંણેજ વકરો કરવો. રોકડે નાણે વકરો કરવામાં વેચનારને તેમજ લેનારને ફાયદો છે; ઉધાર આપવામાં વેપારીના રૂપિયા ઘણી વખત લોકો ઘાલી જાયછે જે રોકડ વકરામાં બનતું નથી. અને જે આવી તરેહની ઘાલ થવાથી ખોટ જાય તે વેપારી પોતાના માલ ઉપરજ ચઢાવવાનો એટલે જો આવી ઘાલની ખોટ નહોય તો ઘરાકને પણ માલ સોંઘો પડે. વળી વેપારીને વ્યાજખાધ પડે નહિ તે ભાગનો પણ ઘરાકને માલ સોંઘો પડે. વળી રોકડ વકરામાં એક બિજો મોટો ફાયદો છે. ધારો કે એક વેપારી રૂ. ૫૦૦૦ નો માલ લાવ્યો ને તે તેણે ઉધાર વેચવા માંડ્યો ને ઘરાક તેના નાણાં વર્ષને આખરે આપેછે. ત્યારે એમ થવાનું કે તે વેપારી વર્ષ દહાડામાં ફક્ત રૂ. ૫૦૦૦ નોજ વેપાર કરી શકવાનો. પણ જો રોકડ વકરો થતો હોય તો ધારો કે બે મહિનામાં ૫૦૦૦ રૂપિયાનો માલ ખપી ગયો તો રોકડા નાણાં હાથમાં આવ્યાં હોય તેવતી વેપારી ૫૦૦૦ નો પાછો બિજો માલ લાવશે, તેને બે મહિનામાં ખપાવશે ને વળી પાછો ૫૦૦૦ નો માલ લાવશે ને એ પ્રમાણે કર્યા જશે. એટલે તેની તે મુડી વર્ષ દિવસમાં ચાર પાંચ વાર કામ લાગશે. આમ થવાથી ૫૦૦૦ રૂપિયાની મુડીથી વેપારી વીસ અથવા ત્રીસ હજારનો વેપાર કરી શકશે. તેથી વેપારીને ઘણો ફાયદો થશે ને તેજ પ્રમાણમાં

તે ઘરાકોને માલ સોંઘો આપી શકશે. ઇંગ્લાંડ દેશમાં આવી રોકડ વકરાની કેટલીક ભારે દુકાનોમાં વળી એમ ધારો હોય છે કે દરેક ઘરાકને તે જેટલી રકમનો માલ લે તે લખીને તેની ટીકીટ આપવી. અને દરેક ૬ મહિને અથવા વર્ષ દહાડે દુકાનનો હિસાબ કરવો ને મુડી ઉપર અમુક ટકાનું વ્યાજ કહાડી લીધા પછી જેટલો વધારાનો નફો રહે તેનો અમુક ભાગ, ઘરાકોએ જેટલી રકમનો માલ લીધો હોય તે રકમના પ્રમાણમાં લેવા આવેથી, તેમને વહેંચી આપવો. આવી યોજનાઓથી વેપારી અને ઘરાકોનો સ્વાર્થ કેટલેક દરજ્જે એક થાયછે ને તેથી બંનેને ફાયદો થાયછે.

## પ્રકરણ ૪ ઉપર સવાલો.

૧. મહાજન એટલે શું? મહાજનો આપણા દેશમાં શું કામ કરેછે? તથા ઇંગ્લાંડ દેશમાં તેઓ ક્યું વધારે સારૂં કામ કરેછે?

૨. મુડીદારોને તેવા મહાજનો ગમતાં નથી હોતા તેનું કારણ શું?

૩. મહાજનો અને હડતાલ વચ્ચે શું સંબંધ છે? હડતાલ એટલે શું?

૪. શું માણસોને હડતાળ પાડવાનો હક નથી?

૫. મહાજનોથી તેમાંના માણસોને શું ફાયદા થાયછે?

૬. કેટલાક ધંધેદારના મહાજનોએ મુસારો વધારવા સારૂં કેવા ધારાઓ કર્યાછે તેના દાખલા આપો.

૭. મહાજનોના જેવા ધારાઓ વકીલ, બારિસ્ટર, દાક્તર વિગેરેમાં છે?

૮. હડતાળનું ખરૂં કારણ શું છે? તે કારણ શી રીતે દુર કરાય?

૯. એકીકરણ, પંચ્યાળુ અને નફામાં ભાગ આપવો તે શું તે સમજાવો અને દરેકનો દાખલો આપો.

૧૦. નફામાં ભાગ આપવાથી મુડીદારને કંઈ નુકશાન થાય છે?

૧૧. એ યોજનાના દાખલા આપો. તેના શા ખાસ ફાયદા છે?

૧૨. રોકડા વકરો કરવામાં શા ફાયદા છે?

---

૧. કર્મકારોને એક સંપ કરી કામ કરવાથી શા ફાયદા થાય છે તે તથા તેમને કામે લગાડનારાઓની સાથે કંઇ ગોઠવણ કરવામાં આવી રીતના સંપથીજ તેઓ પોતાના સ્વાર્થ જાળવી શકેછે, એ બતાવો.

૨. તમે કોઈ મહાજનમાં હો અને હડતાળ પાડવાનો વિચાર નક્કી કર્યો હોય તો તે હડતાળ વેપાર તેજી ઉપર હોય ત્યારે પાડવાની તમે શિખામણ આપશો કે મંદ હોય ત્યારે?

## ભાગ ૪.

### પરદેશ સાથે વેપાર, સાખ, ધીરધાર અને કર વિષે.

આ ભાગમાં પરદેશ સાથેના વેપાર ધીરધાર અને તેની કિંમતો ઉપરની અસર, અને કર વિષેના પ્રકરણો આવશે. કોઈ એમ કહેશે કે ધીરધાર તથા પરદેશ સાથેના વેપારનો વિષય વિનિમય વિષેના ભાગમાંજ કહી નાંખ્યો હોત તો ઠીક. મૂલ્ય અને કિંમતના યથાર્થનું, ચીજોની કિંમતો નિયમિત કરનારા કારણોનું, અને નાણાંના ખરા સ્વરૂપનું જ્ઞાન, જમીનભાડું, મુસારો અને નફાની રકમો નક્કી કરનારા કારણો બરાબર સમજવાને સારૂ અવશ્યનું છે. પણ પરદેશની સાથેના વેપાર અને ધીરધારનો વિષય જો દ્રવ્યવિભાગ સમજાવતાં પહેલાં દાખલ કર્યો હોત તો નવા શિખનારને ગુંચવણ પડત, તેથી આ વિષયો ચોથા અને છેલા ભાગમાં નાંખવામાં આવ્યા છે.

### પ્રકરણ ૧. પરદેશસાથે વેપાર.

**પરદેશ સાથેના વેપારથી મહેનતની વહેંચણી થાય છે.** જો જુદા જુદા દેશો એક બિજા સાથે છુટથી વેપાર કરતા હોય તો તેનું વાસ્તવિક પરિણામ એ થાય છે કે દરેક દેશ પોતાને જે ચીજો કરવાની ખાસ અનુકુળતા હોય તે ચીજોનું ઉત્પાદન ધીમે ધીમે વધારે છે, અને જે ચીજો ઉત્પન્ન કરવાને પોતાને અનુકુળતા નથી હોતી તેમનું ઉત્પાદન ઘટાડે છે. આમ થવાથી ઉત્પાદનખરચ ઓછું પડેછે, અને મુડી અને મહેનત બની શકે તેટલે દરજ્જે ઉત્પાદક થાય છે. ફ્રાન્સ દેશમાં દારૂ બનાવવાની ઘણી અનુકુળતા હોવાને લીધે ત્યાં બિજા દેશો કરતાં દારૂ ઘણો સોંઘો પડેછે તેથી ફ્રાન્સ પોતાને એકલાને જોઇયે તેટલોજ નહિ પણ ઇંગ્લાંડ વિગેરે બિજા દેશોને પુરો પડે તેટલો દારૂ ઉત્પન્ન કરેછે; ને તે દેશો પોતે દારૂ મોંઘી કિંમતે બનાવી લેવાને બદલે ફ્રાન્સ પાસેથી સોંઘો લેછે. તેમ ફ્રાન્સ જે ચીજો પોતાને ત્યાં બનાવવી મોંઘી પડેછે તે પોતે નહિ બનાવતાં બિજા દેશો પાસેથી સોંઘી લેછે. પરદેશની સાથેના વેપારનો એ ફાયદો છે કે જે ચીજો આપણે બિલકુલ ઉત્પન્ન કરી શકતા ન હોઇયે તે આપણને પરદેશથી મળેછે અથવા તો કેટલીક ચીજો કે જે આપણા દેશમાં ઉત્પન્ન કરવાને વધારે મુડી તથા મહેનત વાપરવી પડતી હોય તે પરદેશથી સસતામાં મળી શકેછે.

**દેશીકારીગરીને રક્ષક ઉપાયો યોજવાથી સામાન્યરીતે પ્રજાના સ્વાર્થને નુકશાન થાયછે.** ઘણા માણસો એમ ધારેછે કે પરદેશથી સોંઘો માલ મળતો હોય ખરો પણ તે લેવાથી આપણા દેશમાં તે માલ બનાવવાનું કામ બીલકુલ બંધ પડી જશે અને આપણા નાણાં પરદેશ ઘસડાઈ જશે: અને તેથી તેઓ પરદેશથી આવતા માલ ઉપર જકાત નાંખી તેની કિંમત દેશમાં ઉત્પન્ન થતા તેજ જાતના માલની કિંમત કરતાં વધારી દઈને દેશીકારિગરીનું રક્ષણ કરવાના તરફેણમાં હોય છે. યુરોપના ઘણા દેશોમાં આવી તરેહની જકાતો નાંખવામાં આવેલી છે. આમ થવાથી લોકોને પરદેશથી સોંઘો માલ મળતો હોય તે મુકી દેશમાં ઉત્પન્ન થતો મોંઘો માલ લેવો પડેછે; એટલે દરેક માણસને હમેશાં માલ લેવામાં અમુક રકમ વધારે ખરચવી પડેછે, કે જે રકમ જો પરદેશના માલ ઉપર જકાત ન હોત ને તેથી તે સોંઘો મળત તો બચત ને તેનો બિજો ઉપયોગ કરી શકાત. વળી જો પરદેશથી કંઈ માલ સોંઘો આવશે તો આપણા દેશમાં તે માલ ઉત્પન્ન કરવાનો ધંધો બીલકુલ બંધ પડીજશે ને તેથી દેશને ભારે નુકશાન થશે એમ તેઓ ધારે છે તે પણ મોટી ભૂલ છે. કોઈ અમુક માલ પરદેશથી લેવો સોંઘો પરવડશે તો તેથી આપણા દેશમાં તે માલ પેદા કરનારાઓનો ધંધો બંધ પડી જશે એ વાત ખરી પરંતુ તે ધંધામાં રોકેલી મુડી તથા મહેનત લોકો કંઈ નકામી નાંખી મુકશે નહિ; તે વળી જે માલ આપણા દેશમાં બિજા દેશો કરતાં વધારે સોંઘો બનાવી શકાય એમ હશે તે માલ ઉત્પન્ન કરવામાં રોકવામાં આવશે અને તે પોતાના દેશને તેમજ બિજા દેશોને પુરો પાડવામાં આવશે; એટલે પહેલાં મુડી તથા મહેનત જે રીતે વાપરવામાં આવતી હતી તેના કરતાં ઉલટી વધારે ઉત્પાદકરીતે વાપરવામાં આવશે. દરેક દેશને બિજા બધા દેશો કરતાં કંઈપણ અમુક જાતની ચીજ બનાવવાની વધારે અનુકુળતા હોયછેજ, એટલે જો બધા દેશો વચ્ચે બીલકુલ અનિયંત્રિત વેપાર ચાલતો હોય તો દરેક દેશ પોતાને જે ચીજ પેદા કરવાની સઉથી વધારે અનુકુલતા હોય તે બિજા બધાને સારૂ પોતે પેદા કરશે. આમ થવાથી મહેનત અને મુડી દરેક દેશમાં વ્યર્થ કામમાં રોકાવાને બદલે સઉથી વધારે ઉત્પાદક રીતે વપરાશે અને દુનિયામાં દ્રવ્યઉત્પાદન વધશે.

ઇંગ્લાંડમાં ઘઉં તથા એવી જાતના બિજા ધાન્યના પાકને હવા પાણી અનુકુલ ન હોવાને લીધે ત્યાંના પેદા થયેલા ઘઉં આપણા દેશમાંથી તથા અમેરીકા વિગરેથી જતા ઘઉં કરતાં મોંઘા પડેછે. આમ હોવાથી હાલ થોડા વર્ષ થયા ઇંગ્લાંડમાં અમેરીકા વિગરે દેશથી ઘણા ઘઉં આવેછે ને તેથી તે ધાન્યની ખેતી ઇંગ્લાંડમાં બંધ પડી જવા આવી છે. પણ તેથી ત્યાંના ખેડુતને કંઈ નુકસાન થયું નથી તથા તેમાંના ઘણાજ થોડા પરદેશથી આવતા ઘઉં ઉપર જકાત નાંખીને પોતાના ધંધાનું રક્ષણ કરવાનું માગેછે. તેઓ ઘઉંનો પાક પકવવો મુકી દઈ શાક ભાજી તથા મેવાનો પાક ને ફળઝાડ કે જે પરદેશથી બહુ જથાબંધ આવી શકે નહિ તે પકવવા લાગ્યા છે. અને લોકોને પહેલાં કરતાં ઘઉં તથા એવાં જરૂરી ધાન્યો સોંઘાં મળવાથી થોડા નાણાં બચવાને લીધે તેઓ તે બચેલાં નાણાં શાક ભાજી તથા મેવો વધારે લેવામાં ખુશીથી વાપરે છે. એટલે શાક ભાજી તથા મેવાનો જે વધારે પાક થવા માંડયો છે તેની પણ ઘરાકી થાયછે.

**દેશના ધંધાઓનું રક્ષણ કરવાથી ઘરાકોને શો બોજો ખમવો પડેછે તે વિષે.** જેઓ પરદેશથી આવતા માલ ઉપર જકાત નાંખી દેશના ધંધાનું રક્ષણ કરવાનું કહેછે તેઓને માલ વાપરનારનું કંઈ પણ દાઝતું હોય એમ લાગતું નથી. તેઓ ફક્ત માલ ઉત્પન્ન કરનારાઓનોજ સ્વાર્થ સાચવવામાં તત્પર હોય છે પરંતુ તેઓ માલ વાપરનારાઓના સ્વાર્થ સામું જોતા નથી. ફ્રાન્સ દેશમાં પરદેશથી આવતા મીઠા ઉપર ભારે જકાત છે. આની તે દેશના લોકો ઉપર શી અસર થાયછે તેનો આપણે વિચાર કરિયે. પ્રથમ તો પરદેશથી આવતું સારૂં મીઠું વાપરવા મળવાને બદલે તેઓને પોતાના દેશમાંજ પાકતું કનિષ્ઠ મીઠું વાપરવું પડેછે. આ નુકસાન નાણામાં માપી શકાય એમ નથી. પણ તે એક મોટું નુકસાન છે કારણકે ખરાબ મીઠું ખાવામાં આવેછે એટલુંજ નહિ પરંતુ ખેતીવાડીના તથા બિજા કામમાં તે નીચી જાતનું મીઠું વાપરવું પડવાને લીધે ઘણું નુકસાન થાયછે. આ શિવાય લોકોને મીઠા સારૂ જે વધારે કિંમત આપવી પડેછે તે નુકસાનનો તો નાણામાં અડસટો કહાડી શકાય એમ છે. ઇંગ્લાંડથી આવતું મીઠું ફ્રાન્સના લોકો લેતા હોય તેના

કરતાં પોતાના દેશાનું મીઠું તેમને દર શેરે ચાર પાઈ જેટલું મોંઘું પડેછે. હવે ફ્રાન્સના લોકો દર વર્ષે આસરે ૩૬૦૦૦૦૦૦૦ શેર મીઠું ઘરખ-રચમાં વાપરેછે. એટલે તે દેશના લોકોને આવી રીતે મીઠાની વધારે કિંમત આપવાના રૂપમાં ૭૫૦૦૦૦૦ રૂપિયાનો દર વર્ષે દંડ ભરવો પડેછે. અને તેથી કોઇને પઇનો પણ ફાયદો થતો નથી. કારણ કે આ ૭૫૦૦૦૦૦ રૂપિયા તે ઇંગ્લાંડના મીઠું પકવનારાઓ કરતાં ફ્રાન્સના મીઠું પકવનારાઓને જે હવા પાણીની પ્રતિકુળતા છે તેનું માપ છે. કોઈ માણસના પડોશીના બાગમાં સરસ મીઠા પાણીનો ઝરો હોય અને તે પડોશી પેલાને કહેતો હોય કે મને દર વર્ષે ૪૦ રૂપિયા આપી એ ઝરામાંથી જોઇયે તેટલું પાણી વાપર પણ તે કહેવું પેલો માણસ કબુલ ન રાખે અને પોતાની માલકીનો ઝરો એક ગાઊ આ-ઘો હોય અને જેનું પાણી સારૂં ન હોય ત્યાંથી દર વર્ષે રૂ. ૭૦ ની મજુરી ખરચી રોજની એક કાવડ પાણી મંગાવે, તેના સરખું ફ્રા-ન્સના લોકો કરેછે એમ કહિયે તો ચાલે. આ દાખલો આપેલો મા-ણસ પોતાને ત્રણ રીતે નુકસાન કરેછે. એક તો ખરાબ પાણી વાપ-રેછે; તે પાણી પણ તેને જોઇયે તેટલું ભરપટે વાપરવા મળતું નથી; અને તે મેળવવા સારૂ તે દર વર્ષે ૩૦ રૂપિયા વધારે નાંખી દેછે. અને આ વધારાના ખરચથી કોઇને તેમજ જે મજુર પાણીની કાવડ લઈ આવે છે તેને પણ ફાયદો થતો નથી. કારણ કે તેટલીજ મજુરી તે ગમે તે કામ કરવા જાય તો તેને મળતજ, તેના ઉપર કંઈ મહેરબાની થતી નથી. તે જેટલો મુસારો લેછે તેટલી તે મહેનત કરેછે.

**દેશના ધંધાઓનું રક્ષણ કરવાથી મુસારા ઉપર થતી અ-સર.** જે ચીજો સંબંધી રક્ષણ કરવામાં આવેછે તેની કિંમત ઉપર તેવા રક્ષણ કરવાથી થતી અસર આપણે બતાવી ગયા. જે દેશોમાં ધંધાઓનું રક્ષણ કરવામાં આવેછે ત્યાં ઘણું કરીને રોજની જરૂ-રિયાત ચીજોના સંબંધમાં આવું રક્ષણ કરવામાં આવેછે. જ્યાં આમ હોય છે ત્યાં આવી રીતનું રક્ષણ કરવાથી કર્મકારોના મુસારા ખરૂ જોતાં ઘટેછે; કર્મકારોને તેમની મહેનત સારૂ મળતો ખરો બદલો ઘટે છે. કારણ કે ચીજો મોંઘી થવાને લીધે અમુક રકમની પહેલાં કરતાં ઓછી ચીજો આવેછે. હવે જો અબાધિત વેપાર હોય તો ચીજોની

કિંમત ઘટે તેથી કર્મકારોનો ખરો બદલો વધે. જો કંઈ જરૂરિયાત ચીજ સોંઘી થાય તો એમાંથી એક વાત થવી જોઇયે: ઉત્પાદનખરચ ઓછું થાય, અથવા તો કર્મકારનો ખરો બદલો વધે. કોઈ જરૂરિયાત ચીજની કિંમત ઘટયા પછી પણ જો મુસારા તેના તેજ રહે તો કર્મકારોનો ખરો બદલો વધવો જોઈયે. કારણ કે અમુક રકમને માટે હવે પહેલાં કરતાં વધારે વસ્તુઓ મળશે. જો કોઈ જરૂરિયાત ચીજ સોંઘી થાય અને તેજ પ્રમાણમાં મુસારા ઘટે તો કર્મકારોને મળતો ખરો બદલો એનો એ રહેછે અને ઉત્પાદનખરચ ઘટેછે. આ ઉપરથી ખુલ્લું માલમ પડશે કે પરદેશની સ્પર્ધામાંથી માલ પેદા કરનારાઓનું રક્ષણ કરવાથી તેમને જેટલો ફાયદો થાયછે એમ ધારવામાં આવેછે, તેના કરતાં અબાધિત વેપાર ચાલવા દીધાથી જીંદગીની જરૂરિયાત ચીજોની કિંમતો ઘટવાને લીધે ઘણોજ વધારે ફાયદો થાયછે. વળી કોઇપણ ચીજની કિંમત ઘટવાથી મુડી વધારે એકઠી થાયછે. માલ વાપરનારાઓનું ખરચ ઘટવાથી તેઓ વધારે બચાવી શકેછે અને તેથી વધારે દ્રવ્ય મુડી તરીકે વપરાયછે. તેથી માલ પેદા કરનારાઓનું રક્ષણ કરવાનું કહેનારા માણસો આખી પ્રજાને ભારે નુકસાન કરેછે.

આપણા દેશમાં વિલાયતથી આવતા કાપડ ઉપર પહેલાં જકાત હતી અને તેથી કેટલેક દરજ્જે અહિંના સાંચાઓમાં કાપડ પેદા કરનારાઓને ઉત્તેજન મળતું હતું. આ રક્ષક કર લોર્ડ રિપને સન ૧૮૮૨ માં કહાડી નાખ્યો ને હવે ઘણું ખરૂં હિંદુસ્તાનમાં અબાધિત વેપાર ચાલેછે. અર્થશાસ્ત્ર પ્રમાણે આ જકાત સારી હતી એમ જરાપણ કહી શકાય તેમ નથી. જે લોકો એ જકાત કહાડી નાંખવાની વિરૂદ્ધ છે તેઓ પણ પોતે એ જકાત અર્થશાસ્ત્ર પ્રમાણે બરોબર છે એમ કહેતા નથી. પરંતુ તેઓનું કહેવું એમ છે કે હિંદુસ્તાનની વિલક્ષણ સ્થિતિને લીધે એ જકાત કાહાડી નાંખી બિજો ગમે તે કર નાંખશો તેની અસર એ જકાતના કરતાં વધારે ખરાબ થશે. મી. ફોસેટ કે જે અબાધિત વેપારનો મોટો હિમાયતી હતો તેનો પણ એ બાબત વિષે એવોજ મત હતો. એ બાબત વિષેનો મી. ફોસેટનો મત પુરવણી ખ માં તે જાણવાની ઇચ્છા રાખનારાઓને માટે ટાંકેલોછે.

વળી કેટલાક દેશોમાં દેશીકારીગરીને ઉત્તેજન આપવા માટે રાજ્ય

તરફથી કારિગરોને અમુક બક્ષિસ આપવામાં આવે છે. હાલમાં ઇંગ્લાંડમાં ભાગ્યેજ સારી ઉજળી ખાંડ બનેછે. ઇંગ્લાંડમાં ખપતી બધી ખાંડ ફ્રાન્સ પુરી પાડેછે. આમ થાયછે તેનું કારણ કંઇ ફ્રાન્સમાં ઇંગ્લાંડ કરતાં વધારે સારી અથવા સ્વભાવિક રીતે સોંઘી ખાંડ થાયછે એમ નથી પણ ફ્રેંચ વેપારિયો ઇંગ્રેજ વેપારિયો કરતાં ખાંડ સોંઘી વેચી શકેછે. કારણ કે ફ્રેંચ સરકાર પોતાના દેશમાંથી પરદેશ જતી ખાંડ બનાવનારા વેપારિયોને એક જાતની બક્ષિસ આપેછે. તે વેપારિયોને આવી તરેહની અમુક રકમ મફત મળવાને લીધે તેઓ ઇંગ્લાંડમાં ખાંડ બનાવનારાઓના કરતાં ખાંડ સોંઘી વેચી શકેછે. આમ થવાથી પહેલાં ઇંગ્લાંડમાં ખાંડ બનાવવાનાં જે મોટાં મોટાં કારખાનાંઓ હતાં તે હવે બંધ થઇ ગયાં છે અને તેમાં જે મહેનત અને મુડી પહેલાં કામે લાગેલી હતી તે હવે બિજા ધંધાઓમાં રોકાવા લાગીછે. આ ઉપરથી સાફ જણાય છે કે ફ્રેન્ચ સરકારની આવી રાજ્યનીતિથી ઇંગ્લાંડને હમેશાને સારૂ ગેરફાયદો થયો નહિ. ખાંડ બનાવવામાં રોકાયલી મુડી તથા મહેનત બધી તેમાંથી નિકળી બિજા ધંધામાં રોકાઇ જતાં જેટલી મુદત થઇ ત્યાં લગી થોડી મુદત સુધી નુકશાન થયું પણ જ્યાં એ મહેનત તથા મુડી બિજા ધંધાઓમાં એક વાર કામે લાગી ગઇ એટલે પછી કંઇ પણ નુકસાન રહ્યું નહિ. તે મહેનત તથા મુડીને ખાંડ બનાવવામાં જે બદલો પડતો હતો તે હવે બિજા ધંધામાં મળેછે. ઉલટું આથી ઇંગ્લાંડની પ્રજાને પહેલાં કરતાં ખાંડ સોંઘી મળવા માંડી એટલો ઇંગ્લાંડને તો ફાયદો થયો. પણ પોતાના વેપારિયોને પડી કિંમત કરતાં ખાંડ સોંઘી વેચવાને શક્તિમાન કરવા જે બક્ષિસ ફ્રેંચ સરકાર આપેછે તેટલો આખી ફ્રેન્ચ પ્રજા, ઇંગ્લાંડની પ્રજાના ફાયદા સારૂ કર ભરેછે એમ કેહેવાય.

આપણે લોકોને એમ ઘણી વખત કહેતા સાંભળિયે છિયે કે આગગાડી થતે ઉલટું નુકસાન થયું, બચારા ગાડાવાળાઓનો વેપાર ભાગી ગયો. આ લોકો દેશના ધંધાના રક્ષણાર્થે પરદેશથી આવતા માલ ઉપર જકાત નાંખવાનું કહેનારા લોકોની આપણે ઉપર વાત કરી ગયા તેમના જેવીજ ભૂલ કરેછે. આખી પ્રજાના પ્રમાણમાં ગાડાવાળાઓ ઘણી નાની સંખ્યા છે. ઉપર પ્રમાણે કહેનારા, મુઠી ભરમા-

ણસોના સ્વાર્થ સામું જુવેછે પરંતુ આખી પ્રજાના સુખ તથા સ્વાર્થની જરાએ ફીકર રાખતા નથી. આગગાડી થવાથી વેપારને જે ઉત્તેજન મળ્યુંછે તથા તેથી બિજા જે ફાયદાઓ થાય છે તે તો તેઓ લક્ષમાંજ લેતા નથી. ફ્રાન્સ દેશના મો. બાશિયાએ નીચે ટાંકેલી ખુબી ભરેલી અરજીમાં દેશના ધંધાનું રક્ષણ કરવાનું કહેનારાઓની ભારે ઠંડી મશ્કરી કરીછે.

"ચેમ્બર ઓફ ડેપ્યુટીઝના મેમ્બરો જોગ.

"અમે મિણબતીઓ, દિવાઓ, ફાનસો, તેલ, દિવેલ, ચરબી વગરે બનાવનારાઓ નીચે પ્રમાણે નમ્રતાપૂર્વક અરજ ગુજારિયે છિયે.

"એક પરદેશી હરીફની સ્પર્ધાથી અમારૂં તો છેક સત્યાનાશ વળવા બેઠું છે કારણ કે અજવાળું પેદા કરવાનું આ હરીફને અમારા કરતાં એટલું તો સહેલું પડે છે કે, તે આખા દેશ ઉપર છેક નહિ જેવી કિંમતે અજવાળાની રેલ આણી દેછે. તે જરા પોતાનું મ્હોડું બતાવે છે કે અમારો રોજગાર તો તરત બેશી જાયછે: સઘળા લોકો જોઇયે તેટલું અજવાળું તેની પાસેથી લેછે ને અમારો તો કોઈ ભાવજ પુછતું નથી. આ હરીફ સૂર્ય અમારાં તો મૂળજ કાપવા બેઠોછે.

"માટે અમારી અરજ એ છે કે આપ મહેરબાની કરી એવો કાયદો પસાર કરો કે સઘળા લોકોએ બધાં બારી, બારણા, જાલિયાં, ચોક બંધ કરવાં, ટુંકામાં એમ કે જે કોઈ પણ રસ્તેથી ઘરમાં સૂર્યનું અજવાળું આવી શકે એમ હોય તે બંધ કરી દેવાં. કારણ કે અમે આટલા વર્ષથી અજવાળાનાં સાધનો બનાવી દેશને સુખ કરતા આવ્યા છિયે તે વાતનો આભાર માની દેશે અમારૂં રક્ષણ કરવું જોઇયે; કેમકે આવા બળિયા દુશ્મન જોડે અમારા એકલાથી બાથ ભિડી શકાય તેમ નથી.

"અમારી વિનતી કબુલ રાખવાના નીચેના કારણો અમે બતાવિયે છિયે. પ્રથમ તો તમે જેમ બને તેમ કુદરતી અજવાળું લેવાનું બંધ કરી કૃત્રીમ અંજવાળાનો ખપ વધારશો તો બધા ફ્રેન્ચ કારિગરોને લાભ થશે.

"જો વધારે ચરબી ખપશે તો વધારે બળદ અને મેઢાં ઉછેરવામાં આવશે. તેમને ખાવાને ચારો જોઇશે તેને માટે નવાં ખેતરો વાવવામાં આવશે. વળી જેમ ઢોરોની સંખ્યા વધશે તેમ માંસ, ઉન,

અને ચામડાંઓની છત પણ વધશે. ઢોરોની લીદનું ખાતર થશે એ મોટો ફાયદો છે.

"જો વધારે તેલ દીવેલ ખપશે તો તલ, દીવેળિયા વિગરેનો પાક વધશે. વધારે ઢોરો પાળવાથી આપણી જમીનની ફળદ્રુપતા વધી હશે તેને લીધે આ ચીજોનો પાક પકવવો આપણને ઠીક પડશે.

"જ્યાં ત્યાં વનો રાળવાળાં ઝાડોથી ઠઠ ભરાઈ જશે. અગણિત મધમાખીના ટોળાંઓ પર્વતો ઉપર કિમતી મધ એકઠું કરશે. આમ થશે ત્યારે દરેક જાતની ખેતી ખીલી નિકળ્યા વગર રહેશેજ નહિ.

"વળી હજારો વહાણો વ્હેઇલ નામની માછલિ પકડવા જશે અને તેથી થોડી મુદતમાં ફ્રાન્સનું નામ રાખે એવું અને આપના અરજ-દારોની સ્વદેશના કલ્યાણાર્થેની આકાંક્ષાઓ પૂર્ણ કરે એવું, નૌકા-સૈન્ય તૈયાર થશે.

"વળી પારિસની દુકાનોની જે રોણક ફરી જશે તેની તો વાતજ કરવાની નહિ. જ્યાં ત્યાં મોટી વખારોમાં ઝગઝગાટ દિવા બળી રહેશે તે ખુબીના પ્રમાણમાં હાલની દુકાનો તો છેક રોઈ જશે.

"દરિયાકિનારાની ટેકરી ઉપરનો રાળના ઝાડ રોપનારો અથવા કોયલાની ખાણમાં ઉંડે કામ કરનારો કોઈપણ મજુર એવો નહિ નિકળે કે જેને આમ થવાથી વધારે મુસારો નહિ મળે.

"આપ સાહેબોને સહેજ વિચાર કરવાથી માલુમ પડશે કે મોટી કોયલાની ખાણોના માલિકથી માંડીને તે ગરીબ બચારા શેરિયોમાં દિવાસલીની પેટી વેચનાર સુધી પણ એવો કોઈ ફ્રેન્ચ માણસ નહિ નિકળે કે જેને અમારી અરજી ફતેહમંદ થવાથી ફાયદો નહિ થાય. જો આપ એમ કહેવા માગતા હોય કે સૂર્યનું અજવાળું તો કુદરતની મફતની બક્ષિસ છે અને તેવી તરેહની બક્ષિસ કબુલ ન કરવી તે, દ્રવ્ય મેળવવાનાં સાધનોને ઉત્તેજન આપવા ખાતર એમને એમ મળતું દ્રવ્યજ ફેંકી દેવા સરખું છે તો, અમારે તમને એટલીજ વિનતી કરવાની છે કે એમ કહેવાથી તમે અત્યાર સુધી ચલા-વેલી તમારી રાજનીતિ ઉંધી વાળશો. અત્યાર લગી તમે પરદેશથી આવતી ચીજો બંધ કરી છે તેનું કારણ ફક્ત એટલુંજ કે તે ચીજો આપણા દેશમાં થતી ચીજો કરતાં વધારે સોંઘી મળે છે. ત્યારે આ

સૂર્યનું અજવાળું જે આપણા દેશમાં બનાવેલા કૃત્રિમ અજવાળાથી ઘણુંજ સોંઘું (બિલકુલ વગર કિંમતે) મળેછે તેને તો જરાપણ આપણા દેશમાં પેસવા દેવું ન જોઇયે.

"દરેક ચીજ બનાવવામાં કુદરત અને માણસની મહેનત (જુદાજુદા દેશ અને ત્યાંની જુદી જુદી હવાના ઉપર આધાર રાખી) વિવિધ પ્રમાણમાં સાથે કામે લાગેછે. કુદરત જે કામ બજાવેછે તે હમેશાં મફતજ બજાવે છે; તેથી અમુક ચીજનું જે મૂલ્ય આપવું પડેછે તે તે તૈયાર કરવામાં માણસ જે ભાગ લેછે તેને લીધે. લિસ્બનની નારંગી પારિસની નારંગી કરતાં અરધી કિંમતે મળે છે તેનું એટલુંજ કારણ કે લિસ્બનની નારંગીના સંબંધમાં કુદરતી તાપથી અને તેથી કરીને મફત જે કામ થાયછે તે પારિસની નારંગીના સંબંધમાં કૃત્રિમ તાપથી અને તેથી પૈસા ખરચીને કરવું પડેછે. પોર્ટુગલની નારંગી જે આપણી પાસે આવેછે તે બનાવવામાં અડધો અડધ ભાગ કુદરતે મફત અને અડધ ભાગ માણસે બદલો લઇ લીધેલો છે; ને તેથી કરીને તે પારિસની નારંગી કરતાં આપણને અડધી કિંમતે મળેછે.

"હવે અમારી માંગણી એટલીજ છે કે જે અડધું આપણને મફત મળેછે તે બંધ કરવું જોઇયે. તમે એમ કહોછો કે આપણા દેશના કારીગરો પરદેશના કર્મકારો સાથે ટકી શકે નહિ કારણ કે તેમને બચારાઓને તો બધું જાત મહેનતથી કરવું પડેછે ને પરદેશના કારિગરોનું અડધું કામ સૂર્ય મફત કરી આપે છે ને એમ કહિ તમે પરદેશનો માલ આવતો બંધ કરોછો. જ્યારે આવું અડધું કામ મફત થવાના કારણથી પરદેશના લોકોને સ્પર્ધા કરતાં તમે અટકાવો છો ત્યારે જો આખુંએ મફત મળતું હોય ત્યારે સ્પર્ધા કરવા દેવાનું તમારા મનમાં શા કારણથી આવવું જોઇયે? જો તમે તમારા કામમાં એક ઢંગ રાખતા હો તો જ્યારે જે અડધું મફત મળે તેને દેશી કારિગરીને નુકસાનકારક ધારી આવતા અટકાવો, ત્યારે તો આખું મફત મળે તે તો જરૂર અટકાવવું જોઇયે. જ્યારે કોયલા, લોઢું, અનાજ તથા કાપડ જેવી ચીજો પરદેશથી આવેછે અને તે અમે અહિં બનાવિયે તેના કરતાં ઓછી મહેનતથી મળી શકેછે ત્યારે અહિં કરવામાં જે કિંમત પડે અને પરદેશથી લેવામાં જેટલી કિંમત પડે તે બેના તફાવત

જેટલું અમને મફત બક્ષીસ મળેછે એમ કહિ શકાય. જેમ આ તફાવત વધારે અથવા ઓછો તેજ પ્રમાણમાં આ બક્ષીસ મોટી અથવા નાની. ત્યારે હવે અમારે આપને એકજ સવાલ પુછવાનો છે. આપણા દેશને જે મફત મળી શકે તે લેવા દેવાનો તમારો ઇરાદો છે કે આપણા દેશમાં વધારે ખરચે પણ ઉત્પાદન કરવાથી કેટલાક લોકો જે ફાયદાઓ થાય એમ ધારે છે તે ફાયદા કરવાની છે? આ બે વાતમાંથી ગમે તે એક નક્કી ઠરાવો; પણ એક પસંદ કર્યા પછી આપનાથી ફરાશે નહિ કારણ કે પરદેશના માલની કિંમત જે પ્રમાણમાં શૂન્યની લગભગ હોય છે તે પ્રમાણમાં તે માલને જો તમે આવતો બંધ કરો તો સૂર્યનું અજવાળું કે જેની કિંમત દિવસે શૂન્યજ છે તે આવવા દેવું એના જેવી વગર ઢંગની વાત કઈ?"

**પરદેશ સાથેનો વેપાર બન્ને દેશને ફાયદાકારક થવા માટે વિનિમય કરાતી ચીજોના ઉત્પાદન ખરચ વચ્ચેનું પ્રમાણ એક દેશમાં હોય તેથી બિજા દેશમાં જુદું હોવું જોઇયે.** અબાધિત વેપારના ધોરી નિયમો તથા પરદેશ સાથેના વેપારથી થતા ફાયદા આપણે સમજાવી ગયા. હવે ગમે તે કોઈ બે દેશ વચ્ચે ચીજોનો વિનિમય થાય તેની શી અસર થાય છે તેનો વિચાર કરિયે. પ્રથમ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે એક દેશ અમુક ચીજનો બિજા દેશની બિજી અમુક સાથે વિનિમય કરે તો તેમાં ફાયદો ક્યારે થાય કે તે બે ચીજોના ઉત્પાદનખરચ વચ્ચે વિનિમય કરનારા બે દેશોમાં જુદું જુદું પ્રમાણ હોવું જોઇયે. બન્ને ચીજો એક દેશમાં બિજા દેશનાં કરતાં સોંઘી પડતી હોય, પરંતુ તેઓના ઉત્પાદનખરચ વચ્ચેનું પ્રમાણ બે દેશમાં જુદું જુદું હોય તોજ તેમનો વિનિમય થઈ શકે. આપણે એક દાખલો લઈ આ વાત સિદ્ધ કરિયે. આપણા દેશમાંથી સુતર ચીન જાયછે અને ત્યાંથી રેશમી કાપડ તથા ચાહ આવેછે. હવે હિંદુસ્તાનમાં સુતર તેમજ ચાહ બનાવવી ચીન કરતા સોંઘી પડેછે એમ ધારો. બરોબર વિચાર નહિ કરે તેઓ એમ કહેશે કે જ્યારે આમ છે ત્યારે તો આપણા દેશના લોકો સુતર ચીન મોકલી ત્યાંથી તેને બદલે ચાહ લાવશેજ નહિ. પણ ધારો કે હિંદુસ્તાનમાં ચાર રતલ સુતરનું મૂલ્ય એક રતલ ચાહના મૂલ્ય સરખું છે. અને ચીનમાં ચાર

રતલ સુતરનું અને ૧ા રતલ ચાહનું મુલ્ય સરખું છે: ત્યારે હિંદુસ્તાનના વેપારીને ચીન સુતર મોકલી તેના બદલામાં ત્યાંથી ચાહ ખરીદવાનું ફાયદાકારક થશે. કારણ કે દરેક ચાર રતલ સુતરે તેને ૦ા રતલ ચાહ હિંદુસ્તાન કરતાં ચીનમાં વધારે મળશે. જો હિંદુસ્તાનમાં તેમજ ચીનમાં સુતર અને ચાહના મુલ્ય વચ્ચેનું પ્રમાણ એકજ હોય તો તેમનો વિનિમય કરવાથી વેપારિયોને કંઈ પણ ફાયદો પરવડશે નહિ.

જો ચાર રતલ સુતરની હિંદુસ્તાનમાં તેમજ ચીનમાં એક રતલજ ચાહ મળતી હોય તો એવો કોઈ હિંદુસ્તાનનો વેપારી ગાંડો નહિ નિકળે કે જે ચાર રતલ સુતર ચીન મોકલી ત્યાંથી તેને બદલે ૧ રતલ ચાહ લેશે. એમ કરવામાં તો તેને ઉલટો સુતર ચીન મોકલવાનો તથા ચાહ ત્યાંથી લાવવાનો ખરચ થાય તેટલી ખોટ આવે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થયું કે જે ચીજોનો વિનિમય થતો હોય તેમના ઉત્પાદન ખરચ વચ્ચેના પ્રમાણમાં વિનિમય કરનારા દેશોમાં તફાવત હોવો જોઇયે. હવે આ તફાવત કેટલો જોઇયે તે વિષે વિચાર કરિયે.

એક દેશથી બિજે દેશ ચીજ લઈ જવાનું ખરચ તથા તેમ કરનાર વેપારીને સહેજ વધારે નફો પરવડે એટલો ઓછામાં ઓછો આ તફાવત હોવો જોઇયે કારણ કે જો પરદેશ માલ ચઢાવવાથી તે માલ પોતાના દેશમાં વેચવા કરતાં કંઈ વધારે નફો ન આવે તો, કોઈ વેપારી માલ પરદેશ મોકલવાની મહેનત તથા જોખમમાં પડશે નહિ.

**શી શરતોએ વિનિમય થશે તે ખપ અને છત સરખી કરવાથી નિયમિત થાયછે.** ચીજોના મૂલ્ય વચ્ચેના પ્રમાણમાં એક દેશ કરતાં બિજા દેશમાં ઓછામાં ઓછો કેટલો તફાવત હોવો જોઈયે તે આપણે બતાવી ગયા પરંતુ આ તફાવત કેટલીક વખતે પરદેશ માલ મોકલવાનું ખરચ તથા તેમ મોકલનારને સાધારણ વધારે નફો મળી રહે તેથી ઘણો વધારે હોયછે. ધારો કે આપણા દેશમાં ચાર રતલ સુતરનું મૂલ્ય એક રતલ ચાહના સરખું છે અને ચીનમાં ચાર રતલ સુતરનું મૂલ્ય ચાર રતલ ચાહ સરખું છે. ધારો કે આપણે અહિંનો વેપારી એક રતલ સુતરની તેને ૦ા રતલ ચાહ મળે તો તેથી પોતાનો જોયતો બદલો મળ્યો એમ સમજે. પણ ચીનમાં એક રતલ સુતરની એક રતલ ચાહ મળેછે એમ સાંભળી તે પોતાનું સુતર ચીન ચઢાવેછે.

ત્યારે હવે એ સવાલ ઉઠેછે કે, તે જે દરેક રતલ સુતર ચીન મોકલા-વશે તે ઉપર શું ૦।।। રતલ ચાહ વધારાના નફા તરીકે તે રાખી શકશે ? આનો જવાબ આપવા સારૂ આપણે બીજા ભાગમાં કહિ ગયા છિયે કે કોઈપણ ચીજની કિંમત, ખપ તથા છત સરખી થવાથી નક્કી થાયછે તે સિદ્ધાંત ઉપર ધ્યાન આપવું જોઈયે. આપણે ધાર્યું છે કે હિંદુ-સ્તાનનો વેપારી સુતર ચીન મોકલે છે ને તેને બદલે ચાહ લાવેછે; આ ઉપરથી એમ થવાનું કે પરદેશી ચાહની છત હિંદુસ્તાનમાં વધવાની અને તેથી દેશી ચાહનો ખપ ઘટવાનો; તેમજ ચીનમાં હિંદુસ્તાનના સુતરની છત વધવાની ને ત્યાં થતા સુતરનો ખપ ઘટવાનો. હવે મૂલ્ય વિષેનો સિદ્ધાંત સમજાવતી વખતે આપણે બીજા ભાગમાં કહીગયા છિયે કે જો બિજી બધી હકીકત પહેલાં સરખીજ રહી હોય તો, અમુક ચીજનો ખપ વધવાથી તેની કિંમતમાં વધારો થવાનો અને ખપ ઘટવાથી કિંમતમાં ઘટાડો થવાનો; અર્થાત્ કે કોઈપણ ચીજની કિંમત તેનો ખપ તથા તેની છત સરખી કરવાથી નક્કી થાયછે. આ ઉપરથી એ વાત સ્પષ્ટ છે કે હિંદુસ્તાન અને ચીન વચ્ચે સુતર અને ચાહનો વિનિમય થવાથી બન્ને દેશમાં એ બે ચીજોની કિંમત ઉપર અસર થવાની. હિંદુસ્તાનમાં સુતરની કિંમત વધવાની કારણ કે તેનો ખપ વધ્યોછે અને ચાહની કિંમત ઘટવાની કારણ કે તેની છત વધી છે. ચીનમાં આથી ઉલટી અસર થવાની; ત્યાં ચાહની કિંમત વધવાની અને સુતરની ઘટવાની. આમ થશે ત્યારે એ વાત સ્પષ્ટ છે કે હવે આ બે દેશ વચ્ચે વિનિમય પહેલાં નક્કી થયેલી સરતોએ ચાલશે નહિ. કારણ કે સુતરની બે દેશમાંની વિનિમયશક્તિ વચ્ચે હવે કાંઈ ૦।।। રતલ ચાહ જેટલો તફાવત રહ્યો નહિ હોય. હિંદુસ્તાનમાં સુત-રની વિનિમય શક્તિ વધી હશે અને ચીનમાં ઘટી હશે. અને જો અનિયંત્રિત સ્પર્ધા ચાલે તો આખરે સુતર અને ચાહના મૂલ્ય વચ્ચેના પ્રમાણમાં બે દેશમાં, એક દેશથી બિજે દેશ લઈજવાનું ખરચ તથા મુડીદારોને પરદેશ માલ મોકલવાથી જે જોખમ અને મહેનત ખમવી પડેછે તેને યોગ્ય બદલો મળી રહે એટલોજ તફાવત રહેવાનો. જો કોઈ પણ ચીજ ઉત્પન્ન કરનારાઓ વચ્ચે અનિયંત્રિત સ્પર્ધા ચાલતી હોય તો તેની કિંમત આખરે તેના ઉત્પાદનખરચ ઉપર આધાર

રાખેછે. પરદેશથી આણેલી ચીજોના સંબંધમાં લાવવાનું ખરચ, ઉત્પાદનખરચનો એક અગત્યનો ભાગ હોયછે. પરદેશથી આવતા અને પરદેશ જતા માલ ઉપરની જકાત કાહાડી નાંખી હોય તો જુદા જુદા દેશોમાં એકજ ચીજની કિંમતમાં ફક્ત લઈ જવા લાવવાના ખરચના કારણથીજ ફેર પડવાનો.

**પરદેશ ચડતી ચીજની છત તેના ખપ સાથે કેવી રીતે સરખી થાયછે.** આપણે ઉપર ધાર્યું છે કે હિંદુસ્તાનનો વેપારી, ચીન સુતર મોકલવાથી અને ત્યાંથી દરેક રતલ સુતરને બદલે રતલ ચાહ આણવાથી ઘણો ભારે નફો મેળવેછે. આમ છે ત્યારે અહિંના બધા વેપારિયો ભારે નફો લેવાની લાલચે જેમ બનશે તેમ વધારે સુતર ચીન મોકલશે. આમ થવાથી ચીનમાં સુતરની છત ઘણી વધી પડવાની અને તેથી તે ખપાવી દેવા સારૂ તે મોકલનારા વેપારિયોને તેની કિંમત ઘટાડવીજ પડશે; વળી સુતર ચીન ખુબ ચઢવાથી હિંદુસ્તાનમાં તેની છત ઓછી થઈ જશે અને તેથી ત્યાં તેની કિંમત વધવાની. આ રીતે બે તરફથી સુતર ચીન ચઢાવવાની લાલચ બંધ થતી જશે. સુતરની કિંમત હિંદુસ્તાનમાં ચઢી અને ચીનમાં ઉતરી; એટલે વેપારિયોને હિંદુસ્તાન કરતાં ચીનમાં દરેક રતલ સુતરે ૦॥। રતલ ચાહ પહેલાં વધારે મળતી હતી તે હવે મળશે નહિ; આમ થતાં થતાં આખરે તેમને ફક્ત એટલુંજ વધારે મળશે કે તેથી ચીન સુતર મોકલવાના ખરચ તથા જોખમનો બદલો મળી રહે.

**પરસ્પરતા.** પરદેશ સાથેના વેપારથી જે ફાયદો થાયછે તે વિષે લોકોના ઘણા ભૂલભરેલા વિચારો જોવામાં આવે છે. કેટલાક એમ કહેછે કે વિનિમયમાં પરસ્પરતા જોઈયે; એટલે એમ કે પરદેશનો માલ આપણે લેવો ક્યારે કબુલ કરવો કે જો તે દેશ તેના બદલામાં આપણે ત્યાંની કંઈ ચીજો લે તોજ. ઇંગ્લાંડમાં ચીનથી ઘણી જથાબંધ ચાહ આવેછે ને તેને બદલે ચીનના લોકો ઘણા વખત લગી ફક્ત નાણાંજ લેતા; આમ કરવામાં ચીનના લોકોએ મોટી ભૂલ કરી હશે પણ તેથી કંઇ ઇંગ્લાંડના લોકોને ગેર ફાયદો થયો નથી. ઉલટું ચીનના લોકોએ મુખ્ય નુકશાન ખમ્યુંછે.

**જ્યારે બે દેશ વચ્ચે વિનિમય થાયછે ત્યારે દરેક દેશનો નફો**

**બિજે દેશથી આવેલી ચીજોનો તે દેશને જેટલો ખપ હોય તેના ઉલટા પ્રમાણમાં** હોયછે. બે દેશ વચ્ચે ચીજોનો વિનિમય થાય તેમાં જે દેશમાં બિજા દેશની આવેલી ચીજોનો ખપ ઓછો હોય તેને વધારે નફો પડે છે. આપણે ઉપર લીધેલા દાખલામાં જેમ ચીનમાં સુતરનો ખપ વધે તેમ હિંદુસ્તાનના વેપારિયો પોતાને વધારે ફાયદાકારક સરતોએ વિનિમય કરી શકશે. સુતરનું મૂલ્ય વધશે અને તેથી સુતર મોકલનારા વેપારિયો તેને બદલે પહેલા કરતાં વધારે માલ મેળવી શકશે પણ મૂલ્યમાં આવી રીતે થયેલો વધારો વધારે વાર લગી ટકશે નહિ કારણ કે તેને લીધે છત વધશે.

એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે પરદેશ સાથેના વેપારનો પ્રત્યક્ષ ફાયદો એ છે કે, દરેક દેશ પોતાની મુડી તથા મહેનત જે ધંધાઓમાં સઉથી તે વધારે ઉત્પાદક થઇ શકે તેમાંજ રોકી શકેછે અને તેથી કરીને આખી દુનિયાની ઉત્પાદકશક્તિ વધેછે. આમ થવાથી સઘળી ચીજો તૈયાર કરવામાં ઓછામાં ઓછી મુડી અને મહેનત ખરચવામાં આવેછે. આ વિષે મિલ નીચે પ્રમાણે કહેછે.

"વેપારથી દેશને જે ફાયદો થાયછે તે વિષે સાધારણ લોકોમાં ઘણી ભૂલભરેલી સમજ હોયછે. જ્યારે વેપારને લોકો દેશના દ્રવ્યનું મૂળ કહેછે ત્યારે, માલ વાપરનારાઓને કિંમતમાં જે કિફાયત થાયછે તે ઉપર નહિ પણ વેપારિયો જે ભારે દોલત મેળવેછે તે ઉપર તેઓની નજર હોયછે. પણ વેપારિયોને જો કાંઇ ખાસ હકો ન હોય તો તેમને મળતો લાભ પોતાના દેશમાંજ મુડી કામે લગાડવાથી નફો મળે તેથી કંઇ વધારે હોતો નથી. વેપાર તે ખરૂં જોતાં ઉત્પાદન સોંઘું કરવાની રીત છે; અને આવા દરેક પ્રસંગમાં માલ વાપરનારને આખર ફાયદો થાયછે; વેપારિને તો વેચાતું લેનારને પોતાના નાણાં બદલ વધારે મળે કે ઓછું તો પણ પોતાનો નફો મળી રહેવાનોજ."

દેશાંતરના વેપારથી ઉપર બતાવેલા ફાયદા,રિવાય વળી નીતિસંબધી તથા બુદ્ધિવિષયક ઘણીજ અગત્યની અસર થાયછે. તેને લીધે દુનિયાની સઘળી પ્રજાઓના લોકો પરસ્પર સંબંધમાં આવેછે; કેળવણીનો પ્રચાર કરવાનું તે ઘણું પ્રબળ સાધન છે તથા સલાહ શાંતી રહેવાનો સંભવ તેથી વધે છે. જુદી જુદી પ્રજાઓનો નિરંતર પરસ્પર

સંબંધ થવાથી દરેક દેશના લોકોને પોતાના કાયદાઓ રીતભાતો વિગરે બિજા દેશના કાયદા રીતભાત સાથે સરખાવવાનો, તથા તેનો દાખલો લઈ સુધરવાનો, અથવા તેની ભૂલો તપાસી તેવી ભૂલથી અ-લગ રહેવાનો પ્રસંગ મળેછે. વળી વેપારથી જુદી જુદી પ્રજાઓને એક બીજાની આબાદાની તથા ઉત્કર્ષમાં પ્રત્યક્ષ સ્વાર્થ થાય છે.

**નિકાશ અને આયાત હમેશાં સરખી થવાનું વળણ થાય** છે. મીલ કહેછે કે "કોઈપણ દેશની નિપજનો બિજા દેશોની નિ-પજ સાથે એવા મૂલ્યોએ વિનિયમ થાયછે કે તે દેશની બધી નિકાશ તેની બધી આમદાની માલની કિંમત બરોબર આવી રહે." પરંતુ આમ કયારે બને કે તે દેશને બીજા દેશોને ત્યાંથી આવેલા માલની કિંમત શિવાય બીજી કંઈ બાબત સારૂ કંઈ આપવાનું હોય નહીં તેમજ બીજા દેશોને તે દેશથી તેમને ત્યાં આવેલા માલની કિંમત શિવાય બીજી કંઈ બાબત સારૂ કંઈ આપવાનું હોય નહિ.

આપણે ઉપર લીધેલા દાખલામાં ધારો કે ફક્ત હિંદુસ્તાન અને ચીન બે દેશ વચ્ચેજ ચીજોનો વિનિમય થાયછે. હવે હિંદુસ્તાન જે માલ ચીન મોકલેછે તેનું મૂલ્ય, જો ચીન જે માલ હિંદુસ્તાન મોકલેછે તેના કરતાં વધારે હોય તો, એ વાત ખુલ્લી છે કે દરવર્ષે હિંદુસ્તાનનું ચીન પાસે લેણું નિકળશે, અને તે નાણાં મોકલી પતાવવું પડશે. આમ થવાથી ચીનમાં નાણાંની છત ઘટતી જશે અને હિંદુસ્તાનમાં વધતી જશે. આની અસર એ થશે કે કિંમતો ચીનમાં ઘટતી જશે અને હિંદુસ્તાનમાં વધતી જશે. પણ આમ થવાથી હિંદુસ્તાનને ચીન પા-સેથી ચીજો લેવાનું વધારે ફાયદાકારક થશે અને ચીનને હિંદુસ્તાનપાસે ચીજો લેવાનું ઓછું ફાયદાકારક થશે. તેથી હિંદુસ્તાનની ચીન જતી નિકાશ ઘટશે અને ચીનથી આવતી આયાત વધશે. આ ઉપરથી સાફ જણાયછે કે, જો આયાત કરતાં નિકાશ વધારે હોય તો, નિકાશ ઘટવાની તથા આયાત વધવાનું વલણ થાયછે અને તે વલણ નિકાશ અને આયાત બન્ને સરખી થાયછે ત્યારે અટકેછે. પણ આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે આ સિદ્ધાંત બાંધવામાં એ વાત ધારવામાં આવે છે કે એક બિજા સાથે વેપાર કરનારા દેશોને ચીજોની નિકાશ તથા આયાત શિવાય બિજી કોઈ બાબતપર કંઈ લેણ દેણ નથી. પણ

વ્યવહારમાં આમ હોતું નથી અને તેથી કરીને હમેશાં દેશની નિકાશ તથા આયાત સરખી ઊતરતી નથી. આપણા ઉપલાજ દાખલામાં ધારો કે ચીનને, તેને ધિરેલા રૂપિયાના વ્યાજ બદલ દરવર્ષે ૧૦૦૦૦૦૦૦ રૂપિયા હિંદુસ્તાનને આપવાના છે. આમ છે ત્યારે નિકાશ તથા આયાત સરખી થઈ શકશે નહિ. કારણ કે જો તે સરખી હોય તો ચીનને દરવર્ષે ૧૦૦૦૦૦૦૦ રૂપિયા વ્યાજનું દેવું પુરૂં કરવા હિંદુસ્તાન મોકલવા પડશે. આવી રીતે દરવર્ષે નાણાં હિંદુસ્તાનમાં વધવાથી તથા ચીનમાં ઘટવાથી હિંદુસ્તાનમાં કિંમતો વધશે તથા ચીનમાં ઉતરશે. આમ થવાથી દરવર્ષે રૂપિયા મોકલી દેવું પુરૂં કરવાને બદલે, ચીનને હિંદુસ્તાન ચીજો મોકલી દેવું પુરૂં કરવું વધારે ફાયદાકારક પડશે, અને તેમ થતાં થતાં જ્યારે ચીન પોતાની આયાત ઉપરાંત વળી દરવર્ષ દેવા પેટે આપવાની રકમ પણ પુરી કરી શકે એટલો માલ હિંદુસ્તાન મોકલશે ત્યારે ઠેકાણું પડશે. આ ઉપરથી જણાશે કે નિકાશ તથા આયાત સરખા મુલ્યની હમેશાં હોવીજ જોઇયે એમ કહેવું બરોબર નથી. જો કોઇ દેશને બિજા દેશનું દેવું હશે તો તેની નિકાશ, આયાત કરતાં તેને દરવર્ષે આપવાના દેવા જેટલી વધારે હશે; તેમ જો કોઈ દેશ દેવાદાર નહિ પણ લેણદાર હોય તો તેની આયાત બિજા દેશોને તેનું જેટલું દેવું હશે તેટલી, નિકાશથી વધારે થશે. ઇંગ્લાંડની આયાત નિકાશ કરતાં ૧૦૦૦૦૦૦૦૦૦ રૂપિયા વધારે છે તેમ બિજી તરફથી આપણા દેશની નિકાશ આયાત કરતાં ૨૦૦૦૦૦૦૦૦ રૂપિયા વધારે છે. આનું કારણ એ છે કે દુનિયામાં એક દેશથી બિજે દેશ માલ લઇ જવાનું ઘણું કામ ઇંગ્લાંડ કરે છે તેમજ બિજા કેટલાક દેશો તેના દેવાદાર છે તેને લીધે આપણે ઉપર કહી ગયા તે કારણોને અનુસરીને તે દેશની આયાત વધારે છે. તેથી ઉલટું આપણા દેશના સંબંધમાં બનેલું છે. ઇંડિયા સરકારે ઇંગ્લાંડનું દેવું કહાડેલું છે તેમજ રેલવે તથા બિજા કામોમાં ઇંગ્લાંડની મુડી આપણા દેશમાં રોકાયેલી છે તેથી કરીને દર વર્ષે હિંદુસ્તાનને એ દેવા બદલ ભારે રકમ ભરવાની હોય છે. તેમજ હોમગવરમેંટના ખરચ, સરકારી નોકરોના પગારો તથા પેનશન બદલ ભારે રકમ આપવી પડે છે.

આ કારણોને લીધે આપણા દેશમાં આવતા માલની કિંમત પુરી

કરે તેટલુંજ નહિ પણ ઉપર કહેલી આપવાની રકમો પણ પતી રહે તેટલા મૂલ્યની આપણા દેશની નિકાશ હોવી જોઇયે, અર્થાત્ કે દરવર્ષે આપણી આયાત કરતાં નિકાશ ઘણી વધારે હોવી જોઇયે. કેટલાક લોકો ધારે છે કે આયાત કરતાં નિકાશ વધારે હોય તો દેશની વધારે આબાદાની કારણ કે આપણે પરદેશને નાણાં આપવા પડે તેના કરતાં પરદેશથી આપણી પાસે નાણાં વધારે આવે. આ સમજ કેટલી બધી ભૂલભરેલી છે તે ઉપર કહેલી વાત ઉપરથી ધ્યાનમાં આવશે.

## પ્રકરણ ૧ ઉપર સવાલો. પરદેશ સાથેનો વેપાર.

૧. પરદેશ સાથેના વેપારનો મોટો ફાયદો શો છે? દાખલા આપો.

૨. દેશના ધંધાનું રક્ષણ કરવું એટલે શું અને તેવું રક્ષણ કરવાનું કહેનારા માણસો શી તકરાર બતાવે છે?

૩. દેશના જે ધંધાઓ પરદેશની સ્પર્ધા સામું ટકી શકે એમ ન હોય તેમનું રક્ષણ કરવામાં ન આવે તો શું થશે?

૪. દેશનો એક એવો ધંધો હોય કે જો તેનું પરદેશની સ્પર્ધામાંથી રક્ષણ ન કર્યું હોય તો તે બંધ થઇ જાય તો તેવા ધંધાનું રક્ષણ કર્યાથી દેશને ફાયદો કે ગેર ફાયદો?

૫. રક્ષણ કરવાનું કહેનારાઓ, કયા વર્ગના સ્વાર્થ સામું જોતા નથી?

૬. જીંદગીને જરૂરિયાત કોઇ ચીજ સોંઘી થવાથી મુસારા ઉપર થતી અસર બતાવો.

૭. ઉત્પાદનખરચ ઓછું થવાથી મુડી એકઠી થવા ઉપર શી અસર થાય છે?

૮. આગગાડી વિષે કેટલાકનું શું કહેવું છે ને તે ખરૂં છે કે ખોટું?

૯. મિણબતીવાળાઓની અરજીમાંની દલીલો ટુંકામાં કહો.

૧૦. વિનિમય કરનારા દેશોને વિનિમયથી ક્યારે ફાયદો થાય?

૧૧. વિનિમય કરેલી ચીજોના મૂલ્ય વચ્ચેના પ્રમાણમાં ઓછામાં ઓછો કેટલો તફાવત હોવો જોઇયે?

૧૨. જ્યારે તે તફાવત આ ઓછામાં ઓછી હદથી વધારે હોય ત્યારે વિનિમયની સરતો શા પ્રમાણે નક્કી થાય છે?

૧૩. પરદેશ સાથેના વેપારથી નિકાશ અને આયાતની કિંમતો ઉપર કેવી રીતે અસર થાયછે?

૧૪. દેશાન્તરો વચ્ચે અબાધિત વેપાર ચાલતો હોય તો પણ ક્યા કારણોને લીધે કેટલીક ચીજોની કિંમત જુદા જુદા દેશોમાં જુદી જુદી રહેવાનીજ?

૧૫. પરદેશથી આવતા કાપડ ઉપર પહેલાં જે જકાત આપણા દેશમાં લેવામાં આવતી તે અર્થશાસ્ત્ર પ્રમાણે બરોબર છે કે કેમ? તેવી જકાત જોઇયે એમ કહેનારાઓની શી દલીલ છે?

૧૬. પરદેશથી આવતી ચીજનો ખપ અને છત કેમ નક્કી થાયછે?

૧૭. પરસ્પરતા એટલે શું? શું પરસ્પરતા વગર વેપારમાં ફાયદો થાયજ નહિ?

૧૮. ચીજોનો વિનિમય કરનારા બે દેશોમાંથી દરેક કેટલો નફો મેળવી શકે તે શા પ્રમાણે નક્કી થાયછે?

૧૯. પરદેશ સાથેના વેપારથી મુખ્ય ફાયદો કોને થાયછે?

૨૦. દેશની નિકાશ તથા આયાત સરખી થવાનું વળણ કેવી રીતે થાયછે? આ વલણ ને અટકાવનારા કેટલાંક કારણો ગણાવો.

૨૧. દેશની નિકાશ વધારે તેમ વધારે ફાયદો એમ કહેવું ખરૂં છે કે ભૂલભરેલું? ને જો ભૂલભરેલું હોય તો શામાટે?

૨૨. આપણા દેશની નિકાશ હમેશાં આયાત કરતાં ઘણી વધારે તેનું કારણ શું?

---

૧. એક ગામડામાં એક હાથે ઠુંઠો એક મોચી છે, તે બિજે થાયછે તેના કરતાં ખરાબ અને મોંઘા જોડા કરેછે. હવે જો તે ગામડાના અધિકારિયો પેલા મોચી વગર બિજાના કરેલા જોડા ઉપર કર નાંખે તો તે દેશીકારિગરીનું રક્ષણ કરવા સરખું થયું કેકેમ? ને આમ કરવાથી તે ગામડાના લોકસમસ્તની આબાદાની ઉપર શી અસર થશે?

૨. અર્થશાસ્ત્રની દૃષ્ટીએ જોતાં પરદેશના કાપડ ઉપર જે આપણા દેશમાં જકાત લેવામાં આવતી તે કાહાડી નાંખવાથી લોકોની સ્થિતિ ઉપર કેટલી અને કેવી તરેહની અસર થવી જોઇયે?

૩. કોઇ દેશમાં સોનાની ઘણી કિંમતી ખાણો હોય પણ બિજા દેશોની નિપજ વેચાતી લેવાનું તેને મના કર્યું હોય તો શું થાય તે બતાવો.

## પ્રકરણ ૨. સાખ ધીરધાર અને તેની કિંમતો ઉપર અસર.

**સાખની વ્યાખ્યા.** દેવું કહાડવાની શક્તિ તે સાખ. કોઇ માણસની સાખ સારી છે એમ કહિયે છિયે તેનો અર્થ એ કે, લોકોને તેની પાછું આપવાની શક્તિનો ભરોસો છે અને તેથી તે હલકે વ્યાજે દેવું કહાડી શકેછે. જો કોઈ માણસની સાખ સારી ન હોય તો તેને ભારે વ્યાજ આપવાની સરત વગર કોઈ નાણાં ધીરતું નથી કારણ કે તેની પાછું આપવાની શક્તિ વિષે લોકોને શક હોયછે. એટલે એકજ દેશમાં અને એકજ વખતે જુદાજુદા માણસોની સાખ કેટલી છે તે જેટલે વ્યાજે તેમને નાણાં મળી શકેછે તે ઉપરથી બરોબર નક્કી થાયછે.

જેમ માણસોની સાખના સંબંધમાં બનેછે તેમ દેશોની સાખના સંબંધમાં બને છે. તેમની પાછું આપવાની શક્તિ ઉપર તેમની સાખનો આધાર રહેલોછે. તુરકીની સાખ ઘણી ખરાબ છે. તુરકીએ કહાડેલી લોન ઉપર ઘણા વર્ષ લગી તે દેશે ૧૨ ટકા વ્યાજ આપ્યું અને ૧૮૭૫ માં તુરકી સરકારે પોતાના લેણદારોને કહ્યું કે તેમના વ્યાજનો ફક્ત અડધો ભાગ નાણાંના રૂપમાં આપવામાં આવશે અને તે અડધો પણ આપી શક્યા નહિ. આમ થવાથી તુરકીની સાખ ઘણી ઉતરી ગઈ. કેટલાક તુરકી સ્ટોકની એટલી તો કિંમત ઘટી ગઈ છે કે તેના ઉપર જો વ્યાજ મળે તો તે ૫૦ ટકાનું મળે; સને ૧૮૮૪ માં એક જાતના રૂ. ૧૦૦૦ ના તુરકી બોન્ડની બજારમાં કિંમત આશરે ૮૫ રૂપિયાજ ગણાતી હતી. આવી રીતની કિંમત ઘટી જવાનું કારણ એટલુંજ કે તુરકી પોતાના લેણદારોને વ્યાજ આપશે એવી કોઇને પણ આશા નહિ. સ્પેઈનની લોનનું ૭ ટકા વ્યાજ આવે છે. ઇંગ્લાંડ પોતાની લોન ઉપર ૩ ટકાથી પણ ઓછું આપેછે. આપણા દેશમાં સરકાર લોન કહાડે છે તે ઉપર તે આશરે ૪ ટકાનું વ્યાજ આપે છે ને ઇંગ્લાંડ માથે લે તો તેથી પણ ઓછું આપવું પડે. પરંતુ જુદા જુદા દેશોને પોતાની લોનો ઉપર જે વ્યાજ આપવું પડેછે તે ઉપરથી તે દેશોની સાખ બરોબર માપી શકાય તેમ નથી કારણ કે જુદા જુદા દેશોમાં સાખ શિવાય બિજા કારણોને લીધે પણ વ્યાજના દરમાં ફેર હોયછે. આપણે પહેલ વહેલા સમજાવી ગયા છિયે કે માલમિલ્કતની સલામતી તથા ધીરનારે ખમેલા જોખમથી વ્યાજના દર ઉપર અસર થાયછે એટ-

લુંજ નહિ પણ ખેડાણની સીમા ઉપર પણ તેનો આધાર રહેલોછે. ઇંગ્લાંડની સરકાર તેમના સ્ટોક ઉપર ૩ ટકાથી ઓછું વ્યાજ આપેછે અને અમેરીકાને પોતાના સ્ટોક ઉપર તેથી વધારે આપવું પડેછે માટે ઇંગ્લાંડની સાખ અમેરીકા કરતાં સારી છે એમ અનુમાન કરવું વ્યાજબી નથી. તે બન્નેની સરકાર જે વ્યાજનો દર આપેછે તેમાં જે તફાવત છે તે થોડે દરજ્જે એ બે દેશમાં ખેડાણની સીમા ઉંચી નીચી છે તેને લીધે છે. ઇંગ્લાંડમાં જમીન ઘરેણે મુકવાથી ૪ ટકાને દરે નાણાં મળી શકેછે પણ અમેરીકામાં જમીન ઘરેણે મુકવાથી પણ ૭ ટકાથી ઓછે દરે નાણાં મળી શકતા નથી. માટે કોઈ પણ દેશ પોતાની લોન ઉપર જે વ્યાજનો દર આપેછે તે ઉપરથી તેની સાખ કંઈ બરોબર માપી શકાય નહિ. જો કે દરેક દેશની કરજ પાછું આપવાની શક્તિની વ્યાજના દર ઉપર અસર થાયછે ખરી તોપણ જેમની મહેસુલ સબંધિ સ્થિતિ બરોબર સરખી રીતે સારી હોય એવા જુદા જુદા દેશોમાં પણ તેઓમાં ખેડાણની સીમા ઉપર આવેલી જમીન ફળદ્રુપતામાં જુદી જુદી પાયરી ઉપર હોવાને લીધે વ્યાજના દર જુદા હોયછે.

"સાખ તે મુડી છે" એમ કહેવું એ અર્થ વગરનું છે. કેટલીક વખતે એમ કહેવામાં આવેછે કે સાખ છે તે મુડીજ છે. સહેજ વિચારથી માલુમ પડશે કે આમ કહેવું ખોટું છે. સાખ તે "દેવું કહાડવાની શક્તિ" એમ આપણે હમણાજ કહ્યું અને દ્રવ્યનો જે ભાગ ભવિષ્યમાં ઉત્પાદનમાં મદદ લાગવાને રાખી મુક્યો હોય તે મુડી એમ આપણે પહેલાં બતાવી ગયા છિયે; મુડી કર્મકારોનું પોષણ કરે છે અને તેમના કામને જરૂરી ઓજારો, સાહિત્યો તથા આશ્રમ પુરાં પાડેછે. હવે એ વાત તો ખુલ્લી છે કે દેવું કહાડવાની શક્તિ આમાનું કાંઈ કરી શકશે નહિ. સાખ કંઈ કર્મકારોને ખાવાનું તથા લુગડાં તથા ઓજારો પુરાં પાડશે નહિ. દેવું કહાડવાની શક્તિ જો વાપરી હોય તો મુડી મળી શકે. હાથનું જોર જો વાપર્યું હોય તો મણ ઘઉં ઉપાડી જવાય માટે હાથનું જોર તેજ મણ ઘઉં એમ કહેવું જેમ ભુલભરેલું છે, તેમજ, સાખ વાપરી હોય તો મુડી મળી શકે એમ છે તે ઉપરથી, સાખ તેજ મુડી એમ કહેવું તે પણ ભુલભરેલું છે.

**બેંકો.** સાખને લીધે થતી ધીરધારથી મોટો ફાયદો એ થાયછે કે દેશની દોલતનો વધારે ભાગ મુડી તરીકે ઉત્પાદક રસ્તે વપરાયછે. કોઈની પાસે હજાર, કોઈની પાસે પાંચસે એવી રીતે નાણાં હોય તેઓ કંઈ પોતે ધંધો કરવા જાય નહિ, પણ પોતાના નાણાં વ્યાજ લેવા ખાતર બેંકોમાં મુકી આવેછે ને તે બેંકોવાળા તે મુડીવતી વેપાર કરેછે. બેંકમાં નાણાં મુકનારા બધા માણસો કંઈ એકજ વખતે નાણાં પાછા લેવા આવતા નથી તેથી બેંકવાળા પોતાને ત્યાં મુકેલા કુલ રૂપિયાનો થોડો ભાગ લેવા આવનારને આપી શકવાને રાખી, બિજાનો ઉત્પાદક ઉપયોગ કરી શકેછે. આપણા દેશમાં બેંકોમાં બહુ લોકો નાણાં અનામત મુકતા નથી. પણ ઇંગ્લંડમાં તો ઘણુંખરૂ દરેક માણસ પોતાની મહીનાની અથવા વર્ષ દહાડાની બધી આવક બેંકમાં મુકી આવેછે ને જેમ થોડી થોડી રકમનો ખપ પડે તેમ બેંકમાંથી ઉપાડી લાવે છે. એ વાત ખુલ્લી છે કે સાખ સારી હોયા વગર બેંક ચાલી શકે નહિ. કોઈપણ માણસના પ્રમાણિકપણાનો તથા તેની પાછું આપવાની શક્તિનો ભરોસો હોયા વગર લોકો પોતાની દોલત તેને સોંપશે નહિ. આપણા દેશમાં લોકો છુટક છુટક રૂપિયા શાહુકારને ત્યાં વ્યાજે મુકી આવે છે ને તે શાહુકાર તે નાણાંવતી વેપાર કરેછે તે પણ બેંકો સરખુંજ છે.

**જોઈન્ટ સ્ટોક કંપનિયો.** મોટા સાંચાઓ અથવા રેલવે બાંધવામાં એટલું મોટું ભંડોળ જોઇયે છિયે કે તેટલું ભંડોળ કોઈ ખાનગી માણસ ભાગ્યેજ કહાડી શકે. તેથી તેવા કામ સારૂ જોઈતી મુડી હજારો માણસો એકઠા મળી કહાડેછે. કેટલી મુડી જોઇશે તે કંપની ઉભી કરનારા માણસો નક્કી કરેછે. ધારો કે એક કંપની ઉભી કરવામાં આવેછે ને તે સારૂ ૧૦૦૦૦૦૦ રૂપિયા એકઠા કરવા એમ ઠરાવવામાં આવેછે. વળી એમ ગોઠવણ કરવામાં આવે છે કે આ રકમ ૫૦ રૂપિયાના ૨૦૦૦૦ શેરો કહાડીને એકઠી કરવી. તેથી જો કોઈ માણસે ૫૦ રૂપિયા બચાવ્યા હોય તો તે માણસ તે રકમ આપેથી કંપનીનો ભાગીદાર થઈ શકશે. ને તેથી આ તેની પચાસ રૂપિયાની નાની રકમ પણ ભવિષ્યમાં દ્રવ્યઉત્પાદન કરવામાં કામે લાગી જશે. જો આવી કંઈ યોજના ન હોત તો તે પચાસ રૂપિયાની રકમ તો સહેજ

કંઈ અનુત્પાદક રીતે વપરાઈ જાત. એ વાત સ્પષ્ટ છે કે જોઇન્ટ સ્ટૉક કંપની ફતેહમંદ થશે કે નહિ તેનો આધાર તે ઉભી કરનારા તથા તેના ડાયરેક્ટરોની સાખ ઉપર આધાર રાખે છે.

આ દાખલા ઉપરથી જણાય છે કે સાખને લીધે થતી ધીરધારને લીધે દેશની મુડી ખરૂં જોતાં વધે છે કારણ કે ધીરધારને લીધે, દ્રવ્ય ઉત્પાદક રીતે વાપરવાને વધારે સુગમતા પડેછે. પણ ઉપર બતાવેલી રીતો શિવાય બિજા સાધનોથી ધીરધાર થાયછે કે જેનાથી દ્રવ્યનો વિનિમય કરવો ઘણો સુગમ થઈ પડેછે અને તેથી તેમની ચીજોની કિંમતો ઉપર ઘણી ભારે અસર થાયછે.

**હુંડી.** આપણે આગળના પ્રકરણમાં કહી ગયા છિયે કે પરદેશ સાથેના વેપારમાં કંઇ હમેશાં એક દેશથી બિજે દેશ નાણાં મોકલવાની જરૂર પડતી નથી. ધારો કે એક ઇંગ્લાંડનો **અ** વેપારી ફ્રાન્સના **બ** વેપારીને રૂ. ૧૦૦૦ ના કોયલા વેચે છે અને ફ્રાન્સનો એક **ક** વેપારી ઇંગ્લાંડના એક **ડ** વેપારીને રૂ. ૧૦૦૦ ના ઘઉં વેચેછે. હવે જો આમ સામસામા લેણા પતાવવાની કંઈ બિજી રીત ન હોય તો (ફ્રાન્સમાંથી) **બ** (ઇંગ્લાંડમાં) **અ**ને રૂ. ૧૦૦૦ મોકલશે અને તેજપ્રમાણે (ઇંગ્લાંડ માંથી) **ડ** (ફ્રાન્સમાં) **ક**ને રૂ. ૧૦૦૦ મોકલશે. હવે એ વાત ખુલ્લી છે કે જો ઇંગ્લાંડમાં **અ**, **ડ** પાસેથી રૂ. ૧૦૦૦ લે અને ફ્રાન્સમાં **ક**, **બ** પાસેથી રૂ. ૧૦૦૦ લે તો પઈપણ મોકલ્યા કર્યા વગર બધી માથાકુટ પતી જાય. આમ નીચે પ્રમાણે કરવામાં આવેછે. **બ** **અ**ને એક ચીઠી લખી મોકલેછે ને તેમાં તે **અ**ને રૂ. ૧૦૦૦ આપવાનું વચન આપેછે અને **ડ** પણ રૂ. ૧૦૦૦ આપવાનું તેવુંજ લિખિત વચન **ક** ઉપર મોકલેછે. આ લિખિત વચનો તે હુંડી. **અ** પાસે ફ્રાન્સ ઉપરની રૂ. ૧૦૦૦ ચીઠી છે અને **ક** પાસે ઇંગ્લાંડ ઉપરની રૂ. ૧૦૦૦ ચીઠી છે. હવે તેઓ બે જણા જો આ ચિઠિયો બદલી લે તો બધું દેવું લેણું પતી જાય.

વેપારિયો આ ચિઠિયો જાતે બદલી લેતા નથી. તે કામ હુંડીના દલાલો કરી આપે છે. તેઓ જુદા જુદા દેશ ઉપરની હુંડી વેચાતી લઈ લેછે. ઉપલા કહેલા દાખલામાં **અ** અને **ક** કોઈ પોતાની પાસેની હુંડિયો બદલી લેશે નહિ. પણ **અ** પોતાની પાસેની હુંડી લન્ડનના કોઇ હુંડી-

ના દલાલ પાસે લઈ જશે ને તેને થોડું કમિશન આપીને તેના નાણાં લઇ લેછે અને તેમજ ક પોતાની પાસેની હુંડી પારિસના કોઈ હુંડીના દલાલને વેચી દેશે. આ પ્રમાણે લન્ડનનો દલાલ ૧૦૦૦૦૦૦ યાની કિંમતના ફ્રાન્સ ઉપરના બિલો એકઠાં કરશે અને ફ્રાન્સનો દલાલ ૧૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતના ઇંગ્લાંડ ઉપરના બિલ એકઠાં કરશે. પછી તેઓ વર્ષની આખરે અથવા અમુક મુદતે તે બિલ બદલી લેશે. આમ થવાથી જાણે સાટાથીજ બે દેશ વચ્ચે વિનિમય થયો હોય તેવી રીતે નાણાં મોકલવાની જરૂર પડશે નહિ.

**બિલ્સ ઑફ એકસચેંજ નાણાંના ઘણા વ્યાપાર બજાવેછે અને તેથી સામાન્ય કિંમતો ઉપર તેઓ અસર કરેછે.** આપણા દેશમાં મુંબાઈ તથા એવાં બિજા શેહરો જેમનો યુરોપ સાથે ભારે વેપાર ચાલેછે ત્યાં ઉપર કહેલાં બિલો વાપરવામાં આવેછે યુરોપમાં આવી તરેહના બિલો ઘણા વપરાયછે. ભાગ્યેજ એક વેપારી બિજાને નાણાં આપેછે. ઘણુંખરૂ લેણદેણ ઉપર કહેલી તરેહના બિલથી એટલે અમુક મુદત પુરી થયેથી નાણાં આપવાની ચીઠીથી પતવવામાં આવેછે; ત્રણ મહિનાનું બિલ તે ત્રણ મહિનાને અંતે નાણાં આપવાનું વચન ને એ પ્રમાણે. હવે આવું બિલ પાકે ત્યાં લગી નાણાનાં ઘણા કામ બજાવે છે. જે માણસને તે બિલ મળે તેને પોતાનેજ કંઇ ખરિદી કરવાની હોય; ધારો કે ૧૦૦૦ રૂપિયાનું એક બિલ છે ને તે બ પાસેથી તેના હાલના માલિક અ પાસે આવ્યું છે. ધારો કે હવે અને ડ પાસેથી રૂ. ૧૦૦૦ નો કંઈ માલ લેવોછે. તે તે માલ લઇને તેના બદલામાં બ પાસેથી આવેલું પેલુંજ બિલ ડને આપેછે અને આપતી વખતે તે બિલ ઉપર અ પોતાની સહી કરેછે તેનો અર્થ એ કે જો બ ડને તે બિલના નાણાં નહિ આપે તો હું આપીશ. હવે આ બિલ ડ કોઈ બિજાની પાસેથી માલ લઈ તેને આપે અને એ પ્રમાણે તેનું તે તે બિલ પાકે તે મુદત લગી ગમે તેટલી ખરીદિયો કરવામાં કામ લાગે. એ વાત સ્પષ્ટ છે કે આમ થાય છે ત્યારે આ બિલ નાણાનું કામ બજાવેછે; જ્યાં સુધી તે પાકેછે ત્યાં લગી નાણા સરખીજ તેની વેચાતું લેવાની શક્તિ છે. હવે આપણે પહેલાં સમજાવી ગયા છિયે કે જો કોઈ પણ કારણથી દેશમાં ફરતું નાણું વધ્યું ને બીજી બધી હકીકત પહેલાં સરખીજ રહી તો ચીજોની કિંમતો વધવાની. કોઈ

પણ ચીજનું મૂલ્ય (અથવા વિનિયમ શક્તિ) તેનો ખપ અને તેની છત સરખી થવાથી નક્કી થાયછે; જો છત વધી તો ખપ વધારીને છત સરખો કરવા માટે મૂલ્ય ઉતરશે. આમ બિજી બધી ચીજોના સંબંધમાં બનેછે, તેમ નાણાંના સંબંધમાં પણ બનેછે. જ્યારે દેશમાં નાણાની છત વધી પડેછે ત્યારે જો બિજી બધી હકીકત પહેલાં સરખીજ રહી હોય તો નાણાનું મૂલ્ય ઘટવાનું, તેની વિનિયમ શક્તિ ઓછી થવાની, અને કિંમતો ચઢવાની. હવે ઉપર કહેલી રીતના બિલોની કિંમતો ઉપર શી અસર થાય છે તે સહેલથી માલુમ પડશે; આપણે હમણાંજ સમજાવી ગયા કે તે બિલ પાકે છે તે મુદત લગી નાણાંને બદલે વપરાય છે; અર્થાત્ કે આવા બિલોના વાપરથી દેશના ચલણી નાણામાં તેટલો વધારો થયો હોય તે સરખી અસર થાયછે. જે બધું કામ આ બિલોથી થાય છે તે જો રોકડ નાણાંથીજ કરવું પડતું હોય તો બેમાંથી એક વાત થવી જોઇયે; કાંતો તેટલું નાણું ચલણમાં વધારવું જોઇયે અથવા તો સામાન્ય કિંમતો ઉતરવાની. એટલે આવા બિલોથી કાંતો સામાન્ય કિંમતો વધે અથવા તો ઉતરી જતી અટકે.

**નોટો.** નોટોથી પણ કિંમતો ઉપર બિલ સરખીજ અસર થાયછે. નોટો કહાડવાથી દેશમાં નાણાં વધ્યાં હોય તેવીજ અસર થાયછે. નોટો તે અમુક રકમ આપવાનું લિખિત વચન છે. બિલ ઑફ એક્સચેન્જ અને નોટ વચ્ચે ફેર એટલો કે બિલના નાણાં બતાવેલા અમુક વખતે મળી શકે, પણ નોટના નાણાં તો માંગેથી જોઇયે ત્યારે મળી શકે. નાણાં બદલે નોટો વાપરવી કેટલી સારી પડેછે તે મુંબઈ જેવા ગામમાં સહેજ માલુમ પડી આવેછે. સરકારની સાઉકારીમા લોકોને પૂર્ણ વિશ્વાસ હોય છે તેને લીધે, નોટોની વેચાતું લેવાની શક્તિ નાણાંની બરોબર હોયછે. ઇંગ્લાંડમાં સરકારી નોટો શિવાય વળી ખાનગી બેંકોને નોટો કહાડવાનો અખત્યાર આપેલા હોયછે. તે કહાડનારા સરાફોની સાઉકારીમાં લોકોને ભરોસો હોવાને લીધે તે નાણાંને બદલે વપરાયછે. આવી નોટ કહાડનારાઓને માંગણી કરેથી પોતાની નોટને બદલે સરકારી નોટ અથવા સોનું આપવું એવી સરકારથી તેમના ઉપર ફરજ નાંખેલી હોયછે. પણ આવા ધારાથી કંઈ તે બેંકોને પોતે કહાડેલી બધી નોટો જેટલાં નાણાં રાખવાં પડતાં નથી. બધા

લોકો કંઈ સામટા માંગણી કરવા આવતા નથી. એટલે કહાડેલી નોટોના ⅓ જેટલું રોકડ રાખ્યું હોય તો બેંકનું કામ બરોબર ચાલી શકે છે. આ પ્રમાણે ઇંગ્લાંડમાં ૩૦૦૦૦૦૦૦ રુપિયાની બેંક નોટોનું ચલણ છે. અને તે સંબંધી આવતી માંગણીઓ પુરી પાડવા સારૂ બેંકોને આશારે ૧૦૦૦૦૦૦૦ રુપિયાનું રોકડ રાખવું પડેછે. એટલે બાકીના ૨૦૦૦૦૦૦૦ રુપિયા દેશના ચલણમાં વધ્યા. જો ૨૦૦૦૦૦૦૦ રુપિયાની નોટો બંધ કરવામાં આવી હોય તો કાંતો સામાન્ય કિંમતો ઘટશે અથવા તો ૨૦૦૦૦૦૦૦ રુપિયાની કિંમતનું સોનું દેશના ચલણામાં વધારવું જોઇયે. એ વાત સ્પષ્ટ છે કે જો નોટો કહાડવામાં આવે પણ તેટલાજ નાણાં ચલણમાંથી ખેંચી લેવામાં આવે તો તે નોટો કહાડવાથી કિંમતો ઉપર કંઈ અસર થશે નહિ. કારણ કે તેથી દેશના ચલણમાં કંઈ વધારો ઘટાડો થશે નહિ. પણ જો નોટો કહાડવાની સાથે તેટલું નાણું ચલણમાંથી ખેંચ્યા લેવામાં આવે નહિ તો સામાન્ય કિમતો કાંતો વધશે અથવા તો ઘટતી અટકશે.

**ચેકો, હુંડિયો વિગરે.** ચેક તેમજ હુંડી તે અમુક માણસને અમુક રકમ આપવાનો સરાફ ઉપર હુકમ હોયછે. જેના નામના ચેક હોય તે માણસ જો બધા, સરાફ પાસે જઈ એકદમ ચેકના નાણાં કરે તો તેથી કંઈ કિંમતો ઉપર અસર થશે નહિ. પણ હમેશાં ચેકના નાણાં કરવામાં આવતાં નથી પણ જે માણસના નામનો ચેક હોય તે માણસ, તે પોતાના સરાફને આપેછે. આમ થવાથી ચીજોની કિંમતો ઉપર શી અસર થાયછે તે આપણે તપાસિયે. ધારો કે **અ** નો સરાફ **ક** છે; **અ** ૧૦૦ રુપિયાનો એક ચેક **બ**ને લખી આપેછે **બ**નો સરાફ **ડ** છે. આ ચેક તે **ક**ની સરાફી દુકાન ઉપર **બ**ને ૧૦૦ રુપિયા આપવાનો હુકમ છે. **બ** આ ચેક **ક**ની દુકાને લઈ જતો નથી પણ તે પોતાના સરાફ **ડ**ને પોતાને ખાતે તે ચેક આપી દેછે. હવે ધારો કે તેજ દિવસે **મ** કે જેનો સરાફ **ડ** છે તે **અ**ને ૧૦૦ રુપિયાનો ચેક લખી આપેછે ને **અ**નો સરાફ **ક** હોવાને લીધે તે તે ચેક **ક**ની દુકાને પોતાને ખાતે ભરી દેછે. હવે ત્યારે **ડ** શરાફ પાસે **ક** ઉપરનો ૧૦૦ રુપિયાનો ચેક છે અને **ક** શરાફ પાસે **ડ** ઉપરનો ૧૦૦ રુપિયાનો ચેક છે. આ બે શરાફ તે ચેકો બદલી લેછે. અને તેથી એક શરાફને બિજા શરાફને

નાણાં આપવા કરવાનું કામ બિલકુલ કરવું પડતું નથી. આપણે અહિં હુંડિયો અમુક મુદતની લખાય છે જેમ કે દશ દિવસની, મહીનાની અથવા બે મહીનાની એ પ્રમાણે. એટલે તેટલી મુદત થયેથી તે હુંડી પાકે છે ને તેનાં નાણાં મળે. પણ આ હુંડિયો પાકેછે તે મુદત લગી બિલ્સ ઑફ એક્સચેન્જની માફક એક બિજાને આપલે થઈ નાણાનું કામ સારેછે. અને જેમ તે બીલો અમુક કમિશન આપ્યાથી વટાવાયછે તેમ મુદતની હુંડી લોકો તેરીખ આપી વટાવેછે. વળી ગામડાઓમાં જો કે ચેક લખાતા નથી, તો પણ મોઢે મોઢે ચેક જેવું ધીરધારથી કામ થાયછે. ગામમાં શાઉકાર એક બે હોયછે તેની મારફત બધી લેવડદેવડ થાયછે. જો એક ખેડુત બીજાને પોતાનો બળદ વેચે ને બેઉનાં ખાતાં સાઉકારને ત્યાં હોય તો સાઉકારને ત્યાં જમા ખરચ થઈ વેચાણ થાયછે ને રોકડી કિંમત આપવી પડતી નથી.

લંડન શહેરમાં જુદી જુદી બેંકો ઉપરના ચેકો અને બિલોના હિસાબ પતાવવાનું એક ખાતું છે કે જ્યાં દરરોજ હિસાબ પતાવવામાં આવે છે. બધા શરાફો આખા દિવસમાં પોતાને ત્યાં આવેલા બિલો તથા ચેકો આ ઑફિસમાં મોકલાવેછે અને તેને બદલે તેટલાજ મૂલ્યના પોતાના ઉપરના બિલો તથા ચેકો લેછે. આવી રીતે દરવર્ષે ૬,૦૦૦૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતના ચેકોનો બદલો કરવામાં આવેછે અને આ બદલો કરવામાં નાણાંનો જરા પણ ખપ પડતો નથી.

એ વાત સ્પષ્ટ છે કે ચેકો વાપરવાથી તથા હીસાબ પતાવવાની આવી ઑફિસ હોવાથી દેશના ચલણમાં ખરૂં જોતાં મોટો વધારો થાયછે કારણકે દરવર્ષે ૬૦૦૦૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતનું વેચાણ લેવાણ એક પણ પાઈ આપ્યા લીધા વગર ચેકોના સાધનથી થાયછે. તેથી જો વેચાણ લેવાણ તેટલુંજ થતું હોય અને ચેક અથવા ધીરધારનું એવુંજ કોઈ સાધન વપરાતું બંધ થાય તો, નાણાનું મૂલ્ય વધી જાય અને સાધારણ કિંમતો ઉતરે; કારણ કે હાલ જે ઘણો વેપાર ચેકોથી થાયછે તેને માટે સોના રૂપાના શિક્કા વાપરવાની જરૂર પડે.

**નામાની રીત.** ધારોકે અ બ પાસેથી ૫૦ રૂપિયાના કોયલા લેછે અને બ અ પાસેથી ૫૦ રૂપિયાનું લોઢું લેછે. હવે એક બિજા ઉપર ૫૦ રૂપિયાની હુંડી અથવા બિલ લખવાને બદલે અ પોતાના ચોપડામાં

બને નામે રૂપિયા ઉધારેછે. અને બ પોતાના ચોપડામાં અને નામે ૫૦ રૂપિયા ઉધારેછે. આવી રીતે દરેકને બિજાનું ૫૦ રૂપિયાનું દેવું છે એમ જોઇ તે એક બિજાનું દેવું વળી ગયું એમ કબુલ કરેછે. અને આવી રીતે નાણાંનો ઉપયોગ કરવાની જરૂર પડતી નથી.

**ધીરધારથી કિંમતો ઉપર અસર થાયછે, ધીરધાર કયા રૂપમાં થાયછે તેની કંઈ અસર થતી નથી.** નોટ, ચેક, હુંડી અથવા બિલ ઓફ એક્સચેંજ જાતેજ કંઈ સાખ નથી પણ તે સાખ છે એમ જ્ઞાપન કરેછે. સાખથી ધીરધાર થવાને લીધે નાણાંનો ઉપયોગ કરવો પડતો નથી અને તેથી કિંમતો ઉપર અસર થાયછે.

**સાખથી વેચાતું લેવાની શકિત આવેછે તે વિષે.** વળી સાખનો બીજી રીતે ઉપયોગ કરવાથી થોડા મુદત લગી કિંમતો ઉપર ભારે અસર થાયછે. સાખ જે દરેક માણસ તેનો ઉપયોગ કરેછે તેની વેચાતું લેવાની શક્તિ ઘણી વધારે છે. જો દરેક ચીજો નાણાં વડેજ વેચાતી અપાતી લેવાતી હોય તો વેપાર ઘણોજ થોડો ચાલે. ધારો કે એક કાપડના સાંચાવાળાની રૂની મોટી ખરીદી કરવાની ઇચ્છા છે. તેને પોતાને ખબર હોય કે તે ખરીદી કરવાને મારી પાસે રોકડ નાણું નથી; ને તેથી તે રૂના માલિકને ૩ અથવા ૬ મહિનાની મુદતનું બિલ ઓાફ એક્સચેન્જ આપેછે. તે મુદત પુરી થયેથી પણ જો તેની પાસે પુરતાં નાણાં નહિ આવ્યાં હોય તો જો તેની સાખ સારી હશે તો તે પેલું બિલ અમુક રકમ આપેથી પાછું બિજી વધારે મુદત લગીનું તાજું કરી શકશે. એ વાત તો ખરી છે કે સાખથી આવતી વેચાતું લેવાની શક્તિનો કેટલાક લોકો ખોટો ઉપયોગ કરશે અને માથે એવું દેવું ચઢાવશે કે તે પોતે ભાગ્યેજ આપી શકે; પણ સાખને લીધે થતી ધીરધાર વગર વેચાણ લેવાણ ઘણું ઓછું થઈ જાય ને કેટલીક તરેહનો વેપાર તો બિલકુલ બંધ થઈ જાય. આવી તરેહથી જ્યારે કેટલુંક વેચાણ જે બીજી રીતે થઈ શકે નહિ તે સાખને લીધે થાય છે ત્યારે એ વાતતો ખુલ્લી છે કે સાખને લીધે ચીજોનો ખપ વધેછે. પણ આપણે ઘણી વખત બતાવી ગયા છિયે કે જો કોઈ પણ કારણથી ચીજોનો ખપ વધ્યો તો તેમની કિંમતો વધવાનું વલણ થવાનું. તેથી સાખ માણસોની વેચાતું લેવાની શકિત વધારવાને લીધે ચીજોની કિંમતો વધારવાનું વલણ કરેછે.

**જે ચીજોની છત પરિમિત હોય તેમની કિંમત ઉપર સાખની સઉથી વધારે અસર થાયછે.** એ વાત ખરી છે કે જે ચીજોની છત વધારી શકાય તેમની કિંમત ઉત્પાદનખરચ બરોબર થવાનું વલણ થાયછે. પણ જે ચીજોની છત અસાધારણ કારણોને લીધે ઓછી થઈ જશે એમ ધારવામાં આવે તેવી ચીજોની ઘણી વખતે સટ્ટો કરવાના વિચારથી ભારે ખરિદિયો કરવામાં આવેછે. આવા પ્રસંગમાં જે ચીજોની છત બિલકુલ વધારી શકાય તેમ હોતું નથી તેની કિંમતોની માફકજ આવી ચીજની કિંમત નક્કી થાયછે. સને ૧૮૬૯ માં ઇંગ્લાંડમાં કેટલાક કણિયાઓ ભારે સટ્ટો મારવાના વિચારથી ધાન્યની ખુબ ખરીદી કરીલીધી. કારણકે તે વર્ષે સારો પાક પાકશે નહિ ને ધાન્ય ખુબ મોઘું થશે એવી ધારણા કરવામાં આવી હતી. આવી મોટી ખરીદીથી ધાન્યની કિંમત વધવા લાગી અને આવી રીતે સટ્ટો કરનારા માણસોની ધારણા જો પાર પડી હોત તો તેઓ લખેશરી થઈ ગયા હોત. પણ ખરેખરૂં શું થયું તે આપણે તપાસિયે. આ કણિયાઓએ ધાન્ય લીધું તેને બદલે બિલ્સ ઑફ એક્સચેન્જ આપ્યાં તે એવી આશાએ કે તેમની મુદત પુરી થશે તે પહેલાં ચઢી ગયેલી કિંમતે ધાન્ય વેચી નાંખીશું અથવા તો તેથી પણ વધારે નફો લેવાની આશાએ તે બિલો પાછાં તાજાં કરી શકીશું. પણ જોકે ઇંગ્લાંડમાં ઘઉંનો પાક ઘણોજ ખરાબ ઉતર્યો તોપણ અમેરીકામાં ઘઉંનો અસાધારણ વધારે પાક થયો. અમેરીકામાં ઘઉંની કિંમત ઘણીજ ઉતરી ગઇ અને અમેરીકાથી તરત જથાબંધ ઘઉં ઇંગ્લાંડ મોકલવામાં આવ્યા; આ કારણને લીધે ધાન્યની કિંમત ઘટવા માંડી. આમ થવાથી ઉપર પ્રમાણે સટ્ટો કરનારા વેપારિયોમાંનાં ઘણા પોતાનું દેવું પુરૂં કરી શક્યા નહિ અને કેટલાએકે ભારે દેવાળાં કહાડ્યાં.

જો બહુ સહેલથી ધીરધાર થઈ શકતી હોય તો તેથી કિંમતો ઉપર કેવી ભારે અસર થાય તે કેહેવું મુશ્કેલ છે, પણ જ્યારે ધીર ખુબ છુટથી મળવાના કારણથી કિમતો ઉત્પાદનખરચથી ઘણી ઉંચે ચઢી જાય ત્યારે સટ્ટો કરનારા માણસોની આશા પૂર્ણ થતી નથી અને ઘણા વેપારિયો પોતાના બિલનાં નાણાં આપી શકતા નથી. આમ થાયછે ત્યારે વેપારમાં એકદમ દાટ વળી જાયછે. અને કેટલીક મુદત

લગી તમામ ધીરધાર બીલકુલ બંધ પડી જાયછે. આમ થાયછે ત્યારે ઘણા વેપારિયો ભાગેછે કારણ કે બધી ધીરધાર બંધ થવાને લીધે તેઓ બિલો તથા હુંડિયો તાજી કરી શકતા નથી. વેપારિયો તેમજ લોકો, બિલો તથા હુંડિયો લેવાનું કબુલ કરતા નથી; નાણાંની માંગણી વધેછે; અને તેથી કિંમતો પેહલાં ઉત્પાદનખર્ચથી જેટલી ચઢી ગઇ હતી તેટલીજ ઉત્પાદનખરચથી ઉતરી જાયછે. આ ઉપરથી જણાય છે કે જ્યારે સાખની વેચાતું લેવાની શક્તિનો ખોટો ઉપયોગ કરવામાં આવે અને કિંમતો સ્વભાવિક હદથી ઘણી ચઢાવી દેવામાં આવે ત્યારે વેપારમાં ભારે દાટ વળવાનો સંભવ છે અને પેહલાં ધીરધાર જેટલી વગર વિચારે થતી તેટલીજ ઓછી થઇ જાયછે.

**વટાવી નાણાં કરાય તેવું અને નાણાં નહિ મળી શકે એવું કાગળનું ચલણ.** આપણા દેશમાં જે કાગળોની નોટો ચાલેછે તેના જોઇયે તે વખતે નાણાં મળી શકે તેમ છે કારણ કે માગણી કરેથી તેમાં લખેલી રકમ આપવાને સરકારે વચન આપેલું છે. આમ છે તેથી આપણું કાગળનું ચલણ વટાવાય તેવું એટલે જોઇયે તે વખતે નાણાં કરી શકાય તેવું છે. પણ કેટલાક દેશોમાં કાગળનું ચલણ હોય છે ને તેનાં માંગણી કરેથી નાણાં આપવાને સરકાર બંધાતી નથી. સને ૧૮૮૩ સુધી ઇટાલી દેશમાં આમ હતું તથા અમેરીકામાં પણ એવી તરેહની નોટો હતી. આવી નાણાં નહિ મળી શકે એવી નોટોની અસર વિચારતાં પેહલાં એ જોવું જોઇયે કે તેમને લેણદેણમાં આપેથી લેવીજ જોઇયે એમ સરકારે ઠરાવ્યું છે કે કેમ. એટલે નાણાં નહિ મળી શકે એવી કાગળની નોટો સરકાર ચલાવે પણ એમ ઠરાવે કે લોકો લેણદેણમાં તે નોટો રૂપિયાને બદલે લેવાને બંધાયેલા નથી અથવા તો એમ ઠરાવે કે તે લેવાને બંધાયેલા છે. જો નાણાં નહિ મળી શકે એવી નોટોના સંબંધમાં એમ ઠરાવ્યું હોય કે લોકો લેણદેણમાં આપવામાં આવે તો તે લેવાને બંધાયેલા છે તો સરકારને પોતાના લેણદારોને મરજી આવે તેટલા છેતરવાની તક મળેછે અને દેશમાં નાણાં સંબંધી ભારે ગરબડ થાયછે. વળી આપણા દેશની માફક જો નોટો નાણાં

મળી શકે એવી હોય ત્યારે તો સરકાર એક સ્વભાવિક હદથી વધારે નોટો કહાડી શકે નહિ કારણ કે જો વધારે નોટો કહાડવામાં આવે તો લોકો તરત તે નોટો સરકારી બેંકમાં પાછી આપી તેને બદલે નાણાં માંગશે. પણ નાણાં સરકાર પાસેથી નહિ મળી શકે એવી નોટોના સંબંધમાં તો તે કહાડવા ઉપર કંઈ હદ રહેતી નથી. અને વળી જો તે નોટો લેવાને લોકો બંધાયેલા છે એમ ઠરાવ્યું હોય ત્યારે તો કંઇ વાતજ કરવી નહિ. પછી તો સરકાર પોતાના સઘળાં દેવાં તેવી નોટો વતી પતાવશે. સરકારી કંટ્રાક્ટરોને પણ તેમના કામ બદ્દલ તેવીજ નોટો મળશે. આવી તરેહની નોટો કહાડવાની કંઈ હદ રહેતી નથી એ વાત, અમેરિકામાં થોડા મહિનામાં ૪૦૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતની નોટો ચલણમાં આવી હતી એ ઉપરથી સ્પષ્ટ જણાયછે. આવી તરેહની નાણાં નહિ મળી શકે એવી નોટો પણ જો કંઈ હદથી કહાડવામાં આવે ને લોકોને ભરોંસો હોયકે થોડી મુદતમાં કામ સરેથી સરકાર પાછું તે ચલણ બંધ કરી દેશે તો તેવી નોટો પણ લોકો નાણાંની માફકજ ખુશીથી લે. પણ જ્યારે આવી નોટો હદ ઉપરાંત કહાડવામાં આવે ત્યારે અમેરીકામાં થયું તે પ્રમાણે તેમની કિંમત ઉતરી જાય. સને ૧૮૬૯ માં ૧૩૨૦ રૂપિયાની નોટના બજારમાં ૧૦૦૦ રૂપિયાજ મળતા. એટલે જો આવી નોટો રૂપિયા બદલ લોકો લેવાને બંધાયેલા છે એમ ઠરાવ્યું હોય તો સરકાર તથા લોકો પોતાના લેણદારને ૧૩૨૦ રૂપિયાના દેવા બદલ ૧૩૨૦ રૂપિયાની નોટ આપે, પણ તેની ખરી કિંમત તો ૧૦૦૦ રૂપિયા થયેલી એટલે તેને ૩૨૦ રૂપિયા જેટલું નુકશાન કરે. આમ થાય ત્યારે જેમ ચલણની કિંમત ઘટવાની તેમ ચીજોની નામની કિંમત વધવાની. કારણ કે એક દસ રૂપિયાની કિંમતની ચીજની તેની કિંમત વેપારી ૧૩ રૂપિયા કહેશે કારણકે તે એમ જાણેછે કે મને ૧૩ રૂપિયા નહિ મળે પણ ૧૩ રૂપિયાની નોટ મળશે કે જેના બજારમાં લગભગ ૧૦ રૂપિયા આવશે. એટલે જો કે તે ચીજની ખરી કિંમત તો દસજ રૂપિયા રહી પણ નામની કિંમત વધીને તેર રૂપિયા થઈ.

પણ જો નાણાં નહિ મળી શકે એવી નોટો લોકો લેવાને બંધાયા છે એમ ઠરાવ્યું ન હોય ત્યારે તેવી નોટથી કોઇને કંઈ નુકશાન અથવા ગેર ઇનસાફ થતો નથી. કારણ કે એમ છે ત્યારે તો પોતાની ખુશી

આવે તો કોઇ નોટ લે નીકર કહિ શકે કે મારે તો રૂપિયાજ જોઇયે. આમ હોવાથી ચીજોની નામની કિંમત પણ ચઢશે નહિ; કારણ કે પછી કિંમતો તે નોટોમાં ગણવાની કંઈ જરૂર નથી. ફકત તેવી નોટોથી સરકારની સાખ ઘટશે. જેમ સરકારની સાખ ઘટતી જશે તેમ તે નોટોની કિંમત ઘટતી જશે. સને ૧૭૯૨ માં ફ્રાન્સમાં રાજ્યની ભારે ઉલથપાલથ થઈ તે વખતે આવી તરેહની નાણાં નહિ મળી શકે તેવી નોટો કહાડી હતી. તેની કિંમત એટલી તો ઘટી ગઈ હતી કે હજાર દોઢ હજાર રૂપિયાની કિંમતની નોટનો કોઈ એક કાફીનો પ્યાલો પણ વેચાતી આપતું નહિ. આપણા દેશમાં તો નાણાં તરત મળિ શકે એવી કાગળની નોટો છે અને સરકારની સાખમાં લોકોને ભરોસો છે એટલે તેમની કિંમતમાં જરાપણ ઘટાડો થવાનો સંભવ નથી.

**ધીરધારની સામાન્ય કિંમતો ઉપરની અસર ફાયદાકારક છે.** જ્યારે ધીરધાર હદસર કરવામાં આવેછે ત્યારે તો બેશક કિંમતો ઉપરની તેની અસર લોક સમસ્તના સામાન્ય સ્વાર્થને ફાયદાકારક થઇ પડે છે. કારણ કે સામાન્ય કિંમતોમાં જે ભારે ફેરફાર થવાને લીધે ઉત્પાદનમાં હરકત આવેછે અને તેથી વેપાર સંબંધી સઘળા કામોમાં ગડબડ થઈ જાય છે તેવા ફેરફારો, ધીરધારને લીધે થતા અટકેછે. આપણે ઘણી વખત કહી ગયા કે જેમ વધારે વેચાણ લેવાણ તેમ વધારે નાણાંની જરૂર પડવાની; અને નાણાં અથવા નાણાંને બદલે ચાલે એવી કંઈ ચીજ જો ન જડી તો કિંમતો ઉતરવી જોઇયે. પણ જેમ વેચાણ લેવાણ વધતું જાયછે તેમ બિલો તથા હુંડી વિગરેની સંખ્યા વધવાની અસર થાયછે. જો કોઈ વેપારી પહેલાં કરતાં બમણી ચીજો વેચાતી આપે લે તો તે પહેલાં કરતાં ઘણાં વધારે બિલો લખવાનો, તેમજ વધારે બિલો તેને મળવાનાં. એટલે જેમ વેપાર વધતો જાયછે તેમ એની મેળે ધીરધાર વધતી જાયછે. જ્યારે વેપાર મંદ પડેછે ત્યારે આથી ઉલટી અસર થાયછે; કારણ કે જ્યારે વેચાણ લેવાણ ઓછું થાયછે ત્યારે પહેલાં કરતાં થોડાં બિલો વાપરવામાં આવેછે. જો ધીરધારનો ઉપયોગ કરવામાં આવતો હોય નહિ તો જેમ વેપાર વધતો જાય તેમ સામાન્ય કિંમતો ઘટતી જાય અને વેપાર મંદ હોય ત્યારે કિંમતો ચઢે. પણ સામાન્ય કિંમતોમાં થતા ભારે ફેરફાર અટકાવવામાં ધીરધાર ઘણી ફાયદાકારક અસર કરેછે.

**કાગળના ચલણની પ્રત્યક્ષ કિફાયત.** આપણે ઉપર કહીગયા કે કોઈ પણ દેશનું કાગળનું ચલણ થોડે ઘણે દરજ્જે નાણાનું કામ સારેછે; નોટો, ચેકો અને બિલો વપરાતાં બંધ પડે તો સોના તથા રૂપાના સિક્કા ઘણા વધારે જોઈયે. માટે ધીરધારના આવા સાધનો વાપરવામાં કિફાયત છે. કારણ કે કાગળજેવી નજીવી વસ્તુ સોના તથા રૂપા જેવી ઘણી કિંમતી વસ્તુઓને બદલે વાપરી શકાયછે. રૂ. ૧૦૦૦ ની નોટ જે કાગળની બનાવવામાં આવેછે તેને તૈયાર કરવાનું ખરચ એક આનો પણ નહિ પડતો હોય; તેનું નૈસર્ગિક મૂલ્ય ઘણુંજ ઓછું છે. પણ સાખને લીધે તેનામાં વેચાતું લેવાની જે શક્તિ આવેછે તેથી તે તેના માલિકને ૧૦૦૦ રૂપિયા જેટલીજ ઉપયોગી થઈ પડેછે.

## પ્રકરણ ૨ ઉપર સવાલો. ધીરધાર અને કિંમતો ઉપર તેની અસર.

૧. સાખ તે શું?

૨. કોઈપણ માણસની અથવા દેશની સાખ શા ઉપરથી પરખાયછે?

૩. પાછું આપવાની શક્તિ સિવાય બિજા કયાં કારણોથી જુદા જુદા દેશમાં વ્યાજના દર જુદા હોયછે.

૪. સાખ તેજ મુડી એમ કહેવું શામાટે ભૂલ ભરેલું છે?

૫ સાખથી થતી ધીરધાર દ્રવ્યઉત્પાદનને કેવી તરેહની મદદ કરેછે?

૬. બેંકોથી કેવી રીતે દ્રવ્ય ઉત્પાદક રીતે વાપરવાનું ઉત્તેજન મળેછે?

૭. જોઇન્ટ સ્ટોક કંપનિયોથી ઉત્પાદકરીતે વપરાતું દ્રવ્ય કેવી રીતે વધેછે?

૮. બેંકો તેમજ જોઇન્ટ સ્ટોક કમ્પનિયોનો આધાર સાખ ઉપર રહેલોછે એમ બતાવો?

૯. બિલ ઑફ એક્સચેન્જ એટલે શું? તે વડે દ્રવ્યનું વિનિમય કેવી રીતે સુગમ થઈ પડેછે.

૧૦. બિલ નાણાનું કામ કેવી રીતે સારેછે તે સમજાવો.

૧૧. બિલ આફ એક્સચેન્જના રૂપમાં ધીરધાર, કિંમતો ઉપર શી અસર કરેછે?

૧૨. ધીરધારથી શા માટે ચીજોની કિંમતો વધવાનું વલણ થાયછે?

૧૩. ચેકો તથા હુંડિયો એટલે શું? બિલ ઑફ એક્સચેન્જ અને તેમના વચ્ચે શો ફેર?

૧૪. ચેકો, બિલો, હુંડી વિગરે ધીરધારના સાધનો વપરાતાં બંધ થાય તો શું પરિણામ થાય?

૧૫. બેંકનોટ તેમજ સરકારી નોટ એટલે શું?

૧૬. નોટ અને બિલ ઑફ એક્સચેન્જમાં શો ફેર?

૧૭. સરકારી નોટોની વેચાતું લેવાની શક્તિ નાણાં જેટલીજ છે તેનું કારણ શું?

૧૮. ચેકો નાણાંની બદલ કેવી રીતે કામ સારેછે?

૧૯. વિલાયતમાં હિસાબ સાફ કરનારી ઑફીસ કેવી રીતે અને શું કામ કરેછે?

૨૦. નામા ઉપરથી હિસાબ પતાવવાથી કેવી રીતે નાણાં વગર ચાલે છે?

૨૧. સાખથી કેવી રીતે માણસોની વેચાતું લેવાની શક્તિ વધેછે?

૨૨. આવી રીતે વેચાતી લેવાની શક્તિ વધવાથી કિંમતો ઉપર શી અસર થાયછે?

૨૩. કઈ વર્ગની ચીજોની કિંમત ઉપર ધીરધારની સૌથી વધારે અસર થાયછે?

૨૪. કેટલીક વખતેવેપાર એકદમ સ્તબ્ધ પડી જાયછે તેનું કારણ શું?

૨૫. આમ થવાથી ધીરધાર ઉપર શી અસર થાયછે?

૨૬. વટાવાય એવી અને ન વટાવાય એવી નોટો એટલે શું?

૨૭. વટાવાય નહિ એવી નોટોને અંગે શા ભય રહેલા છે?

૨૮. વટાવાય નહિ એવી નોટો લોકો લેવાને બંધાયેલા છે એમ ઠરાવવામાં આવે તો તેથી શી ખરાબ અસર થશે?

૨૯. આમ કરવાથી કિંમતો ઉપર શી અસર થવાની?

૩૦. આવી તરેહની નોટો ક્યારે નુકશાનકારક થઈ પડે નહિ?

૩૧. વટાવાય નહિ એવી નોટો લોકો લેવાને બંધાયેલા નથી એમ ઠરાવ્યું હોય તો તેથી શી અસર થાયછે?

૩૨. વટાવી શકાય એવી નોટોનું ચલણ તેની સ્વભાવિક હદ ઉપરાંત વધારી શકાય? ને ન વધારી શકાય તો શા કારણથી?

૩૩. વટાવી શકાય એવી નોટોના સંબંધમાં તેવી કંઇ હદ રહે કે નહિ ?

૩૪. સામાન્ય કિંમતોમાં થતા ફેરફાર ધીરધાર કેવી રીતે અટકાવેછે ?

૩૫. કાગળના ચલણમાં શી પ્રત્યક્ષ કિફાયત છે ?

---

૧. એક માણસ એક નોટ ખોટી બનાવેછે. શું તે આમ કરવાથી દેશના દ્રવ્યમાં વધારો કરેછે ?

૨. હું ૧૦૦૦૦ રૂપિયા મારા શરાફને ત્યાં રાખી મુકુછું ને વાપરતો નથી એટલા માટે શું હું નિર્દય કહેવાઉં ?

૩. કોઇ શરાફ પોતાની એક ૧૦૦૦ રૂપિયાની નોટ બાળી મુકે તો તેથી શું તે તેટલો ગરીબ થાય ?

૪. કોઈ શરાફ પોતાની નોટો કહાડવાથી પૈસાદાર થઇ શકે ?

૫. હુંડિયો લખવાથી કોઈ માણસ પૈસાદાર થઈ શકે ?

---

## પ્રકરણ ૩ કરવિષે.

**કર નાખવાની જરૂર.** સરકારનું ખરૂં કામ જાનમીલકતનું રક્ષણ કરવાનું તથા બધાની સરખી સ્વતંત્રતા જાળવવાનું છે. આ કામો ઘણું ખર્ચ ખમ્યા શિવાય થઈ શકે નહિ. આ ખરચ પુરો પાડવાને માટે કર નાખવાની જરૂર છે, કરો કેવી રીતે નાખવા અને કયા વર્ગો ઉપર નાખવા તે વિષેની તકરારમાં હમેશાં ઘણા લોકો ભાગ લેછે. હાલમાં હવે એ વાત માન્ય કરવામાં આવી છે કે જે દરેક માણસ, પોલીસ, લષ્કર, ઇનસાફની કોરટોવિગેરેથી અપાયેલું રક્ષણ ભોગવેછે તેને તે ચલાવવાના ખરચમાં કંઇ ભાગ આપવોજ જોઇયે. કોઇ પણ વર્ગ કરમાંથી બાતલ હોવો ન જોઇયે; કરથી એકઠાં કરેલાં નાણાંનો જે ઉપયોગ કરવામાં આવેછે તે તેને પસંદ નથી એ કારણસર કરમાંથી કોઈ પણ માણસને બાતલ કરવામાં આવતો નથી.

**એડમ સ્મિથના કર નાખવા વિષેના ચાર નિયમો.** એડમ સ્મિથે કર નાંખવા વિષેના ચાર નિયમો બતાવ્યા છે કે જે બરોબર પાળવાથી કર આપનારને ઓછામાં ઓછી હરકત થશે અને સરકારમાં વધારેમાં વધારે ઉપજ આવશે. આ ચાર નિયમો અહીં પુરેપુરા ટાંકવા સારૂ ઘણા લાંબા છે. તેમનો ટુંકામાં સાર નીચે પ્રમાણે છેઃ—

૧. દરેક માણસે રાજ્યના સંરક્ષણ નીચે પોતે જે આવક ભોગવતો હોય તેના પ્રમાણમાં, રાજ્યની ઉપજમાં ભાગ આપવો જોઇયે.

૨. કર નક્કી હોવા જોઇયે; અનિયમિત હોવા જોઇયે નહિ. કર આપવાનો સમય, પ્રકાર તથા અવેજ કર ભરનારને અને બિજા દરેક માણસને ખુલ્લું અને સ્પષ્ટ ખબર હોવું જોઇયે.

૩. દરેક કર એવે વખતે અને એવી રીતે ઉઘરાવવો કે તે ભરનારને તે કર આપવાની સૌથી વધારે સઘવડ પડે.

૪. દરેક કર એવી યુક્તિથી નાખવો કે, સરકારી ત્રિજોરીમાં જેટલું આવે તેથી લોકોના ગજવામાંથી જેમ બને તેમ બહુજ થોડું વધારે નીકળે.

**પેહલો નિયમ લગાડવા વિષે.** પેહલો નિયમ દરેક કરના સંબંધમાં પાળી શકાશે નહિ. દરેક કર, કર ભરનારની આપવાની શક્તિના પ્રમાણમાં નાંખી શકાશે નહિ. ધારો કે ૬ માણસનું કુટુંબ છે અને તેમનું બરોબર પુરૂં થઇ શકે એટલીજ તેમની આવક છે. હવે એક ૩ માણસનું પૈસાદાર કુટુંબ હોય તેના જેટલીજ અથવા બલકે તેથી વધારે પણ ચાહ પેલું ગરીબ કુટુંબ વાપરશે. એટલે તે ગરીબ કુટુંબ પેલા પૈસાદાર કુટુંબના કરતાં ચાહ ઉપરની જકાતમાં વધારે ભાગ ભરશે; અર્થાત્ ચાહ ઉપરના કરમાં પૈસાદાર કુટુંબના કરતાં ગરીબ કુટુંબ પોતાની આવકના પ્રમાણમાં વધારે ભાગ ભરેછે. આવી તરેહની અસમાનતાને સારૂ કોઇપણ રાજ્યકર્ત્તાથી ગોઠવણ થઇ શકવી અશક્યજ છે. જો તેમ કરવામાં આવે તો હજારો અમલદારો આવી તરેહના જુદા જુદા દાખલાઓ તપાસવામાં રોકવા પડે; અને તે કરથી આવેલી ઉપજ ઘણી ખરી તે અમલદારોના પગાર આપવામાંજ વપરાઈ જાય; એટલે એડમ સ્મિથનો પહેલા નિયમ અમલમાં લાવવા જતાં, સરકાર તેનો ચોથો નિયમ તોડશે. કર નાખવામાં સમાનતા કંઈ એક અમુક કર ઉપર ધ્યાન આપવાથી લાવી શકાય નહિ, પણ જુદા જુદા વર્ગના માણસો કરોમાં જે કુલ રકમ આપે તે, તેઓ જે આવક ભોગવતા હોય તેના પ્રમાણમાં હોય એવી ગોઠવણ કરવાથી આણી શકાય. એટલે જે લોકો ઉપર કોઇ અમુક કરનો બોજો વધારે પડતો હોય તેમના ઉપર બિજા કરનો

ઓછો થોડો આવે એમ કરવું. ઉપલા આપેલા દાખલામાં જો કે પેલું ગરીબ કુટુંબ પૈસાદાર કુટુંબના કરતાં પોતાની આવકના પ્રમાણમાં ચાહ ઉપરની જકાતમાં વધારે ભાગ આપેછે ખરું પરંતુ ઈનકમટેક્ષમાં તેમજ એશઆરામની ચીજો ઉપરના કરમાં તે થોડો ભાગ આપશે.

**બિજો નિયમ લગાડવા વિષે.** એડમ સ્મિથનો બિજો નિયમ કે કરો અનિયમિત નહિ પણ નક્કી હોવા જોઈયે તે ઘણો અગત્યનો છે. વેપારિયોને, જે ચીજોનો પોતે વેપાર કરતા હોય તે ઉપર કેટલો કર આપવો પડશે તે નક્કી ન હોય ત્યારે સઘળા વેપાર સંબંધી કામો અનિશ્ચિત અને સટ્ટાના પ્રકારનાં થઈ જાય છે; માણસો પછી ડહાપણ અને અક્કલ ઉપર આધાર રાખવાને બદલે નશીબ ઉપર વધારે આધાર રાખેછે અને તેથી વેપાર તે એક ભારે જુગાર જેવો થઇ જાયછે.

**ત્રિજો નિયમ.** ત્રિજો નિયમ કરભરનારને ઓછામાં ઓછી હરકત થાય એમ કરવાને માટે જરૂરનો છે. જો ભરનારને વગર કારણે અઘવડ પડે એવે વખતે કરો ઊઘરાવવામાં આવે તો તેથી તેને નુકસાન થાયછે અને લોક સમસ્તને કંઇ ફાયદો થતો નથી. ચીજો ઉપરના સઘળા કરો ખરું જોતાં તે ચીજો વાપરનારાજ આપેછે કારણકે તે કરો તે ચીજોના ઉત્પાદનખરચનો ભાગ છે. એટલે વેપારી તે કરની રકમ ચઢાવીને નક્કી થયેલી કિંમતે ચીજો ઘરાકને આપેછે તેથી ઘરાકો તે ચીજો ઉપરનો કર, પોતાને સઘવડ પડે એવે વખતે એટલે ખરીદી કરતી વખતે આપેછે. જો તે વખતે તેને સઘવડ ન હોય તો તે ચીજ ખરીદે નહિ. વળી શાહેરોમાં ઘર તથા જમીન ઉપરના આવતાં ભાડાં ઉપર મ્યુનિસિપાલિટીને જેજે કર આપવો પડેછે, તે જો તે ભાડાં ઘર અથવા જમીનના માલીકના હાથમાં આવતા હોય તે વખત લેવામાં આવતા હોય તો તે કર ભરવાની ઘણી સઘવડ પડે.

**ચોથો નિયમ.** ચોથા નિયમનો ત્રિજા સાથે નિકટ સંબંધ છે. જો કર તે ભરનારની પાસેથી અઘવડ પડે એવી વખતે લેવામાં આવે તો તે કરથી સરકારની ત્રિજોરીમાં આવે તેના કરતાં કર ભરનારના ગજવામાંથી ઘણું વધારે જવાનું. જે ચીજો ઉપર કર લેવાતો હોય એવી ચીજો પરદેશથી લાવનારા વેપારી પાસેથી, જો ચીજો આવીને તરત કર લેવાતો હોય તો, તે આપવાનો વખત તેને ઘણોજ અઘવડ ભરેલો

થઈ પડે ને તેથી સરકારને મળે તેના કરતાં તેના ગજવામાંથી વધારે જાય. આ હરકત દૂર કરવાને માટે ઇંગ્લાંડમાં એમ ઠરાવવામાં આવેલું છે કે આવી તરેહની ચીજો પરદેશથી લાવનાર વેપારીને જો તરત વેચવાની ઇચ્છા ન હોય તો તેને સરકારના હવાલામાં સોંપે અને જ્યારે તેમને વેચે ત્યારે જકાત આપી સરકારના હવાલામાંથી લઈ જઈ ખરીદદારને આપે. આમ કરવાથી વેપારી, તે જકાત પોતાને ઘણીજ સઘવડ ભરેલી વખતે આપેછે. કારણ કે તે વખતે તેણે તે ચીજો વેચી હોય છે ને તેની કિંમત પોતાના હાથમાં આવી ચુકી હોયછે. આ ગોઠવણથી ચીજોની કિંમતો ઉપર શી અસર થાયછે તે આપણે તપાસિયે. ધારો કે એક દારૂનો વેપારી ૧૦૦૦૦ રૂપિયાનો દારૂ આણેછે, અને તે દારૂ ઉપર ૫૦૦૦ રૂપિયાની જકાત છે. તે તે દારૂ સરકારના હવાલામાં સોંપેછે, અને તેને છ મહિના પછી વેચે છે ને તે મુદત લગી તે દારૂ સરકારના હવાલામાં રહેછે. ધારો કે તે વેપારી પોતાની મુડી ઉપર દર વરષે ૨૦ ટકાનો નફો મેળવેછે ત્યારે આ દારૂ ૧૬૦૦૦ રૂપિયા સારૂ વેચાશે. આ આંકડો નીચેના આંકડાઓનો બનેલો છે:—

| | |
|---|---|
| દારૂની અસલ કિમત.............................. | રૂ. ૧૦૦૦૦ |
| વેપારીની મુડી ઉપર છ મહિનાનો નફો (દસ ટકા) | રૂ. ૧૦૦૦ |
| દારૂ ઉપરની જકાત................................. | રૂ. ૫૦૦૦ |
| | રૂ. ૧૬૦૦૦ |

હવે જો વેચાણ થયું તે વખતે જકાત આપવાને બદલે દારૂ દેશમાં આવ્યો કે તરત વેપારીને જકાત આપવાની હોત તો ઉપલા દારૂની કિંમત રૂ. ૧૬૦૦૦ ને બદલે રૂ. ૧૬૫૦૦ થાત; કારણ કે વેપારીને રૂ. ૫૦૦૦ વધારે મુડી રોકવી પડી હોત ને તે મુડી ઉપર પણ તે વર્ષ દિવસે વિસ ટકા ને લેખે નફો લેવાનું ધારત, ત્યારે દારૂની કિંમતમાં નીચેના આંકડાઓ આવત.

| | |
|---|---|
| જકાતસુધાં દારૂની અસલ કિંમત...... | રૂ. ૧૫૦૦૦ |
| આ મુડી ઉપર વેપારીનો છ મહીનાનો નફો (૧૦ ટકા) ............... | રૂ. ૧૫૦૦ |
| | રૂ. ૧૬૫૦૦ |

ત્યારે આમ થાય તો દારૂના ખરીદદારને જકાતને લીધે સરકારને જેટલું મળે તે ઉપરાંત રૂ. ૫૦૦ વધારે આપવા પડશે.

**કાચી પેદાશ ઉપરના કરો.** ચોથા નિયમ પ્રમાણે જોતાં ચીજો ઉપરના કરો કાચી પેદાશ ઉપર નાંખવા જોઇયે નહિ પણ સિદ્ધ પદાર્થો ઉપર નાંખવા; જેમ કે જો રૂ ઉપર કર નાંખવાનો વિચાર થાય તો કાચા રૂ ઉપર કર નાંખવો નહિ, પણ સુતરના કાપડ ઉપર નાંખવો. કાપડ તૈયાર થવાની ક્રિયામાં રૂ ઘણા વેપારિયોના હાથમાંથી જાય છે. તેથી જો કાચા રૂ ઉપર કર નાંખ્યો હોય તો આ દરેક વેપારીને કર પ્રથમ આપવો પડે છે. પણ તે ઉપરાંત જેની પાસેથી પોતે વેચાતું લે તેણે કર ખાતર જે રકમ વાપરી હોય તે ઉપરનું વ્યાજ પણ તેણે આપવું પડેછે. ધારો કે અના હાથમાં પહેલ વહેલું કાચું રૂ આવેછે. અને તેને તે ઉપર રૂ. ૧૦૦૦૦ કર આપવો પડેછે; હવે જ્યારે તે બને રૂ વેચે ત્યારે તે આ કરમાં આપેલા રૂ. ૧૦૦૦૦ ઉપર નફાનો સાધારણ દર (ધારો કે દસ ટકા) લેશેજ. એટલે બ કરને પેટે રૂ. ૧૧૦૦૦ આપશે. હવે જ્યારે બ કને રૂ વેચે ત્યારે પોતે આપેલા રૂ. ૧૧,૦૦૦ ઉપર તે નફાનો સાધારણ દર લેવાનો. એટલે કર પેટે કને રૂ. ૧૨૧૦૦ આપવા પડવાના. એટલે જેટલી વખત તે પદાર્થ એકથી બીજે હાથ જવાનો તેવે દરેક વખતે કરને પેટે અપાતી રકમ ઉપર ચક્રવૃદ્ધિ વ્યાજ ચડતું જાયછે અને આખરે જ્યારે વાપરનાર કે જે ખરૂં જોતાં કર આપેછે તેને હાથે તે પહોંચે ત્યારે કરને લીધે તેની કિંમતમાં થયેલો વધારો સરકારને જે મળે તેથી બમણો પણ થઈ જાયછે. માટે ચોથા નિયમનો અમલ કરવા સારૂ હમેશાં ચીજો ઉપરનો કર તેમને વાપરવા સારૂ વેચાતી લેવામાં આવે તે વખતની જેમ બને તેમ પાસે લેવો. કારણકે કરનો ખરો આપનાર તો વાપરનાર છે માટે તે ચીજ તૈયાર થતા સુધીમાં જે અગણિત વેપારીઓના હાથમાં થઇને જાયછે તેઓને કરને લીધે જે વધારે રકમ કાહાડવી પડેછે તેના ઉપરનું વ્યાજ તે વાપરનારને આપવું પડે તેમ થવું ન જોઇયે.

**ચીજો ઉપર પ્રત્યક્ષ કર લેવો ફાવે તેમ નથી.** કેટલાક એમ કહેછે કે ચીજો વાપરનારનો સ્વાર્થ બરોબર ક્યારે જળવાય કે ચીજો

ઉપરનો કર તે વેચાતી લે તે વખતે લેવો. એટલે કોઈ માણસ એક રતલ ચાહ લેવા જાય તો વેપારી તેની પાસેથી ૧ા રૂપિયો તેની કિંમત માગે અને રૂ. ૦ા કર ખાતાનો જુદો માગે. પણ આ ચોથો નિયમ બરોબર અમલમાં લાવવા સારૂ આ યોજના કરવાથી તો ઉલટો તે નિયમ તુટેછે કારણ કે આ યોજના પાર પાડવાને દુકાનદારોના ચોપડાઓ તપાસી તેવા કર બદલ લીધેલી બધી રકમ સરકારમાં ભરી કે નહિ તે ખાત્રી કરવા ઘણા અમલદારો રાખવા પડશે. આમ કરવામાં ઘણું ખરચ થશે અને તેથી કર ભરનારાના ગજવામાંથી જશે તેનાથી ઘણી થોડી રકમ સરકારને મળશે; અને આટલો મોટો ખરચ માંડેથી પણ કેટલાક વેપારિયો લુચ્ચાઈ કરતા પકડાશે નહિ. કર ઘણી કિફાયતથી ઉઘરાવવા માટે તે જે ચીજો ઉપર લેવાનો હોય તે ચીજ સામટું વેચનારાઓની વખારોમાં પડી હોય તે વખતે કર લેવો જોઇયે. કારણ કે જેમ તે ચીજ ઘણા છુટક વેપારિયોના હાથમાં ગયેલી હોય તેમ લુચ્ચાઈ કરી કર નહિ આપવાનો સંભવ વધારે. એડમ સ્મિથનો ચોથો નિયમ વધારે સારી રીતે પાળવા માટે કર ઉઘરાવવાનું ખરચ જેમ બને તેમ ઓછું કરવું જોઇયે.

**કરનો ભાર. પ્રત્યક્ષ અને પરોક્ષ કર લેવાની રીત.** ઇનકમટેક્ષ જેવા ખાસ કરોનું સ્વરૂપ સમજાવતા પહેલાં કરનો ભાર તે શું અને પ્રત્યક્ષ અને પરોક્ષ કરની રીત વચેનો તફાવત બતાવવો ઠીક છે; મિલ કહેછે કે "કર જે માણસોએ આપવો જોઇયે એમ ધાર્યું હોય તે માણસોપાસેથી માંગવામાં આવે તે કર પ્રત્યક્ષ; પરોક્ષ કર તે એવો કે જે એક માણસ પાસેથી માગવામાં આવે પણ એવા ઇરાદાથી કે તે માણસ આખરે બિજા માણસ પાસેથી પોતે કરમાં આપેલી રકમ લેશે, જેવા કે જકાત વિગરે." કરનો ભાર, જે માણસના ગજવામાંથી ખરૂં જોતાં તે નિકળેછે તે ખમેછે. જેમ કે ચીજો ઉપર લેવાતા કરનો ભાર તે ચીજો વાપરનારા ખમેછે; કારણ કે જોકે તે કર પ્રથમ તો તે ચીજ બનાવનારાઓ તથા લાવનારાઓ આપેછે તોપણ તેને લીધે ચીજોની કિંમત વધેછે અને તેથી આખરે કર તે ચીજ વાપરનારાઓજ આપેછે. ઇનકમટેક્ષ, તથા ગાડી ઉપરના કરોનો ભાર તે કર જે માણસ પાસેથી પ્રથમ લેવામાં આવેછે તેજ માણસ ખમે

છે. જે કર એક માણુસ પાસેથી લેવાય ને તેનો ભાર બિજો માણુસ ખમે તે કર પરોક્ષ. પ્રત્યક્ષ કરનો ભાર જે માણુસ પાસેથી તે પ્રથમ વસુલ કરવામાં આવેછે તેના ઉપરજ પડેછે. તેથી ચીજો ઉપર લેવાતા કરો પરોક્ષ છે. અને ઇનકમટેક્ષ જેવા કરો પ્રત્યક્ષ છે.

**ઇનકમટેક્ષ.** ઇનકમટેક્ષ અર્થશાસ્ત્રની દૃષ્ટિયે જોતાં સારો છે કે ખોટો તે નક્કી કરતાં પહેલાં, તે હમેશાને સારૂ અને નિયમિત છે અથવા તો થોડી મુદતને સારૂ અને અનિયમિત છે, તે જાણવું જોઇયે. થોડી મુદત પહોંચવાની આવક ઉપર તથા હમેશાંની આવક ઉપર સરખો કર લેવો કે કેમ તે વિષે ઘણી તકરાર ચાલેછે. આ બધી તકરાર એ મુદ્દા ઉપર છે કે ઇનકમટેક્ષ તે હમેશાંને સારૂ અને નિયમિત દરનો અથવા તો થોડી મુદતને સારૂ અને અનિયમિત દરનો છે. જો તે હમેશાંને સારૂ અને નિયમિત હોય તો દરેક જાતની આવક ઉપર એક સરખીજ રકમ લેવી જોઇયે, પછી તે આવક હમેશાં આવે એવી હોય અથવા તો થોડી મુદત લગી આવીહોય. પણ કર જો થોડા વખત સારૂજ નાખેલો હોય તો થોડી મુદતની આવકો ઉપર હમેશાંની આવકો કરતાં ઓછા દરનો કર લેવો જોઇયે. ધારો કે ઇનકમટેક્ષ હમેશાને સારૂ અને નિયમિત દરનો છે; અને વંશપરંપરાના વરષાસનમાંથી બાર મહિને ૧૦૦૦૦ રૂપિયાની આવક છે અને બને પોતે દાકતરનો ધંધો કરેછે, તેમાંથી દર વર્ષે રૂ. ૧૦૦૦૦ ની આવક છે. કેટલાકનું એમ કહેવું છે કે બની થોડી મુદત લગીની આવક ઉપર અની કાયમ આવક ઉપર લેવાતા જેટલોજ કર લેવો તે ગેરવાજબી છે. તેઓ કહે છે કે બની આવક પોતાની જાત મહેનત ઉપર આધાર રાખેછે ને તે મરી ગયોકે બંધ થવાની. પણ ખરૂં તો એમ છે કે આમ છે માટેજ એ બે તરેહની આવક ઉપર એકજ દરનો કર લેવો જોઇયે. આપણે ધાર્યું છે કે ઇનકમટેક્ષ નિયમિત અને હમેશાને સારૂ છે; આમ છે ત્યારે વર્ષાસનમાંથી આવતી અની ઉપજ હમેશાં કર ભરેજ જવાની. પણ બની આવક તો બના મરણથી બંધ થવાની ને તેથી બ જીવતો હશે ત્યાં લગીજ તે કર ભરવાની. વળી એક બિજો દાખલો લઇ આ વાત સમજાવિયે. ધારો કે અ, બ, અને ક એ ત્રણેને રૂ. ૨૦૦૦૦ આવેછે. અ તે રૂપિયા કંઇ વજીફામાં નાંખેછે અને તેમાંથી તેને દર વર્ષે રૂ. ૫૦૦ ની

આવક આવેછે, બ પોતાના નાણાંવતી એક એન્યુવિટી લેછે કે જેથી તેને પોતાની જીંદગીસુધી દર વરષે રૂ. ૧૫૦૦ ની આવક આવેછે, ક દશ વર્ષ લગી દર વર્ષે રૂ. ૨૫૦૦ આવે એવી એક એન્યુવિટી લેછે. હવે આ બધી આવકો બરોબર એક સરખીજ મુડીનાં ફળ છે. પહેલી આવક હમેશાંની છે, બિજી એક માણસની જીંદગી ઉપર આધાર રાખેછે અને ત્રિજી અમુક વર્ષ પછી બંધ પડવાની છે. જો ઇનકમટેક્ષ કાયમ અને નિયમિત હોય તો અની આવક ઉપર બની અથવા કની આવક કરતાં ભારે દરે કર લેવાનું કંઇ કારણ જણાતું નથી. જો દર રૂપિયે ચાર પઇ કર હોય તો અની આવક દર વર્ષે રૂ. ૧૦-૬-૮. કર હમેશાં આપેજશે; બની આવક તેની બાકીની જીંદગી લગી દર વર્ષે રૂ. ૩૧-૪-૦ આપેજશે અને કની આવક દશ વર્ષ લગી દર વર્ષે રૂ. ૫૨-૧-૪ આપેજશે. આ રકમોનાં મુલ્ય જો મુડીના રૂપમાં આણવામાં આવે તો તે સરખું થશે એટલે જો અ, બ, અને ક એક ઉચક રકમ આપી તેમની આવકો ઇનિકમટેક્ષમાંથી બાતલ કરવા માગે તો તેમને એકસરખીજ રકમ આપવી પડે. પણ જો ઇનકમટેક્ષ થોડી મુદતને સારૂજ હોય તો થોડી મુદતની અને કાયમ આવકો ઉપર એકજ દરે કર લેવો એ ગેરવાજબી છે. ધારો કે રૂપિયે ચાર પઇનો ઇનકમટેક્ષ દશ વર્ષ લગી લેવામાં આવેછે. ત્યારે ઉપલા દાખલામાં ક દશવર્ષમાં, જો કર હમેશાં સુધી ચાલ્યો હોત તો જે રકમ અ આપત, તેટલીજ રકમ આપેછે. ઇનકમટેક્ષનો દર અનિયમિત હોય તો તેથી પણ કેટલેક દરજ્જે આવી રીતની અસમાનતા થાયછે.

**જો ઇનકમટેક્ષ હમેશાને સારૂ કાયમ રહેવાનો હોય અને તેનો દર નિયમિત હોય તો થોડી મુદતની તેમજ કાયમ આવકો ઉપર એકજ દરે કર લેવો જોઇયે.** આ ઉપરથી એવો સાધારણ નિયમ ઠરે છે કે જ્યારે ઇનકમટેક્ષ કાયમ અને નિયમિત હોય ત્યારે થોડી મુદતની તેમજ બિજી બધી તરેહની આવકો ઉપર એકજદરે કર લેવોઃ પણ ઇનકમટેક્ષ થોડી મુદત લગીજ પહોંચવાનો હોય અને તેનો દર અનિશ્ચિત હોય તો કાયમની આવકો ઉપર, થોડી મુદતની આવકો કરતાં, વધારે કર લેવો જોઇયે. જો ઇનકમટેક્ષ થોડી મુદત લગી ચાલવાનો હોય તો બરોબર સમાનતા કરવાનો એક-

જ રસ્તો છે; સઘળી આવકોને મુડીના રૂપમાં આણવી અને તે પ્રમાણે નક્કી થયેલી રકમ ઉપર અમુક ટકા દર વર્ષે ઇનકમટેક્ષ તરીકે લેવો. પણ આ યોજના ચાલી શકે તેમ નથી કારણ કે થોડી મુદતની આવકોને મુડી રૂપમાં આણવાનો યત્ન કરવામાં ઘણીજ મુશ્કેલી તથા ખરચ પડશે. અમલદારોને થોડી મુદતની આવકવાળા બધા માણસોને તપાસવા પડશે અને તેમની ઉપર અને તેમની તંદુરસ્તી ઉપર વિચાર રાખીને તેમને શો ઇનકમટેક્ષ આપવો તે ઠેરવવું પડશે. એટલે દરેક આવકને મુડીના રૂપમાં લાવીને તેના પ્રમાણે ઇનકમટેક્ષ નાંખવાનો યત્ન કરવામાં આવે તો, કર ઉઘરાવવાનું ખરચ, કરમાંથી સરકારને થતી ઉપજના પ્રમાણમાં ઘણું વધારે થઇ જાય. કાયદા કરનારાઓએ દરેક કર તે ભરનારાઓની શક્તિ પ્રમાણે લેવાનો યત્ન કરવાને બદલે કરમાં અપાતી કુલ રકમમાં સમાનતા કરવાનો પ્રયત્ન કરવો એ ઠીક છે એમ પહેલાં કહિ ગયા તેનો આ દાખલો છે.

**ઇનકમટેક્ષ મોટી આવકોવાળા કરતાં ટુંકી આવકોવાળા માણસને વધારે ભારે પડે છે.** ઇનકમટેક્ષના સામું એ હરકત ઉઠાવવામાં આવેછે કે તે કર મોટી આવકવાળા માણસ કરતાં ઘણી ટુંકી આવકવાળા માણસને ઘણો ભારે પડેછે. એટલે જો રૂપિયે ચાર પાઇ ઇનકમટેક્ષનો દર હોય અને તે દરેક ઉપજ ઉપર લેવામાં આવતો હોય તો, બાર મહિને ૧૦૦ રૂપિયાની આવકવાળા માણસને દર વર્ષે રૂ. ૨-૧-૪ ની રકમ ભરવી પડશે. રૂ. ૧૦૦૦૦ ની આવકવાળા માણસને રૂ. ૨૦૮-૫-૪ ની રકમ આપવી પડશે. હવે એ વાત તો ખરી છે કે બારમહિને રૂ. ૧૦૦ થી તો માણસનું તથા પોતાના કુટંબનું તાણીતોશીને પુરૂં પણ થાય નહિ. આવી આવકમાંથી બાર મહિને રૂ. ૨-૧-૪ ની રકમ લેવામાં આવે તો તે આવકવાળો માણસ તથા તેના ઘરના લોકો છેક ભુખે મરે. પણ રૂ. ૧૦૦૦૦ ની આવકવાળા માણસને રૂ. ૨૦૮-૫-૪ ભરવાથી બિલકુલ હરકત પડશે નહિ. આ હરકત દુર કરવાના હેતુથી અમુક મર્યાદા સુધીની ઉપજને કરની માફી હોયછે. ગયાવર્ષથી જે ઇનકમટેક્ષ નાંખવામાં આવ્યોછે તેમાં બાર મહિને રૂ. ૫૦૦ સુધીની આવકો કરમાંથી બાતલ કરવામાં આવીછે અને દરવર્ષે રૂ. ૨૦૦૦ ની ઉપરની આવકો ઉપરના

કરનો દર, તેની અંદરની આવકો ઉપર કરતાં સહેજ વધારે રાખ્યોછે. પરંતુ જે અસમાનતા દુર કરવાને આવી તરેહની ગોઠવણ કરવામાં આવીછે, તે આ ગોઠવણથી બરોબર દુર થતી નથી. બાર મહિને રૂ. ૪૯૯ ની આવકવાળાને કંઈ પણ કર ભરવો પડતો નથી. પણ રૂ. ૫૦૦ ની આવકવાળાને રૂ. ૧૦ કર ભરવો પડેછે. એટલે રૂ. ૫૦૦ ની આવકવાળા માણસ પાસે ફકત રૂ. ૪૯૦ રહેછે ને રૂ. ૪૯૯ ની આવકવાળા પાસે રૂ. ૪૯૯ રહેછે. એટલે કર તે ભરનારાની શક્તિના પ્રમાણમાં નથી. બાર મહિને એક રૂપિયો વધારે આવક હોવાથી રૂ. ૧૦ ની રકમ આપવા જેટલી શક્તિ એકદમ વધી જતી નથી. આ અસમાનતા દુર કરવાને મી. બેન્થમ નીચેની યોજના બતાવેછે; જીંદગીની જરૂરિયાતો પુરી પાડવાને બસ થાય એવી એક ઓછામાં ઓછી રકમ (જાણે કે દર વર્ષે રૂ. ૫૦૦) ઉપર બીલકુલ કર લેવો નહિ અને આ રકમ દરેક આવકમાંથી બાદ કરી પછી ફકત બાકીની રકમ ઉપર કર ગણવો. એટલે જાણો કે રૂ. ૫૦૦ સુધીની અને તેની અંદરની આવક ઉપર બીલકુલ કર લેવો નહિ; રૂ. ૫૨૦ ની આવક ઉપર રૂ. ૨૦ ઉપરનો કર લેવો; રૂ. ૧૦૦૦ ની આવક રૂ. ૫૦૦ ઉપરનો કર લેવો ને એ પ્રમાણે; આમ કર્યાથી દરેક માણસ જરૂરી કરતાં પોતાની આવક જેટલી વધારે હશે તેના અમુક પ્રમાણમાં કર આપશે.

વળી એ વાત ધ્યાનમાં રાખવાની છે કે ઇનકમટેક્ષ સામું મોટી હરકત એ ઉઠાવી શકાય એમ છે કે તે બચાવેલા અવેજ ઉપરનો કર છે. ધારો કે અ તથા બ એ બન્નેને દર વર્ષે રૂ. ૧૦૦૦૦ ની ઉપજ છે. અ પોતાની બધી આવક વાપરી દેછે, એટલે તે ફક્ત દર વર્ષે રૂ. ૧૦૦૦૦ ઉપરજ કર આપેછે; બ પોતાની બધી આવક ખરચતો નથી પણ થોડી ખરચેછે, એટલે દર વર્ષે તેને રૂ. ૧૦૦૦૦ ઉપર કર આપવો પડેછે એટલુંજ નહિ પણ તેની દર વર્ષની ઉપજમાંથી જે બચાવ કર્યો હોય તેમાંથી જે આવક આવે તેના ઉપર પણ કર આપવો પડેછે. એટલે અ પોતાની આવક ઉડાવી દેછે તેથી તેને ઓછો કર આપવો પડેછે ને બ બચાવેછે તેથી તેને વધારે કર આપવો પડેછે. આમ છે તેથી ઇનકમટેક્ષને લીધે કેટલેક દરજ્જે બચાવ કરવાને બદલે વાપરી ખા-

વાનું ઉત્તેજન મળેછે. ઇંગ્લાંડ જેવા દેશોમાં જ્યાં દ્રવ્ય એકઠું કરવાની ઇચ્છા ઘણી પ્રબળ છે ત્યાં આથી બહુ હરકત થતી નથી. પણ આપણા જેવા દેશમાં કે જ્યાં મુડી એકઠી થવી ઘણીજ જરૂરની છે ત્યાં, ઇનકમટેક્ષની મુડી એકઠા થવાની વિરૂદ્ધ અસર હોવાને લીધે, તેવા કરથી દેશના ઉદ્યોગને હાની થાયછે. વળી નવા ઇનકમટેક્ષમાં આપણે ઉપર કહિ ગયા કે રૂ. ૨૦૦૦ ઉપરની આવકવાળાઓને માટે કરનો ભારે દર ઠરાવ્યોછે; એટલે જેમ માણસ બચાવ વધારે કરે તેમ તેને કર વધારે ભરવાનો. આવી ગોઠવણની સામું, સામાન્ય રીતે ઇનકમટેક્ષ સામું બતાવેલી અડચણો ઘણા જોરથી લાગુ પડેછે.

**ઇનકમટેક્ષ ઘણુંખરૂં પ્રત્યક્ષ કર છેઃ કોઈ વખતે પરોક્ષ હોય છે.** ઉપરઉપરથી જોતાં એમ લાગશે કે ઇનકમટેક્ષ તે હમેશાં પ્રત્યક્ષ કર છે; પણ કેટલાક પ્રસંગોમાં તે પરોક્ષ થઇ પડે છે. જ્યારે બચાવેલાં નાણાં કે જે ઉત્પાદકરીતે ન વપરાતાં હોય તેમાંથી ઇનકમટેક્ષ આપવામાં આવે ત્યારે તે પ્રત્યક્ષ કર છે; કારણ કે તેવે પ્રસંગે તેનો ભાર તે આપનારો માણસજ ખમેછે પણ જ્યારે ઇનકમટેક્ષ મુડીમાંથી આપવામાં આવે ત્યારે તે પરોક્ષ કર છે; કારણ કે તેવે પ્રસંગે તેનો થોડો બોજો તે કર આપવામાં ગયેલી મુડીથી જે કર્મકારોને રોજી મળત તેમના ઉપર પડેછે. ધારો કે કોઈ મોટો વેપારી બાર મહિને રૂ. ૧૦૦૦) ઇનકમટેક્ષ આપે છે અને જો તેને આવો કર આપવાનો ન હોત તો તેટલી રકમ તે વધારે કર્મકારો રાખવામાં વાપરત; એ વાત તો સ્પષ્ટ છે કે આવી તરેહના દાખલામાં કરનો કેટલોક ભાગ મજીુરિયાત વર્ગના ઉપર પડેછે અને તેમના મુસારાનો દર ઘટવાનું વલણ થાયછે. પણ જો પેલો વેપારી તે રૂ. ૧૦૦૦ મુડીમાંથી નહિ પણ પોતાના એશઆરામમાં વપરાતી રકમ સહેજ ઓછી કરીને આપતો હોય તો ઇનકમટેક્ષ પ્રત્યક્ષ કર છે અને તે આપનાર માણસના ગજવામાંથી નિકળેછે. જો ઇનકમટેક્ષ મુડીમાંથી આપવામાં આવે તો દેશના ધંધાઓને હરકત આવે. ઇંગ્લાંડ જેવા દેશમાં કે જ્યાં વેપારના કાર્યો કરવા માટે જોઇયે તેટલી મુડી હોયછે ને તેથી કરીને ઇનકમટેક્ષથી ઉત્પાદનમાં હરકત આવતી નથી ત્યાં આવા કરથી કંઈ નુકશાન થતું નથી. પણ જ્યાં મુડીની તાણાતાણ છે ત્યાં તો તેવા કર હરકત કરતા થઇ પડે છે.

**કેટલાક અપ્રમાણિક લોકો પુરેપુરો ઈનકમટેક્ષ આપવામાં અખાડા કરી શકેછે.** આ પણ ઈનિકમટેક્ષના સામું એક હરકત તરીકે બતાવવામાં આવેછે. કોઈ અમુક કરથી લોકોની નીતિ ઉપર ખરાબ અસર થશે કે નહિ એ વાત અવશ્ય રાજકારભારિયોએ ધ્યાનમાં લેવી જોઇયે. ઈનકમટેક્ષ તે, તે કર આપવામાં અખાડા કરનારા લોકોનું અપ્રમાણિકપણાનું મૂળ છે એમ કહેવાને કંઈપણ પુરતી સાબીતી નથી. એટલું ખરૂં કે તે કરથી તેમને અપ્રમાણિકપણે વર્તવાની તક મળેછે. પણ તેમની તેમ કરવાની ઈચ્છા હોયા વગર કંઈ તેઓ તેવી તકનો લાભ લેશે નહિ. માટે ઇનકમટેક્ષ સામેની આ હરકત કંઈ વ્યાજબી છે એમ ગણાય નહિ. પણ એટલું તો ખરૂં કે સરકારી નોકરો વિગરે જેમની આવક ઉઘાડી હોયછે અથવા જે ખરેખરા પ્રમાણિકપણે ચાલનારા હોયછે તેઓ પુરેપુરો કર ભરેછે અને અપ્રમાણિક વેપારિયો લુચ્ચાઈ કરી બરોબર ભરતા નથી એટલે કર આપવામાં એક જાતની અસમાનતા થાયછે.

**ચીજો ઉપરના કરો જરૂરી ચીજો ઉપર નહિ પણ એશઆરામની ચીજો ઉપર લેવા જોઇયે.** આપણે બતાવી ગયા કે જે આવકો જીંદગીની જરૂરીયાતો ચલાવવાને બસ થાયછે તેમના ઉપર કંઈ કર લેવો જોઇયે નહિ, અથવા એવો નિયમ બતાવવામાં આવ્યો હતો કે દરેક માણસે પોતાની વધારાની આવકનું અમુક પ્રમાણ સરકારને આપવું. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે જો ચીજો ઉપર કર નાખવા હોય તો તે જરૂરી ચીજો ઉપર નહિ પણ એશઆરામની ચીજો ઉપર નાખવા. જો એ વાત કબુલ કરવામાં આવે કે જે માણસોની આવક ફક્ત જરૂરિયાતો પુરી પાડવામાં બસ થાયછે તેમને જેમ બને તેમ કરમાંથી બાતલ કરવા તો એ વાત સ્પષ્ટ છે કે જરૂરિયાતોની કિંમત કર નાંખીને વધારવી જોઇએ નહિ. તેમ બીજી તરફથી ગરીબ માણસો પણ જે એશઆરામની ચીજો વાપરતા હોય, જેવી કે દારૂ તંબાકુ વિગરે, તેમના ઉપર કર ન નાંખવાનું કંઇ પણ કારણ નથી. જો કોઇ માણસની આવક એશઆરામની ચીજો લાવવાને પણ પહોંચે તો, તે ગરીબ હોય તે કારણથી કરમાંથી છેક મુક્ત થવો ન જોઇયે; તેને પોતાની વધારાની આવક કે જેના વતી એશઆરામની ચીજો આણેછે તેનું અમુક પ્રમાણ સરકારને આપવું જોઇયે.

## પ્રકરણ ૩ ઉપર સવાલો. કરવિષે

૧. કર નાંખવાની શા કારણથી જરૂર છે?

૨. રાજ્યથી મળતું રક્ષણ ભોગવનારા કોઈપણ વર્ગના માણસો કર આપવામાંથી શું બચી જવા જોઈયે?

૩. એડમ સ્મિથના કર નાંખવા વિષેના ચાર નિયમો ગણાવો.

૪. પેહલો નિયમ કેવી રીતે પાળી શકાયછે?

૫. બિજો નિયમ ન પાળવાથી વેપારને શા કારણથી હરકત આવે?

૬. ત્રિજા નિયમની અગત્યતા દાખલો આપી બતાવો.

૭. ત્રિજા તથા ચોથા નિયમ વચ્ચેનો સંબંધ બતાવો.

૮. ઇંગ્લાંડમાં જકાત મોડા આપવા સારૂ સરકારના હવાલમાં માલ રાખવાની ગોઠવણ હોયછે તેના શા ફાયદા છે?

૯. આવી તરેહના હવાલમાં આપેલી ચીજોની કિંમત ઉપર એવી ગોઠવણથી શી અસર થાયછે?

૧૦. ચોથા નિયમ પ્રમાણે કરો કાચા પદાર્થ ઉપર નાંખવા જોઇયે કે સિદ્ધપદાર્થો ઉપર?

૧૧. કાચા પદાર્થ ઉપર કર નાખવાથી, તેમાંથી સિદ્ધ થયેલા પદાર્થની કિંમત, સરકારને જે રકમ મળેછે તેના કરતાં ઘણી વધી જાયછે તેનું શું કારણ?

૧૨. દુકાનોમાં વેચાતી ચીજો ઉપર પ્રત્યક્ષ કર લેવો કેમ ફાવશે નહિ?

૧૩. ચોથો નિયમ અમલમાં લાવવાનો સઉથી સરસ રસ્તો કયોછે?

૧૪. પ્રત્યક્ષ તથા પરોક્ષ કર વચ્ચેનો તફાવત બતાવો.

૧૫. કરનો ભાર એટલે શું? ઇનિકમટેક્ષ તે શું?

૧૬. થોડી મુદત લગીની અને કાયમ આવકો ઉપર શું એકજ દરે કર લેવો જોઇયે?

૧૭. જો ઇનકમટેક્ષ હમેશા ચાલવાનો હોય તથા નિયમિત હોય તે થોડી મુદત લગીની તેમજ કાયમ આવકો ઉપર એકજ દરનો કર લેવો જોઇયે એ વાત દાખલો આપી બતાવો.

૧૮. દરેક આવક મુડીના રૂપમાં આણી તે ઉપર કર ગણવો શા કારણથી ફાવશે નહિ?

૧૯. મોટી આવકવાળાના કરતાં નાની આવકવાળા માણસ ઉપર ઇનિકમટેક્ષનો બોજો વધારે પડે છે તેનું કારણ શું ?

૨૦. આ હરકત દુર કરવા માટે અહીં જે ઇનિકમટેક્ષ નાંખ્યો છે તેમાં શી ગોઠવણ કરવામાં આવી છે ?

૨૧. તે ગોઠવણ કેવી રીતે ભૂલ ભરેલી છે. તથા તેની સામું શી હરકતો આણી શકાય તેમ છે ?

૨૨. બેન્થેમે આ હરકત દુર કરવા માટે શી યોજના બતાવી છે ?

૨૩. ઇનિકમટેક્ષ હિંદુસ્તાન જેવા દેશને અનુકુળ નથી તેનું કારણ શું?

૨૪. શું ઇનિકમટેક્ષ તે હમેશાં પ્રત્યક્ષ કર છે ?

૨૫. જ્યારે ઇનિકમટેક્ષ મુડીમાંથી અપાય છે ત્યારે તેનો બોજો મુખ્યત્વે કરીને કોને ખમવો પડે છે ?

૨૬. ઇનકમટેક્ષ પુરેપુરો આપવા કેટલાક લોકો અખાડા કરી શકે છે એ હરકત એ કરના સામું બતાવવી શું વાજબી છે ?

૨૭. એવો સિદ્ધાંત કરવામાં આવ્યો છે કે દરેક માણસે પોતાની વધારાની આવકનું એક નિયમિત પ્રમાણ સરકારને આપવું. ત્યારે આ સિદ્ધાંતને અનુસરી કેવી ચીજો ઉપર કર નાંખવો જોઇયે ?

---

કેટલાકનું એમ કહેવું છે કે જમીન તે કુદરતની બક્ષિસ છે માટે તે વાજબી રીતે કોઇની ખાનગી મિલકત થઇ શકે નહિ; પણ માણસની મહેનતનાં ફળ હોય તેનાજ માલિક માણસો થઇ શકે આ સિદ્ધાંત નીચેની બાબતોમાં લગાડોઃ—

(૧) પહેલાં ખારી પણ સુધારીને સારી કરેલી જમીન ;

(૨) જંગલમાંના ફળફળાદી ;

(૩) ઇંટવાડો ;

(૪) ઇંટ બનાવવાની એક ગાડું ભરેલી માટી ;

(૫) તેજ માટીની બનાવેલી ઇંટો ;

(૬) મહેનત વગર જડી આવેલાં સોના અને રૂપાના ચોસલાં;

(૭) ખુબ મહેનતથી તૈયાર કરેલા બાગના સંબંધમાં લગાવો.

## પુરવણી અ.

**ઓવન અને ફુરિયરની યોજનાઓ.** ઓવન અને ફુરિયરે પહેલવહેલી સામાન્ય સ્વામિત્વની એ યોજના બતાવી કે ઉત્પાદન થયેલું બધું દ્રવ્ય જનસમૂહમાં વહેંચી આપવું. આ યોજના પ્રમાણે ઘણા કુટુંબોએ એકઠાં મળી, એક કુટુંબના માણસો પરસ્પર જેવા સંબંધથી ચાલેછે તેવા સંબંધે ચાલવું જોઇયે. દરેક માણસે પોતે જે કામ સઉથી સરસ કરી શકતો હોય તેમાં કામે લાગવું અને એવી રીતે બધાની સામટી મહેનતથી જે દ્રવ્ય ઉત્પન્ન થયું હોય તે બધાયે વહેંચી લેવું. એ યોજનાઓ ચલાવવામાં કેટલીક વ્યાવહારિક અડચણો આવશે એમ લાગવાથી તેવી અડચણો દુર કરવાનાં હેતુથી સેન્ટ સાયમોન અને ફુરિયરે ઉપલી યોજનાઓમાં કેટલાક ફેરફાર કર્યાછે.

**સેંટ સાયમોનની યોજના.** સેન્ટ સાયમોનની યોજનાનો મુખ્ય હેતુ સામાન્ય સ્વામિત્વવાળા જનસમૂહમાં મહેનતની બરોબર ગોઠવણ કરવાનો હતો; કારણ કે એવી કંઇ ગોઠવણ કર્યા વગર સઘળી ગરબડ થઇ જાય; દરેક માણસ જે કામ સઉથી સરસ કરી શકતો હોય તે ઉપરજ તેને કામે લગાડવામાં આવશે એવો ભરોસો હોતો નથી, અને દરેક માણસ જેમ બને તેમ અરૂચિર કામ માથે નહિ લેવાનો પ્રયત્ન કરવાનો. આ હરકતો દુર કરવામાં સેન્ટસાયમોનનું કહેવું એવું હતું કે જનસમૂહના કેટલાક આગેવાનો નિમવા, અને તેઓએ બધું કામ વાજબી રીતે વહેંચી નાંખવું તથા સાધારણ કમંકારોનું કામ કોણે કરવું તથા કુશળ કારિગરનું કામ કોણે કરવું તે પણ તેઓએજ નક્કી કરવું. આ આગેવાનોએ મહેનતની વહેંચણી કરવી એટલુંજ નહિ, પણ તે મહેનતથી જે ઉત્પન્ન થયું હોય તે પણ વહેંચવું. તેઓએ દરેક માણસને ઉત્પન્ન થયેલા દ્રવ્યનો જે ભાગ મળવાને તે હકદાર છે એમ તેમને લાગતું હોય તે આપવો. અને આ પ્રમાણે મળેલા ભાગ તે માણસ પોતાની ખાનગી મિલકત તરીકે વાપરી શકે.

**ફુરીયરની યોજના.** ફુરિયરની યોજના વધારે ખુબીથી ઘડી કહાડેલી છે. તેની એમ ધારણા હતી કે દરેક જુદા જુદા જનસમૂહમાં આશરે ૨૦૦૦ માણસો હોવા જોઇયે, અને તેવા દરેક ૨૦૦૦ માણસોને એક ચોરસ લીગ જમીન ઉપર વસાવવા. આ યોજનામાં

આનગી મિલકત રાખી શકાય એટલુંજ નહિ પણ મિલકત વારસામાં પણ મેળવી શકાય એમ ઠરાવ્યું હતું. આ જનસમૂહના દરેક માણસને તે કામ કરવાને શક્તિવાન ન હોય તો પણ અમુક રકમ આપવી. વળી ફુરિયરે મુડીનો બદલો મળવાનો હક પણ કબુલ કર્યો હતો. દરેક જનસમૂહ જાણે દ્રવ્ય ઉત્પાદનને માટે એક વહેપારિયોની કંપની એકઠી મળી હોય તેવો ગણવો અને જીંદગીને જરૂરી ગણાય એવી રકમ દરેકને આપ્યા પછી બાકી ઉત્પન્નના મહેનતનો, મુડીનો, તથા અક્કલનો બદલો એવા ત્રણ ભાગ પાડવા. ઉત્પન્નના આવી રીતના ભાગ પાડવાની વ્યવસ્થા જનસમૂહના આગેવાનોએ નીચે પ્રમાણે કરવી. કર્મકારોને તેમની નિપુણતા અને અક્કલના પ્રમાણમાં ત્રણ વર્ગ પાડવા અને આમાંના દરેક વર્ગને મળતા મુસારા વચ્ચે અમુક પ્રમાણ રાખવું. કોઇ અમુક કર્મકારને કયા વર્ગમાં દાખલ કરવો તે તેના સાથિયોના મતથી નક્કી કરવું; મહેનતમાં ઐક્ય બરૂ પણ બાવા વાપરમાં નહિ. વળી ઓછો ખરચ થાય માટે એવી દરખાસ્ત કરવામાં આવી હતી કે દરેક કુટુંબને એકજ મોટા મકાનમાં પોતાને રહેવા સારૂ જુદા જુદા ઓરડા કાહાડી આપવા.

## પુરવણી બ*.

અબાધિતવ્યાપારનીતિથી જો ઇંગ્લાંડ જરાપણ વિરૂદ્ધ ચાલ્યું તો તેથી રક્ષક કર રાખવાની તરફના માણસોને સજ્જડ ટેકો મળશે એમ આપણે કહી ગયા. ત્યારે હિંદુસ્તાનમાં આવતા કાપડ ઉપર જે જકાત રાખવામાં આવીછે તેથી રક્ષક યોજનાને ટેકો મળેછે એમ કેટલાક ધારેછે. તે વિષે ટુકામાં અંહિ કહેવામાં આવે તો ઠીક. ઇંગ્લાંડના કાપડ બનાવનારાઓ ઘણી વખત એવી દલીલ કરેછે કે આ જકાત રક્ષક કર છે, માટે ઇંગ્લાંડની પાર્લમેન્ટની સત્તાથી તે એકદમ કહાડી નાંખવી જોઇયે. કારણ કે જ્યાં લગી તે રાખવામાં આવેછે ત્યાં સુધી ઇંગ્લાંડની આખી પ્રજા રક્ષક યોજનાને ટેકો આપે છે, એમ ગણાશે. વળી આ બાબત ઉપર હમણાનું ઘણું ધ્યાન ખેંચાયું છે; કારણ કે થોડાં વર્ષ થયાં મુંબઇમાં કાપડની ઘણી મોટી મીલો કહાડવામાં આવી છે અને ઇંગ્લાંડથી હિંદુસ્તાન જતું કેટલુંક કાપડ તે મીલોમાં જે કાપડ તૈયાર કરવામાં આવેછે તે જાતનું છે, તેથી

* Fawcett's Free Trade and Protection.

મુંબાઈના કાપડ બનાવનારાઓને, ઇંગ્લાંડથી આવતા માલ સરખે જેટલો માલ તેઓ બનાવેછે તેના સંબંધમાં રક્ષણ થાયછે. કોઇપણ રક્ષક કર ઉપર અર્થશાસ્ત્ર પ્રમાણે જે હરકતો આણી શકાય તે બધી આ અમુક કરને લાગુ પડવાનીજ. જે કાપડ ઉપર જકાત લેવામાં આવેછે તે કાપડની કિંમત વધે છે એટલુંજ નહિ પણ તે જકાતને લીધે જે કાપડ હિંદુસ્તાનમાં બનાવવામાં આવેછે તેની પણ કિંમત વધેછે; તેથી કરીને આ કર સરકારના ઘરમાં જે લાવેછે તેના કરતાં ઘણી વધારે રકમ લોકોની પાસેથી કહડાવેછે. તેથી બીજા સઘળા રક્ષક કરોની માફક આ કર પણ અર્થશાસ્ત્ર પ્રમાણે ખરાબ છે એમ કહેવામાં કંઈ આચકો ખાવાની જરૂર નથી. પણ આ બાબત ફક્ત અર્થશાસ્ત્ર પ્રમાણેજ નક્કી કરવાની નથી. એ બાબતની રાજ્યદ્વારી રીતે અહીં તપાસ કરવાનું યોગ્ય નથી પણ એ વાત તો ખુલ્લી છે કે ઇંગ્લિશ પાર્લમેન્ટે પોતાના તાબાના મુલકોમાં લેવાના કર ઉપર કેવી તરેહની દેખરેખ રાખવી વાજબી અને ડાહાપણ ભરેલી છે તે બાબતમાં ઘણાજ અગત્યના રાજ્યદ્વારી વિચારો ધ્યાનમાં લેવાના છે. લોકોની વૃત્તિ તથા તેમના ભાવની દરકાર વગર કર નાંખવા જેવી મોટી ભૂલ ભાગ્યે કરવામાં આવે. કર નાંખવાની ઘણી વાજબી રીત એક દેશને સારૂ ઘડી કહાડવામાં આવે તે બિજા દેશને અનુકુલ આવે નહિ. ઘણા મહેસૂલ સંબંધી જ્ઞાનવાળા વજનદાર માણસો, કે જેઓ ઇંગ્લાંડમાં હમેશાં ઇનકમટેક્ષ કાયમ રાખવો એમ કહેછે તેઓનો એવો મત છે કે હિંદુસ્થાનમાં ઇનકમટેક્ષ ઉઘરાવવાનાં સંબંધમાં જે ઘણા અનિવાર્ય અન્યાયો જોડાયેલાછે તેને લીધે, તે દેશમાં ઇનકમટેક્ષ જો નહિ ચાલે એવી જરૂરી હોય તોજ પાછો નાંખવો. હિંદુસ્તાનમાં જતા કાપડ ઉપરની જકાત એકદમ કહાડી નાંખવી કે કેમ તે નક્કી કરવામાં હિંદુસ્થાનની મહેસૂલની વિલક્ષણ સ્થિતિ ધ્યાનમાં રાખવી એ ઘણુંજ અગત્યનું છે. તે દેશમાંના લોકોમાંના ઘણા લોકો એટલા તો ગરીબ છે અને તેઓ એવી કર કસરથી રહેછે કે મિઠા શિવાય સામાન્ય વાપારની એવી એકે ચીજ નથી કે જેના ઉપર કર નાંખી શકાય; અને મિઠા ઉપરનો કર તો તેની સીમાએ પહોંચી ચુકયોછે કારણ કે જીંદગીને આટલી બધી જરૂરની ચીજ ઉપર આવો ભારે કર કોઈ વખત પણ નાંખવામાં આવ્યો નથી.

આવી રીતે જ્યારે એવી સામાન્ય વાપારની કોઈ પણ ચીજ નથી કે જેના ઉપર કર નાંખી શકાય ત્યારે, એ વાત તો સ્પષ્ટ છે કે હિંદુસ્તાનમાં કર લેવાના રસ્તાઓ ઘણાજ થોડા છે; કારણકે એ વાત તો સઘળાના જાણવામાં છે કે સાર્વજનિક વાપારમાં હોય એવી ચીજ ઉપરનાજ કરનું સઉથી વધારે ઉત્પન્ન થાયછે કારણકે તેવા કરનો ભાર આખી પ્રજા ખમેછે. હિંદુસ્તાનનો ખરચ વધતોજ ગયો છે; તેની મહેસૂલ તેથી ઓછી ઝડપથી વધીછે: વારંવાર આવતી ખોટ દેવું કાહાડીને પુરી કરવી પડેછે; અને તેનું દેવું હમેશા વધ્યુંજ ગયું છે. વળી છેલ્લાં થોડાક વર્ષમાં ચાર દુકાળ પડવાને લીધે તેની મહેસૂલની સ્થિતિ ઘણી બારીક થઈ છે; આ દુકાળોમાંના છેલ્લા બેને સારૂ સરકારને ૧૯,૦૦૦૦૦૦ પૌંડ સુધીનો ખરચ થઈ ગયોછે. જ્યારે આવી સ્થિતિ છે ત્યારે હાલ આવતી મહેસૂલનો કોઈપણ રસ્તો બંધ કરવો એ ડહાપણનું કામ નથી; અને તેથી કાપડ ઉપરથી હાલની જકાત કાહાડી નાંખવાની દરખાસ્તનો વિચાર કરવાની સાથે નીચેના સવાલ વિષેનો પણ વિચાર કરવોજ જોઈયે; આ જકાત કાહાડી નાંખવાથી મહેસૂલમાં જે ખાડો પડશે તે પુરો કરવાને શો કર નાંખવાનો છે? ઇંગ્લાંડના કાપડ બનાવનારાઓ કે જે આ કર સામું ઘણી સખ્ત રીતે બોલ્યાછે, તેઓએ તે કરને બદલે ક્યો કર નાંખવો તે વિષે અત્યાર સુધી કંઈ ભલામણ કરી નથી, અને એવા કોઈ કરની સૂચના કરવામાં આવી નથી કે જે વધારે ભારે પડે નહિ અને હિંદુસ્તાનના લોકોને વધારે અણગમતો થાય નહિ. હિંદુસ્તાનની મહેસૂલ સંબંધી સ્થિતિમાં જે હાલ સુધારો થયોછે તે જારી રહે તો આ જકાત કહાડી નાંખી શકવાને બસ થાય એટલો વધારો થઈ શકે, પણ કાપડ ઉપરની જકાતથી આવતી મહેસૂલ મુકી દેવા પહેલા મહેસૂલમાં થતો ઉપર પ્રમાણેનો સુધારો હમેશાં કાયમ રહેશે એવી ખાતરી કરવી, તથા મિઠા ઉપરના કર વિગરે મહેસૂલની રીતો ઠીક કરવી એ ડહાપણનું કામ છે.

કાપડ ઉપરની આ જકાત કહાડી નાંખવામાં જેઓએ આગેવાનનો ભાગ લીધો છે તેઓની તેમ કરવાની પ્રેરણા બેશક ઇંગ્લાંડ પ્રત્યક્ષ અથવા પરોક્ષથી રીતે કોઈ પણ પ્રકારનું રક્ષણ કાયમ રાખવામાં સંબંધ રાખે એ તેમને અંતઃકરણથી નાપસંદ હોવાને લીધે થયેલી છે: પણ આ રક્ષણ એકદમ કહાડી નાખ્યવું જોઈયે એમ કેહેતાં એ

વાત યાદ રાખવી જોઇયે કે ઘણા ઇંગ્રેજ સંસ્થાનો આના કરતાં પણ વધારે વિસ્તારની અને વધારે ભારે રક્ષક રીતી રાખી રહ્યા છે. ત્યારે જો સંસ્થાનોની બાબતમાં વચ્ચે પડવાનો યત્ન કરવામાં ન આવે અને હિંદુસ્તાનના લોકોની મરજીની કંઈપણ દરકાર ન રાખતાં ઇંગ્લાંડ એમ કેહે કે તે દેશમાં લેવાતો એક અમુક કર કહાડી નાંખવો જોઇયે ત્યારે સ્વાભાવિક રીતે કોઈના મનમાં આવે કે હિંદુસ્તાનની જોડે ગેરવાજબી રીતે વર્ત્તવામાં આવેછે, અને ઇંગ્લાંડમાં માલ બનાવનારાઓના સ્વાર્થની ખાતર તેને નુકસાન કરવામાં આવેછે. આવી તરેહનો વિચાર હિંદુસ્તાનમાં હાલ બંધાયેલોછે. અને વળી આ જકાત કહાડી નાંખવાની તરફેણ જે રીતે ઇંગ્લાંડમાં લેવામાં આવી છે, તેને લીધે તેવો વિચાર વધતો જાયછે. આવા રક્ષક કરથી ઇંગ્લાંડના વેપારને જે નુકશાન થાયછે તેને ઘણું મહત્વ આપવામાં આવેછે, અને આવી તરેહના રક્ષક કર સામું જે ખરી હરકત બતાવવાની છે કે તે સરકારી મહેસૂલમાં જે આવેછે તેના કરતાં ઘણી વધારે રકમ લોકોના ગજવામાંથી કહાડે છે, તેના ઉપર મુકાબલે થોડુંજ ધ્યાન આપાયછે. ઇંગ્લાંડ અબાધિત વેપારના નિયમોને બરોબર વળગી રહે માટે હિંદુસ્તાનમાં પરદેશથી આવતા કાપડ ઉપર લેવાની જકાત કહાડી નાંખવી જોઇયે એમ જે કહેવામાં આવેછે તેમાં રક્ષક રીતીને જે મોટી ભૂલ છે તેજ ભૂલ વારંવાર કરવામાં આવેછે:—માલ બનાવનારાઓનો ઉત્પાદન કરનારા તરીકેના સ્વાર્થનો વિચાર કરવામાં આવેછે; લોકોના માલ વાપરનારા તરીકેના સ્વાર્થ ધ્યાનમાં લેવામાં આવતો નથી.

---

BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.

**આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.**

**મુંબઈ**—રાધાબાઈ આત્મારામ સગુન, કાલકાદેવી, તથા
કર્તાની ઓફીસ, ગીરગામ.

**સુરત**—મદનલાલ લલુભાઈ મુનસીફ, ગોપીપુરા.

**વડોદરા**—પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, વડોદરા કોલેજ.

**અમદાવાદ**—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઓફીસ.

આ ગ્રંથના કર્તાનું બનાવેલું **બ્રિટીશ હિંદુસ્તાન** નામનું પુસ્તક પણ ઉપલાં ઠેકાણાંએથી મળશે.